---

લવાજમ : હીંદ બહાર રુ. ૮. છુટક નકલ રુ. ૧.

---

આ 'ગુજરાત' માસિક ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે 'સાહિત્ય પ્રેસ' માં નં. ૧૦-૧૪, બેકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ મધ્યે અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી લાભશંકર પ્રભુરામ ભટ્ટે છાપ્યું અને પ્રગટ કર્યું છે.




પુસ્તક ૮ ]~ માર્ગશીર્ષ ૧૯૮૨ [ અંક ૩

## ગુજરાત અને યુગધર્મ

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યવહારિકતા ને ઉંચી અભિલાષા છે એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મ ને પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને તે વ્યવહારિક છતાં બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી છતા, શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે; એમાં પુરુષના સમાન થવાની હોંસ છે; છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરઘેર નવા સસ્કારનો સંચાર થાય છે.

જાણેઅજાણે બધા એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાત સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; શબ્દબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ–નિર્મલ ને નિરકુંશ–આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી દસે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી




પુસ્તક ૮ ]— માર્ગશીર્ષ ૧૯૮૨ [ અંક ૩

## ગુજરાત અને યુગધર્મ

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યવહારિકતા ને ઉંચી અભિલાષા છે એમાં વ્યવસ્થાશકિત છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મ ને પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને તે વ્યવહારિક છતાં બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી છતાં, શ્રદ્ધાળુ હૃદયની શકિત છે; એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

જાણેઅજાણે બધા એક ને અવિભકત ગુજરાતનાં અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાત સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શકિત ને સંયમ; પિતૃભકિત ને જીવદયા; શબ્દબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ-નિર્મલ ને નિરંકુશ—આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી દસે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી





બજારમાં એક ઉંચી ગણાતી ન્યાતનો વરઘોડો મળ્યો.

 ચિત્રકાર: રા. રવિશંકર પંડિત 




સંપાદક:
રા. ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
સભ્ય, સાહિત્યસંસદ
ચિત્રકાર:
રા. રવિશંકર શિવશંકર પંડિત

## ૩

## કુમારીઓનું કૌમારવ્રત (ચાલુ)

### ૪

પહેલી સભા અમારા ઘરના દીવાનખાનામાંજ રાખી હતી. ત્યાં સભાની રીતે ખુરશીઓ ગોઠવી હતી. ટેબલ આગળ પ્રમુખની ખુરશી સ્વાભાવિક રીતે ખાલી હતી. તેની જમણી બાજુએ અનુક્રમે શિરિષ, કમલિની નલિની અને કલ્લોલ બેઠાં હતાં; અને ડાબી બાજુએ પદ્મિની, ચંદ્ર અને સરિતા બેઠાં હતાં. હું શિરિષની પાસે જરા અલગ બેઠો હતો. તેટલા વખતમાં બહારના કોઈ સભાસદ થયા ન હતા, તેથી કોઈની વાટ જોવાની ન હતી. બરાબર પાંચે કામ શરુ થયું.

કમલિની ઉભી થઈને બોલી: "હું આજનું પ્રમુખસ્થાન લેવા કુમારભાઈને વીનંતી કરું છું. તેમની યોગ્યતા તો દેખીતી છે. જરા મોટા હોવા છતાં, તેમના નામ પ્રમાણે તેમનું દીલ કુમારના જેવું છે આપણી બધાની સાથે ભણી પુષ્ક શીખ્યા છે. ભળતાં શીખ્યા છે તેજ તેમની લાયકાત પુરવાર કરવાને બસ છે. બાકી તેમને આ સભા ચલાવતાં કેટલી આવડે છે તે તો થોડા વખતમાં જણાઈ જશે."

ચંદ્ર જરા હસતો હસતો ટેકો આપવા ઉભો થયો: "કમલિનીની દરખાસ્તને હું આ લાકડીથી (હાથમાં હતી તે બતાવીને) ટેકો આપું છું. મારે એટલુંજ ઉમેરવાનું છે કે તેમની ઉંમર જેમ વધતી જાય છે તેમ તેમની અક્કલ જરા ઘટતી જાય છે; છતાં ઉદારતાથી તેમને સહન કરવાને હું તૈયાર છું."

આ બધી ટકોરને શાંતિથી ખીસામાં મુકી હું પ્રમુખની ખુરશી પર બેઠો અને બોલ્યો: "મને પ્રમુખપદ આપવાને માટે તમારો આભાર માનું છું; જો કે તે સંબંધમાં વધારે સભ્યતા રાખી હોત તો વધારે ખુશી થાત."

"મહેરબાની કરી તેમાં કે?" ચંદ્ર બોલી ઉઠ્યો.

સૌએ "ચુપ ચુપ" કહ્યું એટલે તે બેસી ગયો, ને મેં કહ્યું: "હવે મંત્રી હોય તે સભાનો કાર્યક્રમ જણાવે."

પદ્મિની ઉભી થઇ: "આજે પહેલું કામ તો મંડળના બધા નિયમો પસાર કરવાનું છે." પછી તે મંડળના નિયમો વાંચી ગઇ.

"સૌને બધા નિયમો કબુલ છે?" મેં પુછ્યું.

"પછી જે પરણે તેની વાત છે!" એમ કહી ચંદ્રે પોતાની સોટી જરા ફરકાવી. પદ્મિનીએ તેની સોટી લઇને દૂર ફેંકી દીધી.

નિયમો બધાએ કબુલ કર્યા એટલે મેં તે પસાર થયા છે એમ જાહેર કર્યું.

પદ્મિની બોલી: "હવે બીજું અને ખરે-ખરું કામ તો 'કેમ ન પરણવું?' એ વિષય પર ચર્ચા કરવાની છે."

"પણ કોઇને પરણવું હોય તો"? કલ્લોલ હસીને બોલી ઉઠયો; પણ તે કોઇએ ગણ્યું નહીં.

મેં કહ્યું: "હવે આ વિષય પર જેને ફાવે તે ચર્ચા શરૂ કરે." સૌએ એકબીજાના તરફ આંગળી કરીને હસવા માંડયું. પણ કોઇ કશું થયું નહીં.

મેં લગામ હાથમાં લીધી: "કોઇ ઉઠતું નથી તેથી બોલવાનો ક્રમ પણ હુંજ નક્કી કરીશ. જમણી બાજુના પહેલા નંબરથી તે ડાબી બાજુના પહેલા નંબર સુધી અનુક્રમે બધાને બોલવાનું ફરમાવવામાં આવશે ચાલ, શિરીષ! શરૂ કર."

"કેવો રોફ?" ચંદ્ર બોલ્યો. પણ અંદરે આ વાત બધાને ગમી.

શિરીષ ચશ્મા ચકચકાવતો અને મગજને સતેજ કરતો ઉભો થયો.

"મારાં ભાષણો ટુંકાં અને સ્પષ્ટ છે. મનુષ્ય અને પશુ વચ્ચે જો કોઇ ખરેખરો ફરક હોય તો તે બુદ્ધિનો છે. બુદ્ધિજ મનુષ્યોનું સર્વોત્તમ ભૂષણ છે એમ હું સમજું છું. તે વડેજ મોટાં પુસ્તકો લખાય છે અને મોટી શોધો થાય છે—વ્યવહાર અને રાજકારભાર પણ તે વડેજ સધાય છે. તે વડેજ મોટા ધર્મો અને સામ્રાજ્યો સ્થપાયાં છે. તેના વિકાસથીજ તે ખીલ્યાં અને વિનાશથીજ નાશ પામ્યાં છે.

"માણસને એક બીજી શક્તિ જગન્નિયંતાએ આપી છે—અને તે હૃદય. પણ તે તો બુદ્ધિના કાબુમાં અને તેની સાધન તરીકેજ વાપરવાને નીર્માએલું છે. જીવનસફરમાં બુદ્ધિના હાથમાં સુકાન હોય તોજ લાગણીના પવનનો સદુપયોગ થાય. પણ જો સઢ અને સુકાન પવનને શરણે રહે તો થોડી વારમાંજ વહાણના-જ ભુક્કા ઉડી જાય.

"દુર્ભાગ્યે મનુષ્યજાતિના બે અંગની વચ્ચે આ બે ગુણની વિષમ વહેંચણી થએલી છે. પુરુષોમાં વિચાર પ્રધાન છે અને તે હું ઉપર જણાવી ગયો તે પ્રમાણે યોગ્ય છે. ત્યારે સ્ત્રીઓ ભાવપ્રધાન છે અને તે અતિશય અયોગ્ય અને હાનિકારક છે સામાન્ય સ્ત્રીપુરુષો તો પોતાનામાં ન હોય તે ઝંખે છે. અને તેથી એકબીજાને પરણે છે. અને હું એ પણ કબુલ કરું છું કે સ્ત્રીઓ બુદ્ધિની દોરી વિના અથડાઇ પડે એમ હોવાથી તેમને લગ્ન તો લાભદાયક પણ છે. પણ અમને પુરુષોને તો આ ગુણો સુંદર પ્રમાણમાં મળ્યા છે તેથી અમે તો જેમ બૈરાં દુનીઆમાંથી વિરક્ત રહીએ તેમજ અમને તો ખરો લાભ છે. તેથી હું (પોતાની નબળી છાતી જરા આગળ કાઢીને તે બોલ્યો) તો મોટા ભાગના મારા ભાઇઓ અહંક જગાએ મુર્ખાઇભરેલું સમાધાન કરવાનો

નથી—મારા વિચારના પવિત્ર વાતાવરણને સ્ત્રીની વિકારી હવાથી જરાએ અપવિત્ર કરવાનો નથી. એકલો અને વિરલો રહીશ—અનર્થ દેવીથી અલગ રહીશ—ને મારું જીવન સાર્થક કરીશ."

ચંદ્ર અને કલ્લોલે ખુબ જુસ્સાથી તળીઓ પાડી. કુમારીઓના હોઠ જુસ્સાથી ફરકવા લાગ્યા. તેમના ચહેરા લાલ થતા ગયા.

પછી કમલિની ઉભી થઇ: "શિરીષભાઇ કેટલુંક તો બરાબર બોલ્યા છે, અને બાકી તો બકયા છે. બુદ્ધિ અને હૃદય એ મનુષ્યનાં લક્ષણ છે એ તેમનું કહેવું બરાબર છે. પણ હૃદય બુદ્ધિથી ઉતરતું છે, એમ કહેવું એ ખોટું છે. વિચાર અને લાગણી બંને સરખાંજ જરુરી છે અને એ બંનેના સાચા સંમિલનથીજ મનુષ્ય દેવ બને છે. હું કબુલ કરું છું કે એકલી લાગણીથીજ માણસે ન દોરાવું જોઇએ. પણ પ્રેમ કે દયા વિનાના, માત્ર અક્કલવાળા મોટા માણસને પણ દુષ્ટ રાક્ષસ નથી કહેતા? સુકાની વિના વહાણ અફળાઇ જાય એ વાત ખરી છે. પણ સઢ ને પવને ન હોય તો વહાણ એક ઠેકાણેજ ઉભું રહે, અથવા નદીનાજ પ્રવાહને શરણે થઇ ગમે ત્યાં ચાલ્યું જાય.

"આથી સ્ત્રીઓ વીશે તો તેમણે ગંભીર ભુલ કરી છે—જો કે તે વીશે તેમને માફી આપવાને હું તૈયાર છું. પણ ઘડીવાર માની લઇએ, કે તેઓ કહે છે તેમ પુરુષોમાં બુદ્ધિનું તેમ સ્ત્રીઓમાં ભાવનું પ્રમાણ વધારે હોય છે, તોપણ પહેલુંજ પ્રમાણ સારું, અને બીજું ખોટું કેમ? શું પરમેશ્વર પુરુષોનો પક્ષપાત કરે અને સ્ત્રીઓનો દ્વેષ કરે? ઉલટું તેણે દેખીતી રીતે સ્ત્રીઓને શરીર વધારે કોમલ આપ્યું છે તેથી તેનું સાટું વાળવાને તેને અંતરની સમૃદ્ધિ જ




શિરીષ ચશ્મા ચકચકાવતો...ઉભો થયો

વધારે આપી છે. પરમેશ્વરને પક્ષપાતી, એટલે પાપી ઠરાવવામાં શિરીષભાઇએ પોતેજ ગંભીર પાપ કર્યું છે.

"આથી હું તો સ્ત્રીઓને તેમજ પુરુષોને માટે લેમની ભાવનાને દોષ નથી દેતી. 'અન્યોન્ય કરી ન્યૂનતા પુરે અનુગુણ દેવાને' એ વાક્યને પણ યોગ્ય માનું છું. પણ દુર્ભાગ્યે જ્યારે સ્ત્રીઓમાં પ્રેમ અને ભક્તિ કાયમ રહ્યાં છે ત્યારે પુરુષોમાંથી જ્ઞાન અને શૌર્યનો લોપ થયો છે. આજે રામ અને કૃષ્ણ જેવા, ભીષ્મ અને અર્જુન જેવા—કે એથી સોમા દરજ્જાના નરવીરો આપણા દેશમાં ક્યાં પાકે છે? સ્ત્રીઓનું સતીત્વ તો કાયમ રહ્યું પણ પુરુષોએ દેશને ડુબાવ્યો. અને હવે પણ દેશભક્તિનાં બણગાં ફૂંકે છે તેમજ મોટી ચોપડીઓમાં ગોથાં ખાય છે, તોએ નથી આપણા પૂર્વજોને પહોંચી શકતાં, કે નથી પરદેશીઓની બરાબરી કરી શકતા.

"તેમનામાં મર્દાની નથી એ તો સદ્‌ભાગ્યે પુરવાર કરવાની જરુર નથી. તેમ ન હોત તો આપણે પરાધીન કે નિઃશસ્ત્ર ન હોત. અને એ ગઇગુજરી વીસારે મુકીએ તોએ આજે કેટલા પુરુષો પોતાની સ્ત્રી અને બાળકોનું જતન કરવાને ચોર કે લુંટારાની સામે થાય છે? કોઇનામાં હીંમત હોય તો તે જંગલી હોય છે અને ભણેલા બાયલા હોય છે.

"નહીં; અમારે પરણવાનો વખત હજી નથી આવ્યો. હજી વાર છે. જ્યારે પ્રેમશૌર્યની નવી મૂર્તિઓ પેદા થશે ત્યારે અમેજ વિજયમાળથી તેમને વધાવી લઇશું."

ચંદ્ર કૈંક બોલવા જતો હતો, તેને પદ્મિનીએ અટકાવ્યો. હવે નલિનીનો વારો આવ્યો.

"શિરીષભાઇને કમલિનીએ સચોટ જવાબ આપી દીધો છે એટલે મારે બહુ કહેવાની જરુર નથી. પણ મારાં કારણો તદ્દન જુદાં છે. કમલિનીને તો કોઇ પણ દિવસ સુયોગ્ય પતિને વરમાળ પહેરાવવાની હોંસ છે—".

"મેં વરમાળ નહીં, પણ વિજયમાળ કહ્યું છે." કમલિનીએ વાંધો લીધો.

"—પણ મને આવી કૈં હોંસ નથી, તેમ ભ્રમ પણ નથી. પાંચ આંગળીએ પુજવા જેવો સંપૂર્ણ પતિ મળે તોપણ મારે તો નજ ખપે. મારા વાંધા ઉંડા અને અંગત છે.

"પુરુષોના દીલમાં હીંમત નથી તેમ કોમળતા પણ નથી. મને હંમેશાં પુરુષો મેલાઘેલા, કઠણ હૈયાના અને જરા જડસા જેવા લાગે છે. લાગણીની ઝીણવટ તો તે સમજેજ નહીં. કલાનું તેમને ભાન નહીં. રસનું તેમને જ્ઞાન નહીં. પ્રેમની વાતો પણ પીછાને નહીં. નાનાં ભોળાં બાળકોની તેમને કીંમત નહીં. એવાને પનારે પડી મારી જીંદગી ફોકટ કરવા હું માગતી નથી.

"પુરુષોમાં લાગણી નહીં છતાં શરીરમાં જોર વધારે. અને કહેવત તો જાણીતી છે કે "નબળો માટી બૈઅર પર શુરો." બહાર જેમ ઓછું જોર ચાલે, તેમ ઘરમાં વધારે અજમાવે. જે મારે નહીં તે ધમકાવે, હુકમ કરે, રીસ ચઢાવે, બાળકોને સતાવે, એક કે બીજી રીતે ઘરને જંગલ જેવું બનાવી મુકે. આવા જંગલીપણાનો કૈંક અંશ સારામાં સારા પુરુષોમાં પણ હોયજ છે. એટલે તેઓ સંગ કરવાને લાયકજ નથી.

"તેથી આવા કોઇ પણ જંગલીની ગુલામી કરવા તૈયાર છું નહીં,—અને કદી થઇશ પણ નહીં."

હવે કલ્લોલનો વારો આવ્યો. તેને કોઇએ પહેલેથી શીખવી મુકયું હતું, તે પ્રમાણે હસતો હસતો બોલ્યો: "મને પરણવાનું તો બહુજ

ગમે છે—"

"બાંયલો, બાંયલો" એવા અવાજ ચોતરફ થયા.

"—પણ સાંભળો તો ખરાં—પણ પરણવા સામે મારે એક વાંધો સખત વાંધો છે. પૈસા ખરચીને પરણું—બંગલો વસાવું અને પછી કોઈક દિવસ પલંગ પરથી મારી બૈરીને કોઈ પરી અદ્ધર લઈ જાય તો હું તો બનીજ જાઉં, અને મારી ફજેતી થાય. તેથી હું કદી પરણવાનો નથી."

હવે સરિતા જાણે સ્વપ્નમાંથી જાગી હોય તેમ ટટાર થઈને ઉભી: "હું બુદ્ધિને બદલે ધર્મનેજ મનુષ્યમાત્રનું ખરું ભૂષણ માનું છું. પ્રભુને પિતા સમાન ગણી તેનું સ્મરણ કરવું, જગતના સૌ સ્ત્રીપુરુષોને ભાઈબહેન ગણી તેમના પ્રત્યે સમાન પ્રેમ રાખવો—જડચેતન સમગ્ર સૃષ્ટિને પ્રભુનીજ લીલા પીછાનવી અને બને તેટલો વખત પ્રભુભક્તિમાંજ લીન રહેવું, એમાંજ મારા જીવનની સાર્થકતા માનું છું—"

"ત્યારે સાધુડી થઈ જા" ચંદ્ર બોલી ઉઠયો

"—મને એકજ રસ અપે-પ્રેમભક્તિનો; મને એકજ જ્ઞાન ગમે—આત્માના મોક્ષનું; મને એકજ કામ ગમે—ગરીબની સેવાનું; મને એકજ આનંદ ગમે—ભોળાંના ભજનકીર્તનનો. આવા ભાવને સમજી પણ શકે, એવા પુરુષો થોડા હોય છે. તેવા ખરેખરા ભાવવાળા તો હોતાજ નથી. જે કોઈનામાં હોય તેનામાં પણ સ્ત્રીઓના જેટલો તો હોય નહીં અને ભુલેચુકે જો કોઈ સાચા ભક્તરાજ ગમે તો તે પરણે નહીં, અને વળી જો પરણે તો તે સ્ત્રીને પોતાની નોકરજ ગણે. એટલે મારી ભાવનાવાળી કોઈ સ્ત્રી તો પરણી શકેજ નહીં.

"હું જ્યારે બાગના કીનારા પર બેસીને રેતીનો લાંબો પટ—સામે વાદળમાં ગુમ થતો વાંકોચુંકો રુપેરી પ્રવાહ—નદીની ચોતરફ ઝુકતાં લીલાં ખેતરો અને તેના પર ધીમેધીમે છવાતી સંધ્યાકાળની સુરખી—એ બધું નીહાળું છું ત્યારે હું તેમાં એટલી બધી તલ્લીન થઈ જાઉં છું કે મને ત્યાં કલાકોના કલાકો સુધી બેસી રહેવાનું મન થાય છે. તે ધ્યાનમાં કોઈ મિત્રોના મીઠા સુર પણ મને ખુંચે; તો પછી પતિરાજના કઠોર હુકમ સાંભળતાં તો મને મુર્છાજ આવે!

"એટલે આપણે તો કદી પરણવાનાંજ નહીં—આ ભવમાં કે પેલા ભવમાં."

હવે સૌની નજર ચંદ્ર પર પડી. ઘોડાની માફક જરા હણહણાટ કરી ને ઉભો થયો.

"અત્યાર સુધી બધાં એક વાત ભુલી ગયાં છે તે જોઈને મને ઘણી નવાઈ લાગે છે. સ્ત્રીઓમાં (સરિતા સામે જોઈને) ધર્મનું ધતીંગ ગમે તેટલું હશે અને તેમનાં દીલ ગમે તેટલાં વેવલાં હશે, પણ એક વાત તો ચોક્કસજ છે કે તેમના શરીરમાં તો કંઈ દમ હોતોજ નથી. આખી દુનીઆ બે વડેજ ચાલે છે—ખેતી અને સીપાઈગીરી. ખેતી ન હોય તો ખાવાનું ન મળે અને સીપાઈ ન હોય તો એકની મહેનતનું ફળ બીજો ખાઈ જાય. અને બંને કામ તો પુરુષોની તાકાતથીજ થાય છે. બીચારી સ્ત્રીઓનું તો તેમાં આમળા જેવું મીંડુજ છે.

"આ ઉપરથી દેખીતું છે કે સંસારમાં સ્ત્રીઓ પોતાના પગ ઉપર ટકી શકેજ નહીં, તેથી તેમણે પુરુષોના તાબેદાર થવુંજ જોઈએ. અને અહીંઆ કોઈએ લગ્નની રીત માટે પુરુષોના પર ટીકા કરી છે તેને બદલે ખરું

જોતાં તો તેમનો ઉપકાર માનવો જોઇએ કે સ્ત્રીઓ ગાય ભેંસના કરતાં ઘણીજ ઓછી ઉપયોગી હોવા છતાં તેના કરતાં પણ તેમને વધારે સારી રીતે પાળે છે.

"પણ દુર્ભાગ્યે સ્ત્રીઓ આ વાત બરાબર સમજતી નથી અને તેથી તેમના પતિનો જોઇએ તેટલો પાડ માનતી નથી. તેમાં વળી જે જરાક પણ ભણે છે તે તો અભણ કરતાંએ ઓછું કામ કરે અને છતાં તેમના મીજાજનો તો પાર નહીં! એટલે હું તો એવા નિશ્ચય પર આવ્યો છું કે સ્ત્રીઓ પુરુષોની બરાબર કદર કરી શકે ત્યાં સુધી તેમને બદલે એકબે સોઘા નોકર રાખીને બધું કામ લેવામાંજ વધારે લાભ છે.

"સદ્‌ભાગ્યે મારી જાતનું મને ઘણું અભિમાન છે અને મારા કાંડામાં ઠીક જોર પણ છે. તેથી મારી બૈરી જો મારા એક બોલને જરા પણ ગણકારે તો હું તો લાકડી ?ે ફરી વળું. પણ આમ કરતાં રોજ મારી સુખશાંતિનો ભંગ થાય તે કૈં મને પાલવે નહીં. અને ભોગજોગે જો વધારે વાગવાથી એ પીડા છેક પતી જાય તો વળી મારે ફાંસીએ લટકવાની તસ્દી લેવી પડે. તેથી હું તો સૌ વીર પુરુષોને છાતી ઠોકીને સલાહ આપું છું કે કોઇએ કદી પણ પરણવુંજ નહીં."

હવે પદ્મિની ઉભી થઇ. ચારે બાજુએ ચમકતી આંખો ફેરવી, પાસે બેઠેલા સૌને જાણે નજીવા ગણતી હોય એમ કૈં દૂર દૂર નજર ઠેરવતી તે બોલી:

"મને શિરીષભાઇની દલીલોની દરકાર નથી. પણ, અત્રે ત્રણ કુમારીઓએ જે દલીલ આપી છે તેથી હું જરા શરમાઉં છું. કમલિનીને કૃષ્ણ અને રામ, ભીષ્મ અને અર્જુન જેવા શૂરા પતિ જોઇએ છે. પણ આ વીર પુરુષોને સ્ત્રીની કેટલી કીંમત હતી તે એ છેકજ ભુલી ગઇ લાગે છે. કૃષ્ણને ફક્ત ૧૬,૧૦૮ સ્ત્રીઓ હતી, અને તેમાં માત્ર ૮ જ પટરાણીઓ હતી રામ પરણ્યા તો એકને, પણ તેનુંએ પુરું જતન ન કરી શક્યા. અને છેવટે લઢીને તેને છોડાવી લાવ્યા તે પછી એક નજીવા ધોબીનો બોલ પોતાની ગર્ભવતી સ્ત્રી કરતાં પણ તેમને વધારે કીંમતી લાગ્યો. ભીષ્મે પોતે તો બ્રહ્મચર્ય પાળ્યું પણ તેથી પોતાના ભાઇઓને માટે ત્રણ રાજકન્યાઓનું જોરજુલમથી હરણ કરતાં તેમને હરકત ન આવી. અને તેમાંથી એક તો મનથી એક રાજાને વરી ચુકી હતી, તેથી છેવટે તેને છોડી દેવી પડી—તેથી તે ન રહી ઘરની કે ઘાટની—અને છેવટે તેને ચિતામાં ભસ્મ થવું પડ્યું. અને સૌ બાણાવલીઓનો શિરોમણી અર્જુન! દ્રૌપદી જેવી સતીને પરણીને પણ તેને સંતોષ થયો નહીં, અને મન લઇને ૧૨ વરસના વનવાસે નીકળ્યો ત્યારે ભટકતે ભટકતે પણ જે સુંદરી જુએ તેના પર મોહિત થઇને પરણી જાય. આ ઉપરથી હું તો એટલુંજ કહેવા માગું છું કે આ બધા ગમે તેટલા ડાહ્યા અને શૂરા હશે તોપણ સ્ત્રીઓની તો તેમને કોડીનીએ કીંમત ન હતી-તેમને મન સ્ત્રીઓ ને દાસીઓમાં બહુ ફેર ન હતો. એટલે ઋષિઓના જે કાળને હાલ સાતમે આસમાન ચઢાવવામાં આવે છે તેમાં પણ લગ્નની ભાવના તો ઘણીજ જંગલી હતી

"નલિની નથી પરણતી કારણકે તેને પુરુષોના બળની બીક છે. તેણે પુરુષોનું જે વર્ણન કર્યું છે તે એકંદર ખરું છે. પણ પરણવું જો બીજી રીતે યોગ્ય હોય તો માત્ર બીકથીજ ન પરણવું એ તો બાયલાપણું

કહેવાય. હું તો ગમે તેવા રાક્ષસથી પણ બીઉં નહીં. તેની મગદુર નથી કે મારી ભ્રકુટિમાંથી તીર નીકળે તેની સામે એક પગલું પણ આગળ ભરી શકે."

"શાબાશ છે" બોલી ચંદ્ર પદ્મિની-ની પીઠ ઠોકવા લાગ્યો. પણ તેણે તેનું ગળું પકડી જોરથી બેસાડી દીધો.

"સરિતાને ધર્મમાં મગ્ન થવું છે, પણ તેને માટે આ દુનીઆ નથી. તેને તો આ લોકનું સ્વર્ગ બનાવવું છે, અથવા તો સદેહે સ્વર્ગે સંચરવું છે. તે ગમે તેટલું સારું હોય પણ એ કંઈ લગ્નની સામે કંઈ દલીલ નથી.

"ને ચંદ્ર તો મુરખ છે—"

"હું આની સામે સખત વાંધો લઉં છું" ચંદ્ર જોરથી બોલી ઉઠ્યો, પણ ફરીથી પદ્મિની એ તેની ગરદન પકડી બેસાડી દીધો.

"—પણ તેના શબ્દો પુરુષોનો મત ઠીક સુચવે છે. તેના જેવા સૌ આખાબોલા નથી હોતા પણ તેમના મનમાં લગભગ એવું જ કંઈ હોય છે. માત્ર તેની માફક લમણી ઢરી જવાને બદલે પુરુષો એક પછી એક અથવા કોઈક એકી વખતે બન્ને તેટલી સ્ત્રીઓને



મારી બેરીને કોઈ પરી અદ્ધર લઇ જાય તો...

દાસી બનાવે છે—કોઇ તેને રમકડાંની માફક રાખે છે, ને કોઇ તેને નોકરની માફક ...

છે અને કોઇ સખી અને સહચરીના મીઠા બોલથી સ્ત્રીઓની પરાધીનતાને શોભાવવાને વ્યર્થ પ્રયત્ન કરે છે."

"પણ મારો વાંધો પુરુષોની વર્તણુંક કરતાં પણ તેમની નીચી ભાવનાની સામે છે. પુરુષો પશુબળમાં ચઢીઆતા હોવાથી હજારો વરસથી તેમના મનમાં વસીજ ગયું છે કે સ્ત્રીઓ-પછી તે પુત્રી કે માતા, બહેન કે સ્ત્રી હોય તોયે-પુરુષોથી ઉતરતીજ હોવાથી તેમની ગુલામી કરવાનેજ બંધાએલી છે. અને આ વાત ઘણીખરી ભોળી સ્ત્રીઓ માની લે છે એમાંજ તેમની ખરેખરી ગુલામી સમાએલી છે. સમગ્ર સ્ત્રીજીવન એટલે ગુલામી-બાળપણથી બુઢ્ઢાપણ સુધી માત્ર તેના માલીક બદલાયાં કરે-એ તો મનુ મ્હારાજે પણ ચોખ્ખું કહી દીધું છે. અને ગુલામીનું સર્વાંગે સંપૂર્ણ કેન્દ્રસ્થાન એ લગ્ન. જીવનના બધા સંબંધ તેમાંથી જન્મે છે તેથી તેમાંજ પુરુષોએ પરતંત્રતાને પરાકાષ્ટાએ પહોંચાડી છે. તેમાંથીજ જીવનનાં સર્વ ક્ષેત્રોમાં, સમાજમાં અને રાજ્યમાં, ઉદ્યોગમાં અને વેપારમાં, આ ગુલામીનું ઝેર વર્યાં કરે છે. તેથી જો સ્ત્રીઓને કુટુંબમાં તેમજ સંસારમાં ખરેખરા સ્વતંત્ર થવું હોય તો ગુલામીના મુળ કીલ્લાનેજ તોડો, એટલે દુશ્મન જોતજોતામાં સર થશે.

"આ વાત બીચારી અભણ સ્ત્રીઓ તો ન સમજે. પણ જે એકેએક સંસ્કારી સ્ત્રી પરણે છે તેને હું સ્ત્રીદ્રોહી માનું છું. ખેર! પણ આપણે થોડાંઘણાં પણ ટકી રહીશું તો તેમાંથી કોઇ દિવસ મોટું સૈન્ય જમાવીશું— પુરુષોની સામે જંગી બળવો કરીશું—અને આર્યાવર્તમાંથી સ્ત્રી જાતિનો—ખરું જોતાં મનુષ્યત્વનો વિજયડંકો આખી આલમમાં વગાડીશું."

જાણે કોઇ લશ્કરનાં સેનાધિપતિ તરીકે તેજ વખતે હજારોની આગળ વાવટો ફરકાવી હુકમ આપતી હોય એવા જુસ્સાથી પદ્મિની બોલી. ઘડીવાર તો હું પણ અંજાઇ ગયો—આ ચર્ચા કેવી રીતે સમેટવી, તેના વીખરાએલા તાર કેવી રીતે જોડવા તેની મને સમજ ન પડી. થોડીવારમાં બધી આંખો મારા ઉપર એકત્ર થઇ એટલે હું ઉભો થયો.

"તમે બધાએ આ વિષય પર આવી સુંદર ચર્ચા કરી છે તે માટે તમને સૌને અભિનંદન આપું છું. શિરીષે પુરુષોનો પક્ષ ઠીક રજુ કર્યો છે. અને પદ્મિનીએ ઘણી છટાથી સ્ત્રીઓની લડાયક તરફદારી કરી છે. તે બેની વચ્ચે ત્રણે કુમારીઓની દલીલો ગોઠવાઇ જાય છે. કલ્લોલે બાળક મત પણ ઠીક રજુ કર્યો છે, અને ચંદ્રે સ્ત્રીઓને ગોળે વીંટીને ઠીક ગાળ આપી છે.

"કોણ કોનાથી ચઢીઆતું છે, એ વિષયમાં ઉતરવા હું નથી માગતો. સદીઓની તાલીમથી જે સ્વરુપે સ્ત્રીઓ અને પુરુષો આપણને દેખાય છે તે કૈં કુદરતી કહેવાય નહીં અને વળી આપણી ચર્ચાને માટે તો બંને જાતિના ગુણની કીંમત આંકવાની કૈં જરુરજ નથી, કારણ કે આપણો સવાલ તો બંને વચ્ચેના એક ખાસ સંબંધનોજ છે. હું એકદમ કબુલ કરીશ કે પ્રાચીન કાળથી પુરુષોમાં ઘણી અવનતિ થઇ છે, પણ મારે ન્યાયની ખાતર ઉમેરવું પડશે કે સ્ત્રીઓમાં પણ કૈં પ્રાચીન ગૌરવ ને સંસ્કાર રહ્યાં નથી. જો રામ અને કૃષ્ણ હાલ દેખાતા નથી, તો સીતા અને દ્રૌપદી, ગાર્ગી અને મૈત્રેયી પણ નજરે નથી પડતાં. હું એ પણ માનું છું કે કુદરતી જંગલી અવસ્થાના ગુણ સ્ત્રીઓ કરતાં વધારે અંશે

[વધુ માટે જુઓ પૃ ૩૨૭]

# એમેચ્યુઅર સીપાઈ

લેખકઃ
રા. ગોવિંદ
ચિત્રકારઃ
રા. રજબ

સાંતાકુઝ, અંધેરી, ઘાટકુપર. એ બધાં પરાંઓ ગોરીનાં મથક ગણાય ખરાં, પરંતુ એમાં પણ અનારું સાંતાકુઝ તો જાણે મુખ્ય. ચોરોને તે એકદમ પસંદ કેમ પડી ગયું છે, એ તો કોણ જાણે? પણ હું માનું છું કે ચોરો તેમની પસંદગીમાં ગભીર ભુલ કરે છે, કારણ કે હવે કૈં પહેલાંની જેમ સાંતાકુઝમાં ખુલ્લી જગ્યાઓ રહી નથી. હવે તો જ્યાં ત્યાં બંગલાઓ બંધાઇ ગયા છે ને વસ્તી પણ એટલી બધી વધી ગઇ છે કે ન પુછો વાત એ હીસાબે તો ચોરોને નવું ઠેકાણું ખાર વધારે સગવડભર્યું થઇ પડે. આજુબાજુ વિશાલ ખેતરોજ રહ્યાં એટલે નાસી જવાની કેટલી બધી અનુકુળતા! ઉપરાંત સાંતાકુઝના મચ્છરો ચોરોને કેટલું નુકશાન કરે છે એનો તો એમને ખ્યાલ પણ નહીં હોય.

ભલે સાંતાકુઝના રહેવાસીઓ બેકદર બની એ મચ્છરોને ઉતારી પાડે-છડેચોક એમની અવગણના કરે પણ હું તો કહું છું કે એ મચ્છરો સાંતાકુઝનિવાસીઓની બહુ ભારી સેવા બજાવી રહે છે.

રાત્રે વરસાદ પડતો હોય, કુતરાં ભસતાં હોય અને બે વાગે ભેં ભેં કરતી એક મોટર પસાર થાય. પોર્ટસની સીનેરી બંધાય. એ વખતે થોડીથોડી વારે રાઉંડ ફરતો પોલીસ, સીપાઇ લોકોને જાગ્રત કરવા મહેનત કરે ખરો, પણ એ જરા દૂર ગયો કે લોકો તો ઉંઘી જવાના—એટલે એની મહેનત તો નકામીજ ને? સુરત તરફ દાડીઆ ફરે છે ને લોકોને જાગ્રત રહેવા સુચના આપે છે; પણ તે પણ કૈં એકજ મકાન આગળ થોડા બેસી રહે? પરંતુ અમારા સાંતાકુઝના મચ્છરો તો ઘરની દરેકેદરેક વ્યક્તિ ઉંઘી ન જાય એટલા માટે, પોતાના કુટુંબ સહિત અખંડ રાત જાગરણ કરી. એને જરાપણ ઝોકું ન આવે એની કાળજીપૂર્વક સંભાળ રાખે છે. એ પણ કૈં જેવો તેવો ઉપકાર! અને અલબત આ દુનીઆમાં તો રાયથી માંડીને તે રંક સુધી સર્વે પોતાના પેટ માટે વેઠ ઉઠાવે છે, ત્યારે આ મચ્છર બીચારા, આટલી મહેનતના પ્રમાણમાં પેટપુરતું ખાવાનું માગે એમાં આપણે જો એમને દોષ દઇએ તો તે આપણોજ દોષ નહીં તો બીજું શું!

ચોરો સાંતાક્રુઝના રહેવાસીઓ નહીંજ હોય એ ચોક્કસ, નહીં તો એમના ધંધાને પહોંચતી આટલી હાનિનો ખ્યાલ જરુર એમને આવવોજ જોઇએ. આમ લોકો આખી રાત જાગે તો બીચારા ચોરો પોતાનો ધંધો શી રીતે ચલાવી શકે ? જો ચોરો સાંતાક્રુઝમાં રહેવા આવે તો જરુર એ મચ્છરોને ગમે તેમ કરીને પણ દેશપાર કરે, અને ત્યારેજ સાંતાક્રુઝના નગુણા લોકો મચ્છરની કદર કરે. સારાની કદર તો નરસાં મળે ત્યારે થાય. એ સીવાય નહીંજ—એ પણ કેટલું વિચિત્ર! પણ દુનીઆજ બેકદર છે ત્યાં વધુ શું કહેવું?

સાંતાક્રુઝની ખાસ ખુબી તો એ છે કે મુહૂર્તની ચોરી પોલીસચોકી ઉપરજ થાય—સીપાઇઓ પણ બીચારા શું કરે? ચોરી તો વધતીજ જતી હતી. બીજે દિવસે લોકલોમાં એની એજ વાતો સંભળાય. ચોરો કે પઠાણોને કેમ પકડવા—કેમ હંફાવવા વગેરે સુચનાઓ અપાય. હીંમતની મોટી મોટી વાતો થાય—અને જ્યુજીત્સુની નવીનવી યુક્તિઓ શોધાય, પણ બધું બોલવામાંજ.

ઘણા લોકોએ તો રીવોલ્વરો પણ રાખ્યા છે, અને સાંજ પડે ત્યારે જાણે દીવાળી જાગી હોય તેમ, દરેક પોતાની રીવોલ્વરની જાહેર ખબર આપવા ખાલી બાર કરી રહે છે, અને આજુબાજુના લોકો, પડોશીઓની રીવોલ્વરના ધડાકા સાંભળી, પોતાની સલામતી સમજી સંતોષ પામે છે. પણ રાત્રે જ્યારે પેલી મોટરનો વખત થાય, ઘર પર કાંકરા પડે ને પોલીસ બાપડો સીસોટી ફુંકી ફુંકીને હારી જાય, એ વખતે એ બધા રીવોલ્વર-વાળાઓને, આટલા બધા મચ્છરો છતાં કેમ ઉંઘ આવી જતી હશે એ સમજાતું નથી!

આવી રીતે રોજનો ત્રાસ પણ શી રીતે સહન થાય? એટલે પછી તો અમે અકળાયા અને રાત્રે રાઉંડ ફરવા માટે સ્વયંસેવકો ભેગા કર્યા. અમે બધા ૧૦૦ સ્વયંસેવકો મેળવી શકયા. દર રાત્રે ૧૦ જણાની વારી આવે અને તે પાંચ પાંચની બે ટુકડીઓમાં વહેંચાઇ જઇ રાત્રે ૧૨ વાગ્યાથી તે ચાર વાગ્યા સુધી સાંતાક્રુઝની ગલીએ ગલીમાં ઘુમી વળે. વચ્ચે અડધા કલાકની વિશ્રાંતિ મળતી જે દરમ્યાન કોઇકને ત્યાં ચહાપાણીની સગવડ બની રહેતી.

તે રાત્રે રાઉંડ ફરવાની મારી વારી હતી. શરુઆતમાં રાઉંડ ફરતા સ્વયંસેવકોનો ઉત્સાહ પ્રશંસનીય હતો, પણ જેમજેમ દિવસો વધ્યા તેમતેમ સ્વયંસેવકોની હાજરીમાં ઘટાડો થવા લાગ્યો અને તે દિવસે તો અમે માત્ર છજ જણ ભેગા થયા એટલે ત્રણ ત્રણની બે ટુકડીઓમાં વહેંચાઇ જઇ અમે અમારી રાઉંડ શરુ કરી.

મારી સાથે હર્ષદરાય અને નવીનચંદ્ર હતા. હું ને હર્ષદરાય સહેજ આગળ નીકળ્યા. હર્ષદરાય જરા બડાઇખોર હતા. ટ્રેનમાં જો ચોર કે પઠાણની વાત નીકળે તો એમને એવું તો શૂર ચઢતું કે ન પુછો વાત! પછી ચોરો સાથે કેમ કામ લેવું એની નવીનવી યુક્તિઓ યોજતા અને સુચનાઓ પણ એટલી મોટેથી આપતા, કે આજુબાજુના છ છ ડબ્બાઓમાં પણ બેઠેલા લોકો એમની સુચનાઓનો લાભ લેવા ભાગ્યશાળી બનતા.

"ભાઇ હર્ષદ! આજે જો આપણને એક પઠાણ મળે તો તો ત્રણેને પુરો પડે કેમ ખરુંને?" મેં વાત છેડી. મને ખાત્રીજ હતી કે પઠાણનું નામ સાંભળી એ ઉશ્કેરાશે અને અમને બે ઘડી ગમ્મત મળશે. આમ કંઇ તોફાન કે ટોળટપ્પાં ન કરીએ, અને ગંભીર ડાચાં લઇને જો રાઉંડ ફરવા બેસીએ તો તો

બારથી તે ચાર વાગ્યા સુધીનો વખત અંધારામાં ફરતાં ફરતાં કાઢવો બહુ મુશ્કેલ થઇ પડે. પાણી મેળવીએ–કોઇને ખીવડાવીએ વગેરે તોફાન કરી અમે અમારી ફરજ બજાવતા.



હું ને હર્ષદરાય સહેજ આગળ નીકળ્યા.

રાઉંડ ફરવાની રાત તો તોફાનમાંજ કાઢવાની! કોઇને બનાવીએ–કોઇને બે વાગે જગાડી ચહા-

"તમે પણ ચાલ્યા છો?" હર્ષદરાય

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૩૪]

# એક અર્ધ અનાયાસ ગાન

લેખક:
રા. કુસુમાકર

ચાલ ચાલ અનિલારુઢ થઇને સત્ય લોક સરી જાશું,
અમરભૂમિના પાન્થ પ્રિયે કયાં! પાતકી કયાં જગ પાંશુ;
સખી રે! પાતકીઆ જગ પાંશુ? ૧

સ્વર્મન્દાકિની સુભગ તટે પર્ણકુટિ દઇ બાંધી,
જુદાઇ જડતા જશે શું દેશે સુવર્ણ સાંકળી સાંધી,
પ્રણયની સુવર્ણ સાંકળી સાંધી. ૨

કુત્સિત જગની સહુ કુટિલતા, સુસાત્વિક સ્વર્ગ સમીરે,
જશે જશે, પ્રિય કિલ્મિષ કર્દમ નવ સુરગંગા તીરે,
ચાલ ચાલ સખી તહીં રે. ૩

ના આર્તિ, આધિ, આશંકા, આહ્લાદિની એ છોળે,
ઉર ઉઝરડાના એ ઉટકે, પ્રેમ ઝલક ઝબકોળે;
ચાલ એ અમરચારુતા ખોળે. ૪

કાર્પણ્ય તણા આ કારાગારે, શાને સખી રે રહેવું?
ઘાતક આ જગ-ઘોષ મહીં પ્રિય! ઉર શીદ રીબી દેવું?
સખી રે! અથાગ અહીંઆં સ્હેવું. ૫

અંશુનાથના કિરણે કિરણે ચાલ ચાલ સખી નહાશું,
અખંડ ઉરની અમૃતધારા પીશું ને સખી પાશું;
અહીંની અધોગતિ ભુલી જાશું. ૬

# ગોરગોના


લેખકઃ

**શહેનશાહ નેપોલીઅન બોનાપાર્ટ.**

અનુવાદકઃ

**રા. ચીમનલાલ મુળજીભાઈ લુહાર,**
**બી. એસસી.**


—o—

**નોંધઃ**—ઈ. સ. ૧૯૨૪ ના ઓગસ્ટની ૧૬ મી તારીખના 'સ્ફીઅર'માં આ વાતો પહેલીજ વાર પ્રગટ થઇ હતી. શહેનશાહ નેપોલીઅન બોનાપાર્ટની અપ્રસિદ્ધ બે વાર્તાઓ છે જેમાંની "ગોરગોના" એક છે. મુળ ફ્રેંચ ભાષામાં શહેનશાહે લખેલી, તેનું ઇંગ્રેજી ભાષાંતર ઉપરથી મેસી ગહામે 'સ્ફીઅર' માટે કરેલું. "ગોરગોના" બે વાર્તામાંથી લાંબી છે, અને ફ્રેંચ પ્રજાએ કોર્સીકા ટાપુમાં કેટલી નિર્દયતાથી રાજ્યશાસન આરંભ્યુ હશે તેની ઝાંખી કરાવે છે.

સ્પેન જવા માટે લીવોન બંદરથી હું નીકળ્યો. પવન પ્રતિકુળ હતો એટલે અમારા વહાણને ગોરગોના નજીક લંગર નાખવાની ફરજ પડી.

ગોરગોના અર્ધા માઇલના ક્ષેત્ર પર પથરાતો સીધા ઢોળાવવાળો મોટો ખડક છે. આસપાસ ક્યાંએ આશ્રયનું સ્થાન દેખાતું ન હતું. ગાબડાં પડી જવાથી અમારા વહાણની સ્થિતિ ભયંકર થઇ ગઇ હતી; એટલે આત્મરક્ષણ માટે તાત્કાલિક સુઝયું એમ અમે કર્યું.

આ નાનકડો દ્વીપ મહાન સમુદ્રની બે ભુજા વચ્ચે સુનો હોય એમ લાગતો. ખરબચડા કીનારા ઉપર મોજાં નિરંતર અથડાઇ ભયંકર મસ્તી કરતાં. છતાંએ આ દ્વીપ ઉપર પ્રકૃતિનું સૌંદર્ય એટલું જવલંત હતું કે ઘડીભર નયન તૃપ્તિ કરતાં બધુ વીસરી જવાનું. તાંડવ નૃત્ય કરતા સમુદ્રની ભીષણ ક્રૂરતામાંથી અથવા મોતને આંગણે ઉભેલો ખલાસી અહીંઆં ઘણીએ વાર આશ્રય મેળવતો. છતાં ગોરગોનાના વિશાલ રાક્ષસી ખડકો પર કેટલાંએ વહાણો ભાંગી ભુકો થઇ જતાં.

ત્રાસજનક સમુદ્રમાં તોફાનો વેઠતાં અમે થાકી લોથપોથ થઇ ગયા હતા. બધા ખલાસીઓ સાથે હું પણ આ ખડક પર ઉતર્યો. જીંદગીમાં પહેલીજ વાર અમે આ દ્વીપ જોયો અને તેમાં વસ્તી હશે કે કેમ તેની કોઇને ખબર નહોતી.

અવશેષ રહેલી મારી શક્તિનો ઉપયોગ દ્વીપનું અવલોકન કરવામાં કર્યો, અને અનુમાન કર્યું કે માનવીનો પગસંચાર આ બાજુ ક્યાંએ થયો ન હતો. મારું અનુમાન ખોટું હતું તેની મને તરત ખબર પડી, કારણ કે થોડે દૂર



સેંટ હેલીનાની રમ્ય તળેટી.

જમાનામાં જીર્ણ થઇ ગએલી કેટલીક દીવાલો મારા જોવામાં આવી આઇવી (Ivy) ના વેલાઓ વગેરે દીવાલની લગોલગ એટલા બધા ગીચ પથરાઇ ગયા હતા કે કોઇ કોઇ વાર તો દીવાલ પણ જોવી મુશ્કેલ થઇ પડતી.

મનુષ્યો પહેલાં વસી ગયાં હશે એવા એક સ્થળે મેં મારો તંબુ ઉભો કરાવ્યો. રાત્રિ મેં તંબુમાં ગાળી.

નાગરેલા વહાણમાં ખલાસીઓ સુતાં. માત્ર હું એકલોજ દ્વીપ પર રહ્યો. રાત્રિનો કેટલોક સમય મેં દ્વીપના વિચારમાં ગાળ્યો. માનવીનાં રસાકસી, લોભ અને ઉન્નત લાલસાઓથી દૂર–ઘણે દૂર આનંદ અને મોજમજાહ અપાવે એવી નાનકડી સૃષ્ટિમાં હોઉં એમ મને લાગતું. સંપૂર્ણ સુખમાં તો નહીં, પણ સંતોષ અને આરામ પકડી શા માટે અહીંઆંજ જીવન ન ગુજારવું ?

વિચારમાળા ફેરવતાં હું નિદ્રાવશ થયો. રોબીન્સન ક્રુઝો સાથે મને તમે સરખાવો તો નવાઇ જેવું નહીં. ક્રુઝો માફક સમસ્ત દ્વીપનો હું રાજા હતો.

નિદ્રાના આલિંગનમાં થોડીક વાર પડયો હોઇશ, ત્યાં અચાનક મશાલનો પ્રકાશ અને અચંબો પમાડે એવી બુમોથી હું સફાળો જાગ્યો. "શત્રુઓને મારો, કાપો" એવા ઇટાલીઅન ભાષામાં પોકરાએલા હોકારા સાંભળી મારી કુતુહળના ભયમાં પલટાઇ ગઇ!

લાકડી સીવાય મારી પાસે બીજું હથીઆર નહોતું. પાથરણું દૂર ફેંકી દઇ મેં લાકડી સંભાળી. તંબુના દરવાજા માટે મેં ફાંફાં માર્યાં પણ તે બંધ કરી પુરી દેવામાં આવ્યો હતો એમ મને જણાયું.

શું કરવું તેના વિચારમાં હતો ત્યાં એકાએક તંબુને આગ લાગી. બહારથી બુમો પર બુમો સંભળાઇ: "બધા આમજ મોતના પંઝામાં જાઓ!"

ભયંકર શાપની ત્રાસજનક બુમો સાંભળી મારું લોહી સ્થંભી ગયું. મહામુસીબતે થોડીક હીંમત એકઠી કરી ધુમાડાના ગોટામાં હું અર્ધો રુંધાઇ જવા લાગ્યો ને જેમતેમ તંબુની



ગાબડાં પડી જવાથી અમારા વહાણની સ્થિતિ ભયંકર હતી.

બહાર નીકળી બચવા પામ્યો. આવી નિર્દયતાથી ખુન કરનાર શત્રુને મારે આસપાસ ડાફ્રીઆં મારવા લાગ્યો. પણ નહોતું ત્યાં કોઈ અને નહોતી સંભળાતી બુમ! શી મારી હાસ્યજનક સ્થિતિ?

ભયમાંથી મુક્ત થવા છતાં મારી છાતી ધડકતી હતી. ઘોર અંધારી રાત્રિએ સમુદ્રની રાક્ષસી ગર્જનાઓ સાંભળી મારી હીંમત સરી પડતી અને વાયુના સુસવાટા વચ્ચે વહાણ પર સુતેલા મારા માણસોની સ્થિતિ કલ્પતાં મારું હૃદય બેસી જતું હતું. ભસ્મીભૂત કરતી જ્વાલાઓના પ્રકાશમાં મારા તંબુ તરફ મેં દૃષ્ટિપાત કર્યો. મને ત્યારેજ ચોક્કસ થયું કે સમસ્ત વિશ્વ નાશવંત છે, એક દિવસ મારો પણ આમ નાશ થવાનોજ.

પાએક કલાક બાઘાની માફક ઉભો હોઈશ ત્યાં પગરવ સંભળાયો. અને પલ પછી બે માણસો આવ્યા.

નિઃશસ્ત્ર હોવાથી હું તંબુની ઓથે ભરાઈ ગયો એમ કબુલ કરતાં મારે શરમાવું ન જોઈએ. આવું નિર્દય, અમાનુષી કર્મ કરવાનું પ્રયોજન શું હશે તે જાણવા હું આતુર હતો. જનતા પ્રત્યે આટલી અસ્વાભાવિક દયાવિહીન લાગણી હોવાનું ખરું કારણ શું હશે તે જાણવા હું તલપાપડ બની ગયો. નીચેના શબ્દો મારે કાને પડયા પછી મારા અચંબાનો પાર રહ્યો નહીં:

"મારી દીકરી! મોતને આંગણે ઉભેલા તારા જર્જરિત બાપને આ ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે! ઓ પ્રભુ! ક્રૂરતાનો ભોગ થઈ પડેલા કમનસીબની છેલ્લી પ્રાર્થના તું સાંભળજે! બેટા! જે પરમાત્માએ આટલો વખત આપણું રક્ષણ કર્યું તેની તે પ્રાર્થના કરતો હશે! અરેરે! આ તેં શું કર્યું? કદાચ આપણા દેશબંધુઓના સ્નેહ ખાતર તેં એક દેશબંધુનો ભોગ આપ્યો હશે તો? નહીં! નહીં! આ ઘાતકી કામ જોયા પછી મારું જીવવું વ્યર્થ છે. નિષ્કામ ભક્તિ જ્યાં સુધી મારામાં હતી ત્યાં સુધી મારાં જન્મભૂમિ, કુટુંબ અને મારા પોતાનાં સુખ દુઃખ હું વેઠી રહ્યો. પણ અફસોસ! આ ઉમરે મારાં ધોળાંમાં ધુળ પડી! કપાળે કલંક ચોંટયું! મારી વહાલી દીકરી! તને છેલ્લા પ્રણામ! મારા પાપનું પ્રાયશ્ચિત હુંજ કરીશ! બસ આ

સળગતી જ્વાલાઓમાં મારું પાપ ધોઇ નાખીશ. બેટા! તને હું મારી આપું છું. મારી પછી મારું વેર લેજે. અને આપણી માતૃભૂમિને દુઃખ દેનારને તો કદાપી જીવતો જવા દ-શ નહીં. તારા બાપના મૃત્યુનું વેર તેમની ઉપ- લેજે!"

આ કરુણાજનક ઉદ્ગારોએ મારી હીંમત પાછી આણી. મારી એ વખતની વિચિત્ર સ્થિતિનો ખ્યાલ આપવો કઠણ હતો.

વૃદ્ધ પુરુષને મેં પુછયુંઃ "કાકા! જનતાથી દૂર વસવાની તમને શી ફરજ પડી?"

તેણે નીચે પ્રમાણેનો અહેવાલ આપ્યોઃ

"કોર્સીકા મારી પરમપ્રિય જન્મભૂમિ છે. તેની સ્વતંત્રતા એ મારું સર્વસ્વ હતું. આગળ અમારા ઉપર જીનોઇઝ શાસન ચલાવતા. પચ્ચીસ વર્ષની ઉંમરે જન્મભૂમિની સ્વતંત્રતા માટે હું પહેલીજ વાર સંગ્રામમાં ઉતર્યો. માત્ર દસ વર્ષ પહેલાં અમારા જુલ્મી શાસન-



સેંટ હેલીનામાં વીર નર નેપોલીયનની કબર.

આ સદ્ગુણી વૃદ્ધ પુરુષને હું પાયે પડયો. "કાકા," મેં કહ્યું, "હું એક ઇંગ્રેજ છું. તમારો મિત્ર છું, દુશ્મન નહીં. નસીબ રુઠેલું તે ભયંકર અકસ્માતમાં આવી પડયો અને જીંદગીની મંજલ પુરી થાત, પણ તમારા બોલેલા શબ્દો મને દીલાસારુપ નીવડયા છે."

મારું બોલવું સાંભળી વૃદ્ધ પુરુષ ખુશ થતો લાગ્યો, અને તેની ગુફામાં મને લઇ ગયો.

અમારા વચ્ચે ચાલેલો વાર્તાલાપ લખવા બેસું તો આ વાતો પુરીજ ન થાય. ગુફાવાસી કર્તાઓ ઉપર મારા બાહુબળથી મેળવેલી ફતેહનાં ગાન મારા દેશબાંધવો—મારા સાથીઓ ગાતા.

"થોડા વર્ષ પછી અમને વશ કરવા માટે જીનોઇઝે જર્મનોની મદદ માગી. પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહીં. માત્ર એટલુંજ કે કોઇકોઇ વાર અમારા બલવાન પર્વતવાસીઓ ઉપર પરદેશી હકુમતનો વાવટો ફરકી જતો.

"જગતના દુષ્ટાચારીઓ લગભગ હમેશાં

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૩૪ ]



ગુજરાત ] [ માર્ગશીર્ષ ૧૯૮૨

કીરતુભરાયે પાછલા વાડામાં દૃષ્ટિ કરી—ત્યાં તો સુલભા સ્નાન કરી રહી હતી.

—હૈયના જ્વાલામુખી

—પૃષ્ઠ ૨૬૪



# ઉરના જ્વાલામુખી

લેખક :

અ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

ચિત્રકાર:

સૌ. જડાવબહેન ચીમનલાલ વીણુ

૧

કમળરાય (એલ. સી. પી. એસ) ડાક્તરની પરીક્ષાના છેલ્લા વર્ષમાં હૈદરાબાદ (સીંધ)માં ભણતો હતો, ઉચ્ચ વર્ગના પંદરેક ગુજરાતી બ્રાહ્મણ વિદ્યાર્થીનું બધું મંડળ ભેગું જુદો એક મુકામ રાખી રહેતું હતું બધાજ સાધારણ સ્થિતિના હતા. સીંધમાં ગુજરાતી રસોઇઆ પણ મળી શકે તેમ ન હતું. આથી, હાથોહાથ તેઓ વારાફરતી રાંધતા; સંપ તથા કુટુંબસ્નેહથી કામ વહેંચી લેતા; અને મસ્તીભર્યો નિર્દોષ કલ્લોલ મચાવતા. અમદાવાદ દાખલ થવામાં મુશ્કેલી આવે તે સર્વને દૂર હૈદરાબાદ સુધી અભ્યાસ માટે જવું પડે છે. હૈદરાબાદની વૈદક શાળા ભવ્ય, સુંદર અને સાધનસંપન્ન છે; શિક્ષણ પણ સારું છે. છતાં પરદેશીઓને રહેવાની પૂરી સગવડ નથી. તેમાં પણ કાઠીઆવાડી બંધુઓને સગવડ પણ ક્યાંથી હોય? આ વિદ્યાર્થીઓ, ઘણુંખરા જૂનાગઢ, જામનગર, મેંદરડા વગેરે સ્થળોનાં ટુંકા ખર્ચમાં, અડદની દાળ, ભાખરી તથા ચટણી કે ખીચડી ઉપર સંતોષ માની લેતા; શાક કે ભાજીની બહુ દરકાર ન કરતા. પરંતુ ગુજરાતી મહેમાનો માટે તેમનો સદ્ભાવ હૃદયને સ્પર્શે તેવો હતો; તેમનો પ્રેમ-સેવાભાવ અજબ હતો.

આજ સાયંકાળે, નિયમ મુજબ, શાળામાંથી પરવારી કેટલાક સીંધુ નદીને કિનારે ફરવા નીકળી ગયા છે; કેટલાક ઓરડામાં [illegible], દૂર જંગલના થતા ખળખળ મીઠા અવાજને સંભારતા મશ્કરી કરે છે; બેત્રણ જણ બહાર ઓટલે ચોપડી લઈ વાંચવામાં તલ્લીન થયા છે; ત્યારે ૨૧ વર્ષનો એક યુવાન કમળરાય ઉપરની અગાસીમાં, એક '[illegible]' પાસે બેસી અભ્યાસની બધી ચિંતા વીસારી, પોતાની પ્રિયતમા સુશીલાની જુની યાદના સ્મરણમાં ગરકાવ બની, પોતાની

અતિશય પ્રિય વાંસળી છેડી રહ્યો હતો. સીંધુ-ની મીઠી અનિલ લહરી નવો ઉત્સાહ પ્રેરતી હતી, અને કોડથી લસતી એની ગૌર મુખાકૃતિ ઉપર સુશોભિત વાળની લટ ફરફરતી હતી. તેવામાં, એક ટપાલી મિત્ર ઉપર આવી,–"જરા ફુરસદે આ ભાભીસાહેબનો પત્ર વધાવશો"—એટલું લટકાથી બોલી પત્ર નાખી જતો રહ્યો. એક બાજુ સૂર્યાસ્ત ને બીજી બાજુ ચંદ્રોદય થવા લાગ્યો! બંસરીના ઉન્માદમાં તેને લાગ્યું કે એ પત્ર તે પોતાની સુલભાજ સાક્ષાત્ હતી; અને એ સંગીતથી મુગ્ધ થઇ નૃત્ય કરવા તત્પર થઇ હતી! પણ તેવામાં એકદમ દૃશ્ય બદલાયું અને સુલભા ચોધાર આંસુથી રડતી હોય તેવો અમંગળ આભાસ થયો! અને વાંસળી હાથથી સરી ગઇ! એને લાગ્યું કે 'મારી જીવન બંસરી બસુરી બની રહી!'

એકદમ, હૃદયસરસો લઇ, અધીરાઇથી પત્ર ફોડયો ને બહારના ઝાંખા તેજમાં, જેમ વાંચતો ગયો તેમ તેનું મુખ ભય, ચિંતા ને શોકથી કરમાઇ ગયું! ફરી ફરી વાંચતાં અશ્રુ સરવા માંડયા.

જુનાગઢ, સવાર.

વહાલા,

મને બેત્રણ દિવસથી સખત તાવ આવે છે; પણ આજે કંઇક ઠીક છે. મારે કંઇ લખવું નથી, છતાં કોણ જાણે કેમ લખી જવાય છે. મને માફ કરશો? મારા જીવનમાંથી રસ નષ્ટ થયો છે; મારી મુંઝવણ પારાવાર છે; હું નિસ્તેજ બની છું, ને મને કશુંજ સુઝતું નથી. મારો સ્નેહ તો એવો ને એવોજ છે; પણ હું હવે તમારે યોગ્ય રહી નથી. મારૂં દુઃખ કદી કહેવાય તેવું નથી. તમે મારી તરફ ઘણો ઉદાર પ્રેમ રાખી મને પોતાને હૈયે જડી દીધી છે તો આ મારી નમ્ર આજીજી-વીનંતી સ્વીકારશો; હવે પછી કદી આ બાબત વીશે મને પુછશોજ નહીં. પ્રભુએ સ્નેહની લીલી કુંજવાડીનાં દિવ્યદર્શન કરાવી, આશા નિરાશાજ ઠરાવી! આજ કંઇ વધારે લખવાને મારી કલમ ઉપડતી નથી. જો મને તમે ચાહતા હો તો કદી આ વીશે કશુંજ પુછશો નહીં. અહીં બધાં સારાં છે. મને ધીરેધીરે સારું થઇ જશે, માટે ડાકટર સાહેબ! ચિંતા ના કરશો. પાસ થઇ વ્હેલા આવશો. તમારી આશાએ જીવું છું.

તમારી સુલભા.

પોતે શરીરે ગૌર વર્ણનો, ઉંચો ને તેજસ્વી હતો. કસરતથી ને આહારવિહારના નિયમોથી શરીર સારું કેળવ્યું હતું. પોતે બહુ મનોબળ વાળો હતો. નાની ચિંતાઓથી કદી તે મુંઝાયે ન હતો. એ હંમેશ માનતો અને કહેતો કે વિપત્તિના ખાડામાં કે સંપત્તિના શિખરે શાણાઓ કદી અંતરની શાંતિ ત્યાગતા નથી પણ, આજજ તે નરમ બની ગયો. પોતાનું જ્ઞાન ગળી જતું લાગ્યું! અંતરમાં એવી ઝણઝણાટી થવા લાગી કે સૂર્યાસ્તનાં કિરણોમ તેનાં અશ્રુ ચળકવા લાગ્યાં. કેટલોક ઉંડો વિચાર કરી નિશ્ચય કર્યો કે આ બાબત સુલભાને કંઇ પુછાવવુંજ નહીં. એક માસ પછી છેલ્લી પરીક્ષા આપી જુનાગઢ જવાને હતો. તેણે પોતાનાં આત્મબળ તથા પ્રભુશ્રદ્ધા ને એકઠાં કર્યાં.....

અગાશીમાં ચાંદની સરસ ખીલી રહી ત્યારે નીચે વાળુનો સમય થતાં ધાંધળ મચી રહી; કોલેજમાં સૌથી પ્રોફેસરોની વર્તણૂંક ને પરીક્ષાની કટાકટીનો પ્રસંગ તથા ભાવિના પ્રશ્નો વારાફરતી ચર્ચાયા. બધાએ કમળારામને જરા બનાવ્યો: "ભાભીસાહેબનો વિયોગ કાળજે આવે જરા વિશેષ માલેના?" કમળારામે, માથું સખત દુઃખે છે કહી જમીને તરત, પોતાની નાની જુદી ઓરડી હતી તેમાં જઇ લંબાવ્યું.

ના વમળમાં એને જરા પરસેવો થઇ પોતાની પરિસ્થતિનો બધો વિચાર મન મી રહ્યો.

એની માતા દસેક વર્ષથી દેવલોક પામી એના એકાદ ી, રજ- ની નોકરી- નાનકડું ન મેળવી, ત્ત થઇ ગઢ આવ્યા . એને ક્ કે બહેન હતાં; તથા સ નિકટના બંધીઓ ણુ થોડાજ ા, ને તે ગામ નોકરી- ાટ હતા. કમળરાયનાં ોક વર્ષથી ગ્ન થયાં તાં; અને છેલ્લા બે વર્ષ- ના સહવાસથી તેનો ને સુલભા- નો જીવ મળી ગયો હતો; બંને ઉજ્જ્વળ ભાવિના સોનેરી ગઢ મીઠી કલ્પનાથી બાંધતાં। સુલભાને સત્તર વર્ષ થયાં હતાં. એના પિતા જુનાગઢની દરબારી બેંકમાં નોકર હતા. એને નાની બે બહેનો હતી; પણ માતા થોડાં વર્ષથી દેવલોક પામતાં પિતા નવી પરણ્યા હતા ને તેમને એક પુત્ર; નવો ગૃહસ્થાશ્રમનો હતો. ઓરમાન માતાનો સ્વભાવ ઘણો તીખો ને અદેખો હતો ને પિતા જુનો સંસાર વીસરવા લાગ્યા હતા. કમળરાયના



"જરા ફુરસદે આ ભાભીસાહેબનો પત્ર વધાવશો..."

પિતા કૌસ્તુભરાય વહાલસોયા ને કંઈક પ્રતિષ્ઠા- પાત્ર ગૃહસ્થ હતા તેમને રાંધી પીરસવા, દરરોજ સવારે સુલભા સાસરે જતી, તે રાંધી, જમી, પરવારી બપોરે એક વાગ્યાના સુમારે પીયર આવતી. પછીથી પીયરમાં થાય તેટલી

સેવા કરતી. રાત્રે થોડુંથોડું વાંચતી. એણે છ ચોપડીનો અભ્યાસ કર્યો હતો. ગુજરાતી વાંચનનો તથા સંસ્કૃત શ્લોકોનો રસ કમળાગૌરે રાત્રિની શાળામાં સારો કેળવ્યો હતો. નાની બહેનોને પણ શીખવતી. સુલભા આશા ને ઉલ્લાસમાં દિવસો ગાળતી; ને પતિ દાકતર થતાં પોતાનું જીવન ધન્ય બનશે એમ માનતી!

કમળાગૌરના મન આગળ આખી રાત સૌંદર્ય, યૌવન ને શીલથી શોભતી પ્રત્યક્ષ માની મૂર્તિ ખડી થઇ રહી! બહુ વિચાર કર્યો. નક્કી અપરમાનું કંઇક ગમતું નહિ હશે; અને એનું ત્યાં કોઇ નથી માટે મુંઝાતી હશે. નવા સંસારમાં સુગર બાળા સનન, એકના કામમાંથી ઘેર આવતા હોય એટલે સુલભા ઉરની વરાળ ક્યાં કાઢી શકે? બહુ તાવ આવતો હશે ને કુટુંબ ક્લેશ આ બંનેથી મુંઝાઇ ગઇ હશે; પણ મારે હવે ક્યાં બહુ દિવસ રહ્યા છે? મહેનત કરી પાસ થઇ જઉં–પછી નીરાંત!

આમ તરંગોમાં સવારે–છેક સવારે ચાર વાગે આંખ મળી ગઇ.

૨

જુનાગઢમાં, કૈરતુભરાય એકાદ વર્ષથી વાનપ્રસ્થ જીવન ગાળતા હતા. શરીરે પ્રચંડ, ગોર ને હૃષ્ટપુષ્ટ હતા. મોટી મુછો તથા થોભીઆ રાખતા. આંખો તેજવાળી ને મર્મસ્પર્શી હતી. જીવન એકંદરે સારી રીતે ગાળી જેમ ટકાવ્યું હતું કરકસરથી દીકરાને ભણાવવા ને રસ્તે પડવાય તેટલા પૈસાનો સંચય કર્યો હતો. હમ બધમાં પોતે વિધુર હોવાથી વાક્જાળમાં કંઇક વળ્યા હતા. જુનાગઢ આવ્યા પછી, સવારે સ્નાન-સંધ્યા વગેરે પરવારી જગતમાં આંટો ખાતાં જ પુસ્તકાલયમાં આંટો ખાતા. બપોરે જમી સહજ આરામ લેતા ને ધર્મશાસ્ત્રો ગુજરાતીમાં વાંચતા. એકટાણું કરતા હોવાથી સાંજરે ભૂતનાથ મહાદેવમાં જઇ કથાવાર્તા શ્રવણ કરતા ને ગામગપાટા પણ મારતા. રાત્રે તાજું દુધ પી મળા ફેરવી સુઇ જતા. તેમને ફક્ત પાન ને તમાકુનો ઘણો શોખ હતો. ઉનાળામાં ભાંગ બહુજ રસથી પીતા.

પોતાની કુલવધૂ માટે એમનો અભિપ્રાય સારો હતો. સુલભા સખત મર્યાદા પાળતી; અને કૈરતુભરાય તેની સાથે ખાસ જરૂરની મુદ્દાસરજ વાત કરતા. વહુ ઘણી ડાહી, શાણી ને રુપાળી હોવાથી ડોસા પોતાના દીકરાને ભાગ્યશાળી માનતા.

કમળરાય ડાક્ટરની છેલ્લી પરીક્ષા આપવા હૈદરાબાદ ગયા ને થોડો સમય થયા પછી, એક દિવસ પરસાળની મેડીમાંથી તમાકુ થુંકવા, કૈરતુભરાયે પાછલા વાડામાં દૃષ્ટિ કરી–ત્યાં તો સુલભા સ્નાન કરી રહી હતી. ડોસા થુંકવાનું ભુલીજ ગયા, અને અનિમિષ નેત્રે સૌંદર્યની રેખાઓ નિહાળતા ત્યાંજ ઠરી ગયા! સુલભા કેવી રૂપ રૂપની વેલ! એ પોતાની કુલવધૂ છે એ વાત વીસરાઇ ગઇ! હંમેશ પીરસતી વખતે, વહુનો મુખચંદ્ર વાદળામાં છુપાયલોજ હોય, ફક્ત ગુલાબી પાનીઓ ક્યાંક જ ના દેખાય. આજ એ શરદનો ચંદ્ર સોળે કળાએ ખીલ્યો જોઇ, ડોસા મુગ્ધ થઇ ગયા! પરવશ બની ગયા! ત્યાં ને ત્યાં એક બાજુ ઉભા રહી, સુલભા રેશમી વસ્ત્ર પહેરી રસોડામાં ગઇ ત્યાં લગી તેમણે જોયાજ કર્યું! બિચારી સુલભાને સહેજ પણ શાનો ખ્યાલ હોય કે વૃદ્ધ-બુદ્ધ ભ્રષ્ટ થતાં હવે કુટુંબ સુખનો ક્રમેક્રમે અસ્તજ થવાનો!

આ પછી ડોસાના મનમાં વિકૃત થઇ ગઇ. જ્યારે જ્યારે સુલભા નહાવા વાડામાં

જતી. ત્યારે ડોસા અખુટ રસથી છાનામાના સંતાઈને ન જોવાનું દશ્ય જોતા! ધીરેધીરે, એમનાં ડહાપણ, જ્ઞાન, અનુભવ ને પિતાતુલ્ય વાત્સલ્ય સરી ગયાં. આખો દિવસ તેમની આગળ સુલભાનું સૌંદર્ય જ નૃત્ય કરતું. ચકોર સુલભા પીરસતાં પીરસતાં તેમની આંખમાં કંઈક ફેરફાર કળી ગઈ; પણ કશું જ સમજી ના શકી. તેના હૃદયમાં કંઈક ઝણઝણાટી થવા લાગી ને સહેજ ગમગીન રહેવા લાગી. ક્યારે દાકતર આવે ને શાંતિ ને સુખ પુરાં અનુભવે!

ડોસા રસિક બનતા ગયા. યૌવનનાં રસસ્મરણો જાગ્રત થવા લાગ્યાં. વાતચીતનો વધારે પ્રસંગ શોધવા લાગ્યા. વિલાસનો ઉન્માદ તેમના તનમનમાં જાદુ કરી રહ્યો! જે કોરું ખરાબ જમતાં જમતાં આગેજ પહેલાં ઉંચું જોતા તે હવે સહેજ સુલભાનો છેડો સરે તો, મુખમાં પાણી આવતાં, રસથી જોઈ રહેતા. થોડા દિવસમાં રસશૃંગારના ભાવોએ એવું દ્વંદ્વ મચાવ્યું કે ડોસાએ એકાએક ભયંકર નિશ્ચય કર્યો ને પુત્ર પૂરે ફસાવવાની સચોટ યુક્તિ રચી! સાધારણ રીતે ડોસા જમીને ઓસરીને હીંચકે બેસતા ને ત્યાંજ પાન ખાતા. પછીથી જરૂ વાંચવું હોય ત્યારે પોતે ડેલીના મેડાએ દીવાલ ઉપર પડયા પડયા છાપું વાંચતા, આજ ડોસા પૂરું જમ્યા વિના તબીયત ઠીક નથી કહી પરસાળની મેડીએ સુખશય્યામાં જઈને સૂતા. તે દિવસે તે ઓરડી તેમણે સવારથી અવનવીન રસથી શણગારી હતી કોઈ દિવસ નહીં ને એમણે થોડી વાર પછી રસટહુકો કર્યો: "જમી રહ્યા હો તો જરા પાનની રકેબી ઉપર આપી જજો તો." આ અવાજમાં કંઈક અવનવો પડઘો હતો. સુલભાનું હૃદય ભાવિ અમંગળની કલ્પનાથી ધડકવા લાગ્યું. ઈષ્ટદેવનું સ્મરણ કરી, લાજ કાઢી, રકેબી દાદર ઉપર મુકી. ત્યાં તો ડોસા ફરીથી બબડયા: "મારાથી ઉઠાય તેમ નથી. રકેબીમાંથી જરા પાન કરો તો, ને પેલી દવા (જે સુગંધી તેલ હતું) માથે ઘસો તો—નગણ વિના કોણ સેવા કરે?"—એમણે જરા સ્મિત-કટાક્ષ કર્યું. સુલભા પોતે પવિત્ર હોવાથી ને વડીલ વાત્સલ્યભાવવાળા હોવાથી કપટજાળ બરાબર સમજી ના શકી,—તે કે એને થયું તો ખરું કે 'વહુ-બેટા!' જેવું સંબોધન કે ભાવ ન હતાં! ભાવિએ એ ચતુરાને પણ ભુલાવી! તેણે પાસે જઈ પાન કરી આપ્યું; તે ડોસાએ પ્રેમથી સ્પર્શ કરીને લીધું. પછી સુલભા પાસે



"બેટા, તું માફ કરે પણ પ્રભુ માફ કરે?"

એસી દવા ચોળવા લાગી તેવોજ ડોમાએ એનો હસ્ત અત્યંત આવેશમાં પકડી લીધો! "સસરાજી! સસરાજી! આમ હોય?" એમ તુટક દર્દના શબ્દો ધ્રુજતે, એણે ઉચ્ચારવા માંડયા—પણ કામાતુરે ભય લજ્જાને તિલાંજલિ આપી દીધી!! × × ×

બીજે દિવસે સુલભા માંદી પડી; અને રાંધવા જતી બંધ થઇ ગઇ. ગામમાં કંઈ કંઈ વાતો થવા લાગી—હો હા થઇ; છતાં પુરું સત્ય કોણ સમજી શકે? આઠેક દિવસ પછી તાવ ઉતર્યો. તે અરસામાં હૈદરાબાદ લખેલો પત્ર આપણે વાંચી ગયા. ત્યાર બાદ તેના પિતાએ સાસરે રાંધવા જવાનો જરા આગ્રહ કર્યો ને સાવકી માએ કંઈક મહેણાં માર્યાં પરંતુ સુલભાએ મક્કમ રહી જણાવ્યું કે તેને ચકરીનો રોગ થએલો હોવાથી તે કંઈ કામ નહીં કરી શકે. એટલે પછી એમ નિશ્ચય થયો કે મહીના માસમાં તબીયત સુધરશે ને કમળરાય પણ ભણીને આવશે, પછી બધુ સરખું આવી રહેશે...

કૌસ્તુભરાયને તેજ સાંયકાળથી પોતાના પાપનો પશ્ચાતાપ થવા લાગ્યો પોતાના અધઃપતનનો વિચાર કરતાં શોકમાં ડુબી ગયા. બહુ બહાર નીકળવા બંધ થયા, ભક્તિ-માર્ગમાં વિશેષ સમય ગાળવા લાગ્યા. વિશેષમાં પોતાનું રાંધી લેવાની ફરજ પડી તેથી કંઈક ઉદ્યોગી પણ રહેવા લાગ્યા. અંદરથી જીવ તો બહુ બળતો કારણ કે ધોળામાં ધુળ પડી; પણ તમાચો મારી મોં રાતું રાખી ફરવાની ફરજ પડી.

૩

કમળરાયને કંઈક અકથ્ય ચિંતા મનમાં વસી ગઇ હતી; છતાં મનોબળ કેળવી, મહેનત કરી, પરીક્ષા આપી, હૈદરાબાદથી બધું સંકેલી બનની ઉતાવળે જુનાગઢ આવ્યો. સુલભાનું શરીર કંઈક સુધર્યું હતું તેમાં પતિના આગમનથી હોંસ ને ઉત્સાહ આવ્યાં; અને તેજ દિવસથી તે સાસરે રહેવા આવી. કમળરાય લાંબા વિયોગ પછી હર્ષના ઉન્માદમાં ને ઉન્માદમાં પ્રિયતમાને મળ્યો; પણ સુલભાના હૃદયમાં શું બળતું હશે તે ખાસ કળી ના શક્યો. પતિના સુખ માટે ને કુટુમ્બની આબરુ માટે સુલભાએ માગી લીધું હતું કે એ બાબત વીશે કંઈજ હાલમાં એને પુછવું નહીં. કમળરાયને પિતાશ્રી તરફ ઘણો પૂજ્ય-ભાવ તથા પ્રેમ હતાં. એણે એટલુંજ જોયું કે કૌસ્તુભરાય હવે થોડુંજ બોલતા ને સંધ્યા-પુજા તથા વાચન વગેરેમાં વિશેષ સમય ગાળતા; તથા ઘણો વખત મૌનના નિયમો પાળતા. પિતાની અવસ્થાની આવી સાત્વિક વૃત્તિ જોઇ પુત્ર વધારે પ્રસન્ન થયો

એક માસ પછી કમળરાયનાં પાસ થયાનો તાર આવ્યો. તે રાત્રે દંપતી અપૂર્વ પ્રેમથી ભેટયાં ને કંઈ કંઈ ભાવિ જીવનની આશાનાં સુંદર કિરણો પ્રકાશ્યાં! તેજ પ્રસંગે અંતર્ વ્યથામાં સુલભાથી બોલાઇ ગયું: "કોણ જાણે મને શું એ થાય છે. અમંગળ વિચારો ને સ્વપ્નાં આવે છે; અને ઉજાસની પાછળ અંધકારના પડદા ઝુલતા લાગે છે. તમે સુખી થજો, પણ મારું કંઈ કહેવાય નહીં." આવા શબ્દો સાંભળતાં કમળરાય કંપી ઉઠતો. સુલભા શરીરે ને મને ઘણી નબળી પડી ગએલી તેને લાગી. છતાં, તેણે સુલભાને ઘણાજ કોમળ ભાવથી શાંતિ ને હીંમત પ્રેરી: 'હું ડાકતર થયો ને તને સારી નહીં કરી દઉં? તું મારી સાથે રાજકોટ ચાલ—પછી આપણે આનંદ થાશે નહીં હોં.'

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૪૩]



હું અર્ધ નિદ્રાવસ્થામાં 'ક્રોનીકલ'ને હાથમાં ઝાલીને બેઠો હતો. ......

# અગ્રલેખનું લેખન



લેખકઃ
રા. વિનોદકાંત

ચિત્રકાર:
સૌ. જડાવબહેન વીણુ



શનિવારે બપોરના બે થયા હતા, ને દહાડે સાંજે અમારા પત્રની રવિવાર-ની આવૃત્તિ તૈઆર થઇને બહારગામ રવાને થવી જોઇએ. તે અંક માટેનું બધુ કામ ખલાસ થયું છે એમ માનીને હું નિદ્રાવસ્થા-માં 'ક્રોનીકલ'ને હાથમાં ઝાલીને બેઠો હતો...

"અરે વિનોદરામ! આ શું કરોછ તમે? કાલનું પેપર કાઢવુંછ કે નૈં? કે પછી–પછી અં...અં...અં...બહારગામનાં પાર્સલ બધાં મોડાં જહે જો!" હું ઝબક્યો, જાગ્યો અને કાલભૈરવનું સ્મરણ કરાવતા અમારા પ્રીન્ટરને–છાપખાના વિભાગના મુખી નારણને–મારી સામે ઉભેલો જોયો.

"કેમ, શું છે? રવિવારની 'મેટર' તો મળી ગઇને તમને?"

"અરે હું મળી ગઇ, કપાળ? અં... અં...અં...અગ્રલેખ કહાં છે હજુ? આપવો-છ કે આપવોજ નથી આ વખતે?"

"હેં! અગ્રલેખ નથી આપ્યો? એ શું? એમ કેમ બન્યું?"

"એ તમે જાણો, મને શું પુછો? મારી પાંહે તો કૈંએ આવ્યું નથી. મોકલો જલદી, જલદી, નૈં તો મેનેજર બુમ મારેછ કે પાર્સલ નહીં જાય તો અં...અં...પ્રેસને નુકસાન, નુકસાન જહે, કરો જલદી કરો, વેકો." અને એ બબડતો બબડતો ચાલ્યો ગયો.

હવે શું કરવું? અગ્રલેખ લખ્યા વિના તો છુટકો ન હતો. પણ અત્યારે, ને ઉતાવળે શું લખવું? મારું મગજ હમેશાં ધીમેથી વિચાર કરે છે. હાથને પણ ઝડપબંધ ધસડવાની ટેવ નથી. પણ અહીં તો, જો પાંચ મીનીટમાં શરુઆત નહીં કરું તો નવો તગાદો આવવાનોજ એની મને ખાતરી હતી.

મારાજ ટેબલ પર સામે બેઠેલા અમારા રીપોર્ટર ભાઇદાસે મારી દયામણી સ્થિતિ જોઇને સલાહ આપી; "આમાં ગભરાઓ છો શું, વિનોદકાંત? આ 'ક્રોનીકલ' છે કે નહીં? એના લીડરનું ભાષાંતર કરીને ઠેકો ને! ક્યાં તમારા પેપર વાંચનારા-પેલા મારફીટના કાન્કુનોને દેશી વેપારીઓ-'ક્રોનીકલ' વાંચવા જવાના છે? હૂંમ...ચલાવો" તેણે બંને આંખો ખુબ ચીંચીને, હેઠ પીસીને, મને વેપ



પછી કડોણીઓ ટેબલ પર ટેકવીને બે હાથ વચ્ચે માથું દબાવ્યું.

આપનો હોય તેમ જમણી મુઠી હવામાં ઉછાળી.

"પણ એમ-એમ કરાય? 'ક્રોનીકલ' વાળા પછી ફરીઆદ માંડે તો?"

"મીસતર!" ભાઇદાસને મજાવા આવેલા એક સાહસિક પારસી પત્રકારથી ન રહેવાયું; "મીસ્તર, મને માફ કરજો, પન તમે ઘનાજ બીહીકન દેખાઓછ. તમે હીંદુ લોકોએ બધું એમને એમજ ગુમાવીઉં. તમે બધ રહ્યા સવરાજ...તમારી જગાએ હું હોઉં કેની, તો આમ 'ક્રોનીકલ'ને 'ટાઇમ્સ' બેહુના આરતીકલ પરથી એવો સે જને મજેનો આરતીકલ બનાવી કાઢરું કે કે પરખાય નહીં; અને લોકબી ખુષ ખુષ થઇ જાય"

એટલામાં હાંફ્લો નારણ પાછો આવ્યો. "એઇ, વિનોદરામ, મોકલો છ લેખ. કે કહું મેનેજરને?"

"અરે મોકલું મોકલું, ભાઇ, એમ ઉતાવળો શાનો થાય છે! હજી તો બે પગ—"

"હા, તે એ ગાઇગા એ તમારા મનથી બો વહેલું ઓહો, કેમ? અને તમને ધીમેધીમે લખતાં હજુ તો કલાક થાહે. એનું કેમ! એને કહું તે લખનારા બી બં-બં-" ને લખનારાઓની રીતને રેવ વીશે પોતાના નીખાલસ મત ઉચ્ચારતો છાપખાનામાં ગયો.

તેની પાછળ રીપોર્ટર ને તેનો ભાઇબંધ પણ ચહા પીવા, મને કીંમત રાખવાની શીખામણ આપીને, બહાર ગયા. અદેખી આંખોએ લહેરીઓને પસાર થતા જોઇ રહ્યો. પછી કહોણીઓ ટેબલ પર ટેકવીને બે હાથ વચ્ચે માથું દબાવ્યું; કંઇક પ્રેરણા થઇ આવે તેટલા માટે આંખો મીંચી પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યો.

ગુંચવણ એ હતી કે કયા વિષય પર લખવું? 'ટાઇમ્સ ઓફ ઇંડીઆ' ને 'બોમ્બે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૧]



# સ્વપ્નદ્રષ્ટા

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્યસંસદ.

ચિત્રકારઃ
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્યસંસદ.
અને
સૌ. જડાવબહેન ચીમનલાલ વીરુ.

## આગલાં પ્રકરણોનો સાર

અમદાવાદના સ્ટેશન ઉપર મુંબાઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાળમિત્ર ને ભાવિ વહેવાઈ રા. બ. પ્રમોદરાયનો મેળાપ થાય છે. તેઓ સાથે વડોદરે જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશાભક્તિની ધુન લગી છે. તે અનેક સ્વપ્નો રચે છે. તેને મળવા તેઓ બન્ને કોલેજ રેસીડંસીમાં જાય છે. પરંતુ તે પ્રો. ઘોષના ભાષણમાં ગયો છે એટલે રા. બ. પ્રમોદરાય લૉનમાં બેસે છે અને ના. જગમોહનલાલ તેમના સગા રાજાભાઈને ત્યાં રા. બ. ને અને સુદર્શનને જમવાનું નિમંત્રણ આપી જાય છે.

થોડી વારે સુદર્શન આવે છે અને પિતાપુત્ર મળે છે. દેશની પરિસ્થિતિ વિશે વિવાદાસ્પદ ચર્ચા થાય છે. રા. બ. સુદર્શનને લઈ નામદારને તથા તેમના કુટુંબને ને સુશીલાને-તેની ભાવિ પત્નીને-મળવા માટે રાજાભાઈને ત્યાં જવા તૈયાર થાય છે. સુદર્શન કમને જાય છે.

સજાભાઇને ત્યાં રાવબહાદુરની મોટી દીકરી—સુલોચના—આજે તેને ભાવિ પતિ મળવા આવનાર હોઈ તેનો વિચાર કરતી બેઠી છે. સુદર્શનનો વિચાર આવતાં તે તેને 'બાયીડું' ગણી હસી કાઢે છે.

પ્રમોદરાય અને સુદર્શન ત્યાં આવી પહોંચે છે. વડીલો કેટલાંક અગત્યનાં કામમાં રોકાય છે અને એક ખંડમાં સુદર્શન અને સુલોચના—ભાવિ વરવહુ—અતડારાથી એકમેક સામે જોઈ રહ્યાં છે. આખરે સ્પષ્ટ વાર્તાલાપ શરૂ થાય છે. અને સુદર્શન સુલોચનાને પોતાનું જીવનધ્યેય સમજાવતાં એકમેકનો પટો નહીં બેઠે અને તેથી તેની સાથે લગ્ન નહીં કરવાનું સુલોચના પાસેથી વચન લે છે.

સાંજના રાવબહાદુર અને ના. જગમોહનલાલ પોતપોતાને સ્થળે વિદાય થાય છે.

સુદર્શન રૂમ ઉપર પાછો જાય છે. રસ્તામાં હીંદની-સ્થિતિ વીશે વિચાર કરવા માંડે છે અને હીંદ દેવીની મૂર્તિને સેવાની આજ્ઞા કરતી જુએ છે. થોડી વારે આ સ્વપ્નમાંથી જાગ્રત થઈ તેના મિત્રોને જઈ મળે છે અને તેના મિત્રમંડળ સાથે સાંકેતિક સ્થાને—ભીમનાથના તળાવે—મળવા તૈયાર થાય છે. સુદર્શનનું બાળજીવન કોઇપણ જાતના ચમત્કાર વિના, ભાનુશંકર મહેતાજીની નીશાળે પાટી પર ધુળ નાખ્યાના દિવસથી શરુ થાય છે. તેને આઠ વર્ષે યજ્ઞોપવિત આપી બ્રહ્મચારી—બ્રાહ્મણ—બનાવે છે; અને તેને લાગે છે કે તે કૌશિકાદિ ઋષિવરોની સાથે બેસવા યોગ્ય બન્યો છે. નાટકો જોતાં, ઇતિહાસ વાંચતાં તત્કાલના વિશ્વનાયકો—તેમની ભાવના—સાથે તેને મૈત્રી થાય છે; અને તેને તેની મદદથી તેઓ પોતાનું કાર્ય સાધતા લાગે છે.

મુસલમાન રીયાસત વાંચતાં હીંદુ મુસ્લીમ વિરુદ્ધ ઝનુનથી ઉશ્કેરાઈ જાય છે. પરંતુ બડેમીયાંકાકા વોરેની તેના પ્રતિની પ્રીતિ જોતાં તે ઓસરી જાય છે. આ રીતે તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો દિવસેદિવસે મોટો થતો જાય છે.

સુદર્શન તેના પિતા સાથે ફરવા જાય છે અને રસ્તામાં એક અંગ્રેજ ઘોડેસ્વાર મળે છે. ગોરો સવાર બને બાપદીકરાને બીજે દિવસે તેની સ્ત્રીના જન્મદિવસ નિમિત્તે આમંત્રણ આપે છે.

ગોરા અમલદારને ત્યાં બીજા નાગરિકો માધવલાલ, માભાઇ અને દલાલ વગેરે આવે છે. પરંતુ ગોરા અમલદારની વિચિત્ર અને અભિમાનભરી વર્તણુક ને વાતચીતથી તેને પોતાનું, પોતાના પિતાનું અને બીજાઓનું ખરું સ્થાન શું છે તે સમજાય છે.

માધવલાલ, માભાઇ અને દલાલ તેમજ તેના પિતાના ખુશામતભર્યાં હલનચલનથી તેને પોતાના દેશીઓ ગોરી પ્રજા આગળ કટકા ટુકડા માટે પુંછડીઓ પટપટાવતા શ્વાનસમા લાગે છે. અને તેના હૃદયમાં ડામ ઉઠે છે.

તેને તેના સ્વપ્નમિત્રો ઉપર, તેના પૂર્વજો ઉપર ઘણો ક્રોધ ચઢે છે.

સુદર્શને મેટ્રીકની પરીક્ષા પસાર કરી. અને વેકેશન બહારનું વાચન વધારવામાં ગાળી. પડોશની બમન સાથે એક દિવસ લગ્ન વીશે ચર્ચા થઈ. તેમાં તેને હીંદુસમાજ ને માભાઈનું પ્રભવસ્થાન જણાયું. આ સામે તેના સ્વપ્નવિલાસી મને બળવો કર્યો. તેને બ્રાહ્મણત્વની માત્ર નીશાનીઓ તરફ તિરસ્કાર થયો. તેને નેપોલીયનનું જીવન પ્રેરણા પાઇ રહ્યું. વાચનની મર્યાદા તેણે વિસ્તૃત કરી. અને અમદાવાદની કોંગ્રેસ અને હીંદના મેઝીની સુરેંદ્રનાથના ભાષણે તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરી.

તેને દેશની અને સમાજની ગુલામી અવસ્થાનું તીવ્ર ભાન થયું ને તે જાગી ઉઠયો. ઇતિહાસ અને વીર નરોનાં જીવનચરિત્રોએ તેને વિપ્લવની પ્રેરણા પાઇ. તેણે તોડવું, ફોડવું ને બાંગવુંજ એમ સ્વપ્નો તૈયાર કર્યાં. અને આ બધા વિનાશને અંતે એક નવી સૃષ્ટિ—તેની કાલ્પનિક સૃષ્ટિમાં તે વીહરવા લાગ્યો. જાપાને રશીઆને—યુરપને—પડકાર કરવાને યુદ્ધ આરંભ્યું. સુદર્શને આ વિગ્રહથી આખો એશીઆ ખંડ કુંભકર્ણી ઉંઘમાંથી ઉઠતો જોયો. તે 'એશીઆની એકતા'નાં સ્વપ્નાંમાં પલવાર મુગ્ધ થઇ ગયો, પણ લોર્ડ કર્ઝનનાં અપમાનભર્યા શબ્દોથી, અને બંગાળના ભાગલા પાડવાના સંસ્કારના ઠરાવથી તેને બ્રીટીશ હકુમત નીચે કચડાતા હીંદની ગુલામી દશાનું તીવ્ર ભાન થયું, ત્યારે એ સ્વપ્નાં શમી ગયાં.

"! આગળ વંદેમાતરમ્' ના ગીતથી "મા'ની અપરિચિત અને આકર્ષક બાલતા પ્રગટાવી ભારે સ્વદેશનું એક પરમ તેજસ્વી જીવંત વ્યક્તિ સરીખું ચિત્ર સુદર્શનની દૃષ્ટિ સમક્ષ ખડું થયું. જ્યાં ને ત્યાં તેને 'માતા'નું દર્શન થવા લાગ્યું.

રજાઓમાં તે પોતાને ઘેર ગયો, અને એક દિવસ ગામ બહાર દૂર એક ટેકરી ઉપર ફરવા ગયો, ત્યાં તેને એક તેજસ્વી સ્ત્રીનું અચાનક દર્શન થયું. પેલી સ્ત્રીએ પોતાના જીવનની દર્દભરી કહાણી સુદર્શનના આગ્રહથી તેને કહી સંભળાવી. "હું સેંકડો વર્ષ થયાં વીર માનવતાની પ્રતિમા રૂપ મારા પતિની–પ્રભુની વાટ જોતી બેઠી છું પણ હજી તેના દર્શન થતાં નથી, ઘણાએ પુરુષો અને મારા પુત્રો વચન આપી ગયા છે પણ એકે હજી પૂર્ણ થયું નથી ને હું અધમાધમ દશા ભોગવી રહી છું." એમ કહી તે સુંદરી આંસુ સારવા લાગી. "મા! ગભરાશો નહીં, એમને હું લઇ આવીશ." એમ કહેતો તે ઉંચું જોવા લાગ્યો એટલામાં તો પેલી સુંદરી અદ્રશ્ય થઈ ગઇ.

"મા! મા! હું તમારા પ્રાણ પાછા લઇ આવીશ–નહીં તો પ્રાણ જતા કરીશ" એમ બોલતો તે ટેકરી ઉપરથી ઉતરી પડયો.

પણ 'મા'ના દર્શન પછી સુદર્શનને તેની ઝંખના વધી ગઈ. બંગાલના 'બંગાલી' પત્રે, ત્યાંની સ્વદેશીની હીલચાલે, બારીસાલની કોન્ફરન્સે તેના વિચારોને અનેક રીતે પોષ્યા.

અરવિંદ ઘોષે વડોદરાની કોલેજમાંથી આજ અરસામાં રાજીનામું આપ્યું. તેમણે એક છેલ્લું ભાષણ પણ આપ્યું અને તેજ રાત્રે કેટલાક દેશાભિમાની યુવકો ભીમનાથને તળાવે કૈંક કરવાની ઇચ્છાથી એકઠા થયા.

સુદર્શન, પાઠક, કેરશાસ્પ, સનતકુમાર જોષી મોહનલાલ પારેખ, પંડયા, ધીરુભાઇ શાસ્ત્રી, ગિરજાશંકર શુક્લ, નારણભાઇ પટેલ, શિવલાલ અને અંબાલાલ દેસાઈ એમ સૌ એકઠા થયા અને હીંદને કેમ સ્વતંત્ર કરવું તેની યોજના તેમણે ઘડવા માંડી.

કોઈએ ધર્મપ્રચારક થઈ, તો કોઇએ છુપાં મંડળ દ્વારા, કોઈએ રાજદ્રોહી સાહિત્ય દ્વારા તો કોઇએ રચનાત્મક સંસ્થાઓ દ્વારા 'મા'ને મુક્તિ અપાવવાના વિચારો રજૂ કર્યા.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૭ મું-(ચાલુ)

### ભીમનાથને તળાવે

"હવે પાઠક તમે શું કહો છો?" કેરશાસ્પે પુછ્યું.

"તમે પોતેજ કહોને."

"તમે કહો."

"ના તમે."

"હવે તમારી યોજના શી છે?" નારણભાઇએ કેરશાસ્પને પુછ્યું.

કેરશાસ્પે સિંહની માફક માથું ઉંચું કરતાં કહ્યું: "આ બધી યોજનાનો પાયો પહેલો હાથ કરવો જોઇએ. જર ચાહ્ય સો કર. પહેલાં પૈસો આવે તો બધું થાય. હું હવે મુંબાઇ જવાનો છું. મને કેટલાક રુના વેપારી જોડે સંબંધ છે. આવતે વર્ષે તમારે જોઇએ તેટલા પૈસા હું પુરા પાડીશ. હું તો એકેક ડગલું આગળ વધવામાં માનું છું."

"માત્ર મારી યોજનામાં પૈસાની જરૂર નથી" છાતી કાઢી સનતકુમાર જોષીએ કહ્યું. "ગામેગામ અખાડા કરવા ને ભીમસેનો તૈયાર કરવા–એમાં જોઇએ માત્ર હવા ને કસરત."

"—ને પીવા જોઇએ દુધ" કેરશાસ્પે કહ્યું.

"જુઓ એક કામ કરીએ. એક વર્ષ આપણે બધા આપણી યોજના પ્રમાણે આગળ વિચાર કરીએ. આવતે વર્ષે આપણે જરૂર કૈં કાર્યારંભ કરી શકીશું."

"પણ અત્યારે મળેલું મંડળ છૂટું પડવું નહીં જોઈએ" નારણભાઈએ કહ્યું.

"નહીંસ્તો." મોહનલાલે કહ્યું. "અત્યારે મંડળ સ્થાપો. એક પ્રમુખ, ને એક મંત્રી નીમો. બધા એકબીજા સાથે પત્રવ્યવહાર ચલાવો. ને આવતે વર્ષે એક થો."

"પણ પાઠક તમારી શી યોજના છે? છે કે નહીં?" ગિરિજાશંકર શુકલે પુછ્યું.

"મને તો આ બધા હવાઈ કીલ્લા લાગે છે." ઠંડે પેટે પાઠકે કહ્યું. બધા જરાક અચંબો પામી, અધીરા થઈ પાઠકના તેજસ્વી મુખ તરફ જોઈ રહ્યા. "તમે નાનાં બાળકની માફક વાત કરો છો!"

"કેમ?" ડોળા ફાડી કેરશાસ્પે પુછ્યું.

"કેમ શું?" પાઠકે નિરસ્કારથી ચલાવ્યું: "આ તમારાં ટીંગલા પોતીઆંની રમતથી બ્રીટીશ સલ્તનત ગભરાવાની છે? ને ગભરાશે તો પણ તમે કરશો શું? તમે બધા તેત્રીસ કરોડ ઘેટાં શું ઉકાળવાનાં છો?" સુદર્શન સ્તબ્ધ બની આ તેના પ્રિય મિત્રની પ્રશ્નાવલિ સાંભળી રહ્યો.

"ઘેટાં!" સનતકુમારે બુમ પાડી. બધા ગુસ્સામાં જોઈ રહ્યા પણ પાઠકની શાંતિ અભંગ હતી.

"ઘેટાં પણ નહીં, જોષી! તેત્રીસ કરોડ ઘેટાં પણ એક લાખ ભરવાડના હાથમાં રહે નહીં."

"તેનો રસ્તો શો?" કેરશાસ્પે પુછ્યું. સુદર્શન તેના પ્રિય મિત્રનાં ભયંકર વચનો સાંભળી દિંગ થઈ ગયો. પાઠક આટલો અશ્રદ્ધાવાન હતો તેની તેને ખબર નહોતી.

"કૈં નહીં પણ માનું ભાવિ તો છે!" ઉકળી જઈ સુદર્શને કહ્યું.

"મા! જેને તમે 'મા' કહી સંબોધો છો, સદુભાઈ, તે ખરેખર શું છે તેનો ખ્યાલ છે?"

સુદર્શને જવાબમાં ક્રોધદૃષ્ટિ નાખી.

"ટાઈમ્સ ઓફ ઈંડીઆમાં નોકરી લો—નોકરી" નારણભાઈએ કહ્યું.

"તમારી સલાહ પછી પુછીશ."

"ત્યારે તમે મંડળ કરવાની વિરુદ્ધ છો?"

"તદ્દન. ને હું જોડાવાનો પણ નથી. કહો તો ચાલ્યો જાઉં." બધા પર નિરુત્સાહની શાંતિ પ્રસરી. શું કરવું તે કોઈને સુઝ્યું નહીં. કેરશાસ્પ ચેતી ગયો.

"જવાની જરૂર નથી" તેણે કહ્યું. "તમારી પ્રમાણિકતામાં અમને વિશ્વાસ છે. પાઠકને ન પસંદ પડે તો ભલે દૂર રહે. શબ્દે થી નહીં પણ કાર્યોથી એને આપણા કરીશુ. ચાલો હવે મોડું થાય છે."

"કેરશાસ્પ! તમે પ્રમુખપદ લો" સુદર્શને કહ્યું.

"હા." શિવલાલ શેઠે અનુમોદન આપ્યું.

"ને સદુભાઈ તમે મંત્રી થાઓ."

"મારાથી—"

"સદુભાઈ! તમેજ લાયક છો" કેરશાસ્પે કહ્યું. ને સદુભાઈએ પદ સ્વીકાર્યું. "ચાલો ત્યારે વંદેમાતરમ્ પાઠક! રાતના જરા વિચાર કરજો."

"મેં તો ઘણો કર્યો છે" નિરસ્કારથી પાઠકે કહ્યું. સુદર્શન તેના તરફ ઘુરક્યો. તેના અંતરમાં વસેલો મિત્રભાવ ડમાઈ ગયો.

"ચાલો ત્યારે વંદેમાતરમ્-વંદેમાતરમ્—" એક બીજાની બધાએ રજા લીધી.

"સદુભાઈ!" અંબેલાલ દેસાઈએ કહ્યું:

"મુંબાઇ પરીક્ષા માટે આવો ત્યારે મારે ત્યાંજ ઉતરજો."

"નહીં તો મારે ત્યાં." શિવલાલ શ્રેષ્ઠિએ કહ્યું.

"જરુર, જરુર" કહી સુદર્શન ત્યાંથી ચાલ્યો.

૪

સુદર્શનને આજનો પ્રસંગ ઐતિહાસિક લાગ્યો. આજના મિત્રોમાં દેશોદ્ધારક મહાસંસ્થાનું બીજ તેને દેખાયું. અને પોતે તે સંસ્થાનો મંત્રી છે એ ગર્વથી તેની યોજના ને સ્વપ્નાંઓનો વેગ વધ્યો. એક વર્ષમાં બધી યોજના પરિપક્વ કરી, એક મહાન પ્રવૃત્તિ 'મા'ના ઉદ્ધાર માટે આરંભવી એ તેને બહુ સહેલી વાત લાગી. ધાર્મિક ઝનુન, અખાડાનો વ્યૂહ, લશ્કર, પૈસો, છાપાં, પરદેશમાં સહચારી સંસ્થાઓ—અને એ બધું એક વ્યવસ્થિત મંડળના કબજામાં; પછી શું જોઇએ? 'મા'ના પ્રાણ પાછા આવવાના પગરવના



વિચારોમાં તે એવો તલ્લીન થઇ રહ્યો હતો કે પાછળ પાઠક આવી ઉભો તે પણ તેણે જોયું નહીં.

તેને ઝંઝુકાર સંભળાયા.

પાઠકના દ્રોહથી તેનું હૃદય ચીરાઇ ગયું. એને મન પાઠક ભાઇથી વધારે હતો. તેની પાકાઇ, શક્તિ, ને સાહચર્ય પોતાનાંજ છે એમ એ સદાએ માનતો; પણ તે અધમતાની આવી તિરસ્કરણીય દશામાં પડયો છે તેનો તેને ખ્યાલ નહોતો.

મુગા મુગા બંને મિત્રો પોતાની રુમમાં આવ્યા ને કપડાં કાઢી સુવાની તૈઆરી કરવા લાગ્યા. થોડીવારે કૃત્રિમ હાસ્યથી પાઠકે કહ્યું: "Good Night સદુભાઇ! નીરાંતે ઉંઘજો." મૂક તિરસ્કારમાં સુદર્શને જવાબ પણ ન વાળ્યો.

સુદર્શને ઉંઘવાનો પ્રયત્ન કર્યો પણ તે સફળ થયો નહીં. યોજનાઓની પરંપરા તેના મગજ આગળ રમી રહી. અરવિંદ ઘોષનો સંદેશો તેના કાનમાં જુદે જુદે રુપે સંભળાયા કર્યો. ભીમનાથ-ના તળાવ પરની વાતચીત ફરી ફરીથી તે સાંભળવા લાગ્યો. કોલેજ આગળ જોએલી 'ભારત માતા'નું ભવ્ય મુખ આખો વખત દેખાયા કર્યું. અને પ્રલયનોફાન પર ચડેલા ઉત્સાહસાગરની પ્રચંડ ઉર્મિઓ ઉછળ્યાજ કરી.

જાગ્રત સ્વપ્નમાં મસ્ત બનેલો સુદર્શન વહેલો ઉઠયો, ને છજામાં ખુરશી પર બેસી દેશના ઉદ્ધારના વિચારો કરવા બેઠો. વિચારોમાં તે એવો તલ્લીન થઇ રહ્યો હતો કે પાછળ પાઠક આવી ઉભો તે પણ તેણે જોયું નહીં.

પાઠકની આંખમાં મૈત્રીનો ભાવ હતો. તેની મોટી આંખો ઉજાગરા ને ખીનતાથી લાલ થઇ ગઇ હતી. કયાં સુધી તેણે મૃદુતાથી સુદર્શન તરફ જોયા કર્યું.

"સદુભાઇ!"

સુદર્શને જવાબ નહીં આપ્યો. દેશદ્રોહી તેના વિચારોમાં ખલેલ કરે તે તેને ન ગમ્યું.

"સદુભાઇ! મારે તમારી જોડે વાત કરવી છે."

"મારે ને તમારે હવે વાત કરવાની શી હોય?" સુદર્શને દબાએલી લાગણીથી કાંપતા સ્વરે કહ્યું.

"ઘણી છે. સાંભળો." સામે આવી સત્તાથી પાઠકે કહ્યું: "હું તમારો મિત્ર છું. વર્ષોથી મેં તમને ઓળખ્યા છે—ને મારા હૃદયમાં સ્થાન આપ્યું છે. અત્યારે તમે કુવામાં ભુસ્કો મારવા તૈઆર થયા છો ત્યારે ચેતવવા મારી ફરજ સમજું છું." કહી પાઠકે સુદર્શનના ખભા પર હાથ મુકયો.

"હું પુખ્ત વિચાર કર્યા વિના કૈં કરતોજ નથી," કહી ક્રૂરતાથી સુદર્શને પોતાના ખભા પરથી પાઠકનો સ્નેહભર્યો હાથ ખસેડી નાંખ્યો.

"તમે ગગનવિહારી છો. કાલે મળેલા બાકીના બધા મુર્ખા છે. એ બધાને મન કાલની વાતો હવાઇ કીલ્લા છે–તમારે મન તે ખરી વસ્તુ છે. બાર મહીને આમાંના કોઇને કૈં યાદ પણ રહેવાનું નથી."

"અશ્રદ્ધાવાનને આશા નથી હોતી– આલોકમાં કે પરલોકમાં" સુદર્શને સૂત્ર ઉચ્ચાર્યું.

"મને જે કહેવું હોય તે કહો. તમારામાં બુદ્ધિ છે, મહત્ત્વાકાંક્ષા છે, શક્તિ છે. કીર્તિ, પ્રતાપ, પૈસો તમને સહજમાં મળશે. એ છોડી ઉછરતા જીવનમાં આમ બધા પર પાણી ફેરવો છો, તે જોઇ મારું દીલ દાઝે છે." આવેશમાં પાઠકે કહ્યું.

"તમારું દીલ દાઝે છે તો દીલગીર છું. તમારા સુત્રો કોઇ બીજા માટે રાખો તો તમને ને તેને બંનેને ભલું થશે. 'મા'નાં કીર્તિ, પ્રતાપ ને સમૃદ્ધિ સીવાય બીજાની મને લિપ્સા નથી."

"પછી શું થશે તે વિચાર્યું?"

"બીજાનો મને ભય નથી."

" કમોતે મરશો તો ?"

"કેટલા કરોડો મરે છે. એક વધારે."

" તમે મૈત્રીની જેવાં સ્વપ્નાં રચો છો, પણ આ ઇટાલી નથી—હીંદ છે."

"મારાં સ્વપ્નામાંથી મારે જાગવુંજ નથી. શું કામ ફાંફાં મારો છો ? ગઇ કાલ રાતથી આપણે છુટા પડયા છીએ. તમે ગુલામોની પણ ગુલામગીરી કરી કોઇ દેશી રાજાના હાથી પર ચઢી પીંછી ઉરાડજો. હું કોઇ જેલના ખુણામાં સડીશ, નહીં તો કોઇ 'ગીલોટીન' ઉપર મારા શરીરને વધેરીશ. આપણા રસ્તા જુદા છે. તે કદી નહીં મળે."

" આપણી મૈત્રા—"

અધીરાઇથી સુદર્શન ઉઠી ગયો. " 'મા'ના ભક્ત સીવાય આજની મૈત્રી મને વર્જ્ય છે." અને પયગંબરની બેપરવાથી ત્યાંથી ચાલ્યો ગયો. પાઠકની આંખમાંથી આંસુ પડયાં.

આખો દિવસ પાઠક બેચેન રહ્યો ને રાતના જ્યારે સુદર્શન સુવા આવ્યો ત્યારે તેના હાથમાં એક કવિતા મુકી. આંસુથી છંટાએલ પત્ર પર પાઠકે હ્રદયની વ્યથા કાઢી હતી.

સુદર્શને ટાઢાશથી તે વાંચી :—

આ પ્રેમી દીલ પારેવડું
શીદ પળી પેખી સોંપવું
હો ખાટકી નિષ્ઠુરને
જાતે ન કાં એ રેંસવું ?

મમતાળું ભોળું બાપડું
કો વજ્ર સમ સાથે મળ્યું
ના જાણતુંજ ગરીબડું
મુજ નાવ હા ! ખડકે અઢયું !

[1]કુસ્બ કુસ્બો જઇ મળે
તે થાય કુદરતને બળે;
તકદીર તેનાં સાંપડે !
બીજા બીચારા શું કરે ?

ધારી નીહાળી સોંપીયું
દેરાકીજ મેં જાણી ખરે !
બેમહેર જાલીમ નીવડયું
તે વાંક કીસ્મતનો અરે !

ફરીઆદને તે દાદ શી ?
ઉર વાગીઆં હાથે કર્યાં !
ખમવે ખરે ! છુટકો થશે
દુ:ખો ખુદે વહોરી લીધાં.

બેહયા આ શોર શો
ખુદ દોસ્ત કેરા જોરનો ?
[3]સકુનતથી ના સંખાય તો
મૃત્યુથી બહેતર તોર શો ? *

એક પલવાર સુદર્શનના હ્રદયમાં મૈત્રીના ભાવનો સંચાર થયો. તેણે ખાટલા પર પડેલા પાઠક તરફ જોયું ને તેના વાંસા પર હાથ મુકયો.

" પાઠક ! માફ કરો. હું જરા જંગલી છું. આપણે મિત્ર છીએ ને મિત્ર રહીશું. પણ આપણું ભાવિ તો આપણે આપણી જુદી જુદી રીતેજ રચીશું."

"જેવી મરજી. પણ આપણે મિત્ર રહીએ તો બસ." બંનેએ એકમેકનો હાથ દાબ્યો ને ખંડિત મૈત્રી સાંધવાના પ્રયત્ન બંને કરી રહ્યા.

૧. કુંપ. ૨. રોગ ટાળનાર. ૩. સહનશીલતા.

* આ કાવ્ય મેં એક મિત્રની નોંધપોથીમાંથી લેવાની છુટ લીધી છે.

# પ્રકરણ ૮ મું

## પ્રોફેસર કાપડીઆની દૃષ્ટિ

૧

સુલોચના માબાપ જોડે મુંબાઇ પહોંચી અને પોતનું હંમેશનું જીવન શરુ કરવાનો પ્રયાસ કર્યો; પણ એ પ્રયાસ ધાર્યો હતો તેટલી સહેલાઇથી સફળ થયો નહીં. નામદાર જગમોહનલાલ તેની સાથે અક્કડાઇથી વર્તતા; તેની મા તેને પટાવતી હોય એમ વાત કર્યાજ કરતી. એ બધાંનો મુદ્દો તે સમજતી હતી–એ મુદ્દો પેલું 'બોચીયું' હતું.

એંડેલી ટોપી, ઉઘાડો કોટ ને મેલા ધોતીઆમાં દીઠેલા 'બોચીઆ' ને વીસરવો છેક સહેલું નહોતું. એક તો તેની વિચિત્રતા યાદ રહી જાય એવી હતી; બીજું, એને કારણે માબાપની ફેરવાએલી વર્તણુંક સાલ્યા કરતી: અને ત્રીજું પોતાના જેવી આવા 'બોચીયા' માટે છે એમ કોઇ પણ ધારે એ હીણપત તેનાથી સહી શકાઇ નહીં.

આ ઉપરાંત સુદર્શનનું અમાનુષી ગાંભીર્ય જાણે તેની આપપાસ વીંટાઇ રહ્યું હોય એમ તેને લાગ્યા જ કર્યું. નામદાર જગમોહનલાલના બંગલાની ભભકમાં, એલ્ફીન્સ્ટન કૉલેજના મોજીલા વાતાવરણમાં, રોજના અભ્યાસમાં ને રમતગમતનાં તોફાનમાં પણ એક ન કળાય એવું કાળું વાદળ ક્ષિતિજ પર આવી ચઢતું; અને તેની ગંભીર છાયામાં મોજ, શોખ, ગમ્મત ને તોફાન પડેલાં જેવી લહેરથી અનુભવતાં નહીં. આ ફેરફાર 'બોચીઆ'ના સ્મરણથી થાય છે એમ સુલોચનાને લાગ્યું; ને સુદર્શનને પોતાનું દુર્દૈવ 'evil genius' લેખવા લાગી.

આ દુર્દૈવની અસર તેને એક વખત સ્પષ્ટ દેખાઇ. વડોદરેથી આવ્યા પછી આઠેક દિવસે કેકી રુખ એક ટેનીસની ટુનામેંટ જીત્યો. ટુનામેંટ પુરી થઇ એટલે તેના રાબેતા મુજબ તે સુલોચનાના ચરણમાં વિજય ધરવાને માટે તેને શોધતો આવી પહોંચ્યો. સુલોચના એક બાન્ચી પર બેઠી હતી.

"કેકી! આજે તો તું splendid (અદ્‌ભુત) હતો!" સુલોચનાએ પ્રશંસા ઉચ્ચારી.

"થેંકયુ નામદાર!" સુલોચનાને તેના મિત્રો 'honourable (નામદાર)'ના નામથી સંબોધતા. "મેં તો તારા તરફ જોઇને લગાવેજ રાખ્યું."

સુલોચના આ ખુશામતથી ફુલાઇને હસી: "તમારા કટ્સ તો હદ વાળી"

'મારે રેકેટ માત્ર આમજ રાખવું પડતું– કે બૉલ સડસડાટ જતો" કેકીએ રેકેટથી કટકો દેખાડ્યો.

સુલોચના મગરુરીથી હસી. પણ જેવી તેણે ઉંચી આંખ કરી કેકીના મોઢા સામું જોયું– કે પરસેવે છૂતા ચોંટી રહેલા ગુંછળાવાળા વાળ, ખમીસની ને કોટની સફાઇ તેની નજરે પડ્યાં; અને અણધાર્યાં 'બોચીયા'ના બેદરકારીથી રાખેલા વાળ, ગંદું ખમીસ, ને એંડેલી ટોપી યાદ આવ્યાં. કેકી કેવો સ્વરુપવાન હતો, તેણે વીચાર્યું; પણ કોણ જાણે કેમ નજર આગળ પેલું કાળું વાદળું વિપલ વાર આવ્યું; ને તેના અંધકારમાં કેકી કૃત્રિમ, નફટ, છીછરો ને અવિચારી દેખાયો. તેણે તેના દુર્દૈવને બે ગાળ દીધી ને હસીને ઉઠી.

"કેકી! હવે હું ઘેર જઇશ."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૧૬]






"મારે રેકેટ માત્ર આમજ રાખવું પડતું–કે બોલ સડસડાટ જતો—"

—સ્વપ્નદ્રષ્ટા

—પૃષ્ઠ ૨૭૬

# સ્નેહીને

લેખક:
રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ,
બી. એ.

---

૧

પ્રિય ! મૌન કેમ ધરી રહ્યો ?
કયમ ભાવ સર્વ ઉડી ગયો ?
વાયુ કઠોર વિદ્રોહથી કરમાવી પલ્લવ શું ગયો ?
અતિ દૂર વસતો તું થયો—
સ્મરણો મીઠાં ભુલી શું ગયો ?

૨

તારી સદૈવ શી ઝંખના !
તારી વિચાર પરંપરા !
ચિંતા અનંત દીસે ભરી સેવા નિરંતર સાધવા—
તારા સુખે સુખીઓ થવા:
નવ અન્ય લહાવા માણવા.

૩

પ્રિય ! બોલ : બોલ મધુરવું:
અટુલું જીવન છો સાલતું—
સહચારનાં રસીયાં સ્મરણ ક્ષણ ના કદી વીસરી શકું—
છો શૂન્યકાર પ્રસારતું !
છો શ્યામ રાત્રિ સહાવતું:

× × ×

તદપિ મધુરું બોલીને—લખીને—સુધા વરસાવ તું;
ઉર ભેદતાં શંકા તણાં ક્રૂર શલ્ય સર્વ નિવાર તું.




લેખક અને ચિત્રકાર:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
સભ્ય, સાહિત્યસંસદ

---o---

માણસ ધારે છે શું અને પ્રભુ નીપજાવે છે શું? આપણને જેમાં કશું લાગતું વળગતું નહીં હોય તેમાં આપણે કંઈક નિઃસ્વાર્થ બુદ્ધિથી, કંઈક સ્વાર્થ બુદ્ધિથી, કંઈક પોતાના આનંદને ખાતર માથું મારીએ છીએ તેમાં પરિણામ કેવાં જુદાં જુદાં આવી શકે છે? જો આપણે વિજયી થયા તો ચારે તરફથી વાહ વાહના પોકાર પડી રહે છે અને જો આપણને પરાજય મળ્યો તો તો—

અમારા એક સ્નેહીને ત્યાં બનેલી વાત યાદ આવે છે. રંગીલદાસ મીજાજના ગએલા હતા. વાની સાથે લઢી શકે તેમાંના હતા; અને ઘરમાં તેમની પત્ની, તેમનો એકનો એક પુત્ર રમેશ અને એક પુત્રી, તેમજ ઘરમાંના ચાકર—નફરો બધાં એમના મીજાજથી ત્રાસતાં હતાં. પણ આ મીજાજની સાથે વળી તેમનામાં એક બીજી ખાસીઅત હતી. મુંબાઇના એક સબર્બમાં પોતે રહેતા હતા અને બંગલો પોતાની માલેકીનો હતો. આસપાસ નાનો સરખો કંપાઉંડ હતો. આ બંગલામાં અને કંપાઉંડમાં કેં પણ ભાંગેતુટે કે કંઈ પણ નવું કરાવવું હોય તો સોમાથી નવાણું વખત રંગીલદાસ તે જાતેજ દુરસ્ત કરવાનું માથે લેતા અથવા તો નવું પણ પોતેજ બનાવવાની હીંમત ભીડતા. સુથારનું, લુહારનું, એન્જીનેરનું, કડીઆનું વગેરે કોઇ પણ કામ એવું નહીં હોય કે જેમાં રંગીલદાસ ભાંગડો ન વાટે. અને આ કામ કરતી વખતે ઘરમાં બધાંને તલવારની ધાર ઉપરજ ચાલવું પડતું. છતાં માથે પડી ત્રિશ્વદેવા કરીને ઘરનાં બધાં ગમે તેમ કરીને નીભાવી લેતાં. છેલ્લામાં છેલ્લાં પરાક્રમો રંગીલદાસે બે કર્યાં હતાં: એક તો લગભગ દોઢ મહીનાની મહેનત પછી તેમણે પોતાના આગલા દરવાજા આગળજ એક સસલાંનું મોટું પાંજરું બનાવ્યું હતું; અને બીજું: એક વખતે પોતાનો આગલો નળ બગડી ગયો હતો તેને સુધારવાને માટે કોઇ પ્લંબરને બોલાવવાને બદલે, પોતે જાતેજ બરાબર અઢી દિવસ સખત મહેનત કરીને તે નળ બરાબર કર્યો હતો. અલબત્ત, આ અઢી દિવસમાં એક પણ મીનીટના વીસામા વિના નળનો ધોધવો ચાલુજ રહ્યો હતો અને પરિણામે રસ્તા ઉપર ખાસો ચારથી સાત

ઇંચ કાદવ થઇ ગયો હતો. સસલાંના પાંજરાંથી પણ ગંદકીનું પ્રમાણ કૈંક અંશે વધ્યુંજ હતું.

એક બારીના પાડોશીએ અરજી કરી અને એક દિવસે સવારે રસ્તામાંજ સેનીટરી ઇન્સ્પેકટરનો અને રંગીલદાસનો મેળાપ થઇ ગયો. ઇન્સ્પેકટર નવોજ હતો એટલે રંગીલદાસના તેજમાં હજી અંજાયો નહોતો. વાતચીત જરા સખત થઇ અને પોતે તે દિવસે સાંજે પાંજરું તેમજ રસ્તાની સ્થિતિ જોવા આવશે એમ ઇન્સ્પેકટરે જણાવી દીધું.

રંગીલદાસે ઘેર આવતાંજ ઘરના માણસોને જણાવ્યું કે આજ રંગીલદાસને વધુ બોલાવવાજ નહીં. જુની સાઇકલ કાઢી નાખી તેને બદલે નવી સાઇકલ લેવાની દરખાસ્ત મુકવાની તક રમેશ શોધ્યાજ કરતો હતો અને તે આજેજ અવસર સંધાશે એમ માનતો હતો ત્યાં એણે આ નવી સ્થિતિ જોઇ. દરખાસ્તને હાલ તરતને માટે ઉંચી મુકવાંમાંજ માલ છે એવો રમેશે નિશ્ચય કરી લીધો. મહનોના અને ફ્રાકોના ચહેલા પૈસા લેવાને માટે આજે દરજી આવવાનો હતો તેને બારોબારથીજ વીદાય કરી દેવો એવી મસલત મા અને દીકરી વચ્ચે થઇ ગઇ અને તેથી પુત્રીનું બધુંએ ધ્યાન એટલા ઉપરજ ચોંટી ગયું. રંગીલદાસે માળીને તતડાવ્યો. ધાડીનાં છોતરાં ફેતારી નાખ્યાં. રમેશને પણ એમણે સંભળાવી દીધું કે હાલ



"મોટા ચુલામાં!" રંગીલદાસે ખુરશી ઉપરથી ક્રોધથી ઉભા થઇ જતાં કહ્યું.

જે ધોરણે વિદ્યાભ્યાસ ચાલે છે તેજ પ્રમાણમાં ચાલ્યા કરશે તો રમેશ મોટા થતાં ખુશીથી કોઇ સ્ટેશન ઉપર પોરટરનો માનવંત ઓદ્દો દીપાવશે. પણ છંછેડાએલા સિંહને તરત

# મોહન માયા

(હાસ્યરસપ્રધાન ચતુરંકી નાટક)

લેખકઃ
અધ્યાપક ખુશાલ તલકશી શાહ
સભ્ય, સાહિત્યસંસદ.
ચિત્રકાર:
રા. શિવરાવ સજીપ,
એ. એમ.

## મુખ્ય પાત્રો

### પુરુષવર્ગ

અંબાલાલ શેઠ... ... અમદાવાદમાં રહેતા મુંબાઇના એક ગાંધીઘેલછામાં ગરકાવ થએલા વિધુર ધનાઢ્ય.
નરોત્તમદાસ ... ... અંબાલાલ શેઠનો જમાઇ, મધુરીનો વર.
સારાભાઇ ... ... ... અંબાલાલ શેઠનો તદ્દન યુરોપીઅન થઇ ગએલો પુત્ર.
મોહનદાસ ... ... નરોત્તમદાસનો બાલમિત્ર.
જીવરાજ ... ... ... અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ, નરોત્તમના સહાધ્યાસી.
સરદાર હીરાસિંહ ... પંજાબનો એક અગ્રેસર તાલુકદાર.
સીવાય નાનાલાલ કવિ, રવીંદ્રનાથ ટાગોર, સી. એફ. એંડ્રુઝ, મોહનદાસ ગાંધી અનુપરાય ભોમીઓ.

### સ્ત્રીવર્ગ

માયાવતી... ... ... અંબાલાલ શેઠની બહેન–કવિકલાઘેલી ભામિની.
મધુરી ... ... ... અંબાલાલ શેઠની મોટી દીકરી, નરોત્તમની પત્ની.
પુષ્પા ... ... ... તેની નાની બહેન.
નોકર, ચાકર ઇત્યાદિ.

# આગલા પ્રવેશોનો ટૂંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુ સોમીઓ પ્રેક્ષકોને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધી વિગત જણાવી રહ્યો છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે, અને પોતાની નાની બહેન પુષ્પા સાથ વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પોતાની મહત્તાનાં બણગાં ફૂંકી, ગુપ્ત રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. જીવરાજની રૂબરૂમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રણાલિઓને પ્રબળ રીતે દાંભિક ઠેરવે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુનો વિરોધી હીરાસિંહ આવતા તેમની વચ્ચે કેટલોક વાદવિવાદ થતાં અંતે તે ખીજાઇને ચાલ્યો જાય છે. પુષ્પા ને મધુરી હાસ્યવિનોદ કરતા હોય છે ત્યાં નરોત્તમ આવે છે. અને મધુરીને પરસ્પરની પ્રણયગ્રંથિ દૃઢ કરવા સમજાવે છે, પણ વિચારની વિરુદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે. નરોત્તમનો જુનો મિત્ર મોહન વિશ્વની યાત્રા કરતો આવી તેને મળે છે. એની વાતચીતમાં નરોત્તમ તેને પોતાના જીવનની વાત કહવા માંડે છે; એટલામાં ટાગોરનો પત્ર તથા ફોટો આવતાં મોહનની ખુબીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક પેરવી રચે છે. અંબાલાલ સહકુટુંબ બહારથી ફરીને આવે છે, તે અરસામાં ટાગોરરૂપે મોહનની અચાનક પધરામણી થાય છે. પુષ્પા અને ટાગોર–મોહન એકલાં પડતાં સૌંદર્ય કોને કહેવું, કેમ પારખવું વગેરે વાતચીત કરે છે. જમતાં જમતાં લલિત કલા ઉપર ચર્ચા ચાલે છે. જમણ પુરું કરી સર્વે આરામગૃહમાં મુખવાસ લેવા બેસે છે. અહીં અસહકાર, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચ વધ બહિષ્કારને લગતી સામાન્ય ચર્ચા ચાલે છે. થોડી વારે સંગીતનો જલસો શરૂ થાય છે. ત્યાર બાદ કાવ્ય અને તેના અર્થ ઉપર ચર્ચા ચાલે છે. અંતે કૃતિની સ્વતંત્રતા ઉપર સંવાદ થતાં નરોત્તમ મોહન સાથે ગુસ્સે થઈ ચાલ્યા જાય છે અને સૌ સમય થતાં વીખરાય છે. બીજે દિવસે સવારમાં મોહન અને નરોત્તમ મળે છે. અને હવે બાજી કેમ પાર પાડવી તે વીશે વિચાર કરે છે. મોહનના "કે પ્રણયાવેશભર્યાં" વાક્યથી પુષ્પા ક્રોધિત થઈ ચાલી જાય છે. નરોત્તમ મોહનને ટાગોર ચીલમ ફુંકે છે વગેરેનું અંબાલાલના કુટુંબને યથાસ્થિત ભાન કરાવી કંટાળો ઉપજાવવા કહે છે અને ચીલમ પણ આપે છે. મોહન આ પસંદ નથી કરતો. મોહન તથા માયાવતી વચ્ચે ઉંઘમાં ઘોર વાગવા વીશે અનિષ્ટ સંવાદ શરૂ થાય છે. માયાવતી ચીઢાઇ ચાલી જાય છે. મોહન અંબાલાલ સાથ ગાંધી નીતિ વીશે ઉચ્છેદક ચર્ચા ચલાવે છે અને તે પણ ચીઢાઇ, બીજે દિવસે ગાંધીજીના હાજરીમાંજ વધુ ચર્ચા ચલાવવાનું નક્કી કરી છુટા પડે છે. મધુરી આવી લાગે છે અને મધુરી તથા મોહન વચ્ચે વાર્તાલાપ શરૂ થાય છે. કેટલોક સમય ટાગોરનાં ઉત્તમોત્તમ કાવ્યોની અને તેની મૌલિકતાની ચર્ચા ચાલે છે. મધુરીને આ ચર્ચામાંથી ટાગોર હેમભક્ત, દંભી અને આસક્તિવાન્ પુરુષ છે એમ લાગે છે. આ વાર્તાલાપની વચ્ચેજ નરોત્તમ એકાએક પત્ર મુકવાને બહાને અંદર આવે છે. ટાગોરની સ્વાર્થી પ્રેમવૃત્તિથી મધુરી નરોત્તમની સ્નેહભક્તિ પારખી શકી છે; તે તેને જોતાં એકાએક ઊર્મિવશ થઇ નરોત્તમને બાઝી પડે છે. પુષ્પા મોહનને નરોત્તમ તથા મધુનો સુયોગ કરાવી આપવા પ્રાર્થના કરે છે. મોહન તેના અમોઘ ઉપાય તરીકે કેટલીક આનાકાનીને અંતે પુષ્પાને તેની સાથે પરણવા જણાવે છે. પુષ્પા આ અણધારી માગણીથી વિસ્મિત થાય છે. એટલામાં ટાગોર અંબાલાલને ત્યાં છે, તેમ હીરાસિંહને ખબર પડતાં શોધ કરતો તે આવી ચઢે છે. અને ટાગોરને બધી મંડળી દેખતાં તિરસ્કારે છે. નરોત્તમ તેને યુક્તિપ્રયુક્તિથી આ ટાગોર નથી પરંતુ સર મોહનદાસ માધવદાસ બેરોનેટ છે એમ સમજાવે છે. અંબાલાલ જતાં નરોત્તમ મોહનને હીરાસિંહ સાથે લઢવાનું મુકી દઈ પલાયન કરવાની સલાહ આપે છે. મોહન તેમ કરવા ના પાડે છે અને તે પુષ્પા સાથે પ્રેમમાં પડયા છે એમ જણાવે છે. નરોત્તમ સાનંદ આશ્ચર્ય પામે છે. પરંતુ જ્યાં સુધી મોહન ટાગોર વેષધારી બની રહે ત્યાં સુધી તે કામ અશક્ય છે એમ જણાવે છે. મોહન તેને સ્વાર્થી કહે છે અને ચર્ચા ચાલે છે. અંબાલાલ આવે છે અને ટાગોરને તેમના એક જુના મિત્ર મળવા આવ્યાનું જણાવે છે. કેટલીક આનાકાની પછી તે મળવા જાય છે. સસરાજમાઈ હીરાસિંહથી ટાગોરનું કેમ રક્ષણ કરવું

તેના વિચાર કરે છે. અને આખરે ગાંધીજીને બોલાવવાનું નક્કી થાય છે. અંબાલાલ સંગ્રહસ્થાન વગેરે સાફ કરાવવા જાય છે અને નરોત્તમ ગાંધીજીને આમંત્રણ આપવા જાય છે. પુષ્પા ટાગોર સાથે પ્રેમમાં છે, એમ પોતે મધુરીને કહે છે. મધુરી ગુસ્સે થાય છે અને આ અયોગ્ય છે એમ જણાવે છે. તે ઉપરથી પુષ્પા અને મધુરી વચ્ચે ટાગોર વીશે લંબાણથી ચર્ચા ચાલે છે. પુષ્પા તેના અનેક બહારથી જણાતા ગુણો ઉપર મુગ્ધ થઇ છે, જ્યારે મધુરી તેને અધમ અને નીચશિરોમણિ ગણી ધિક્કારે છે. એટલામાં માયાવતી આવે છે, તે પણ મધુરીના અભિપ્રાય સાથે સંમત થાય છે, અને વેશધારી ટાગોર તે સર મોહનદાસ માધવદાસ બૅરોનેટજ હોવાના સબળ પુરાવા આપે છે. ટાગોર અબ્બાસ તૈયબજીને મળવા ગએલા છે એમ જાણી આ છુપા ભેદની બાતમી મેળવવા માયાવતી પણ તૈયબજીના ઘર તરફ રવાના થાય છે. પછી અંબાલાલ શેઠનો પુત્ર સારાભાઇ વેશ બદલીને ત્યાં આવે છે. મધુરી પહેલાં તેનાથી છેતરાય છે પણ પાછળથી ઓળખે છે. પુષ્પાના પ્રેમની સારાભાઇને ખબર પડતાં તે અજાયબ થાય છે, અને મધુરીને પોતાના પતિ ઉપર ક્રોધ ન કરવા સમજાવે છે. અને તેનો પતિ તેને કેટલું ચાહે છે તેનો પુરાવો ટાગોરનો વેષધારી–નવું નાટક ઉત્પન્ન કરી તેને જીતી લેવા જે પ્રયત્ન કરે છે તે જણાવે છે. આખરે ભાઇબહેન નરોત્તમને પણ બનાવવાની–વેર લેવાની યુક્તિ ઘડે છે. સારાભાઇ ટાગોર બને છે અને તેજ દિવસે બંને વેષધારી ટાગોરો એકજ ઓરડામાં મળે છે. અને મધુરી વિના સૌ અજાયબ થાય છે અને ખરા ટાગોર કોણ તે વીષે પ્રશ્ન રહે છે.

(હવે આગળ વાંચો.)

અંબાલાલ

ત્યારે–એ...

સારાભાઇ

અમારામાંનો એક વેષધારી હોવો જોઇએ.

મોહન

તથાસ્તુ. બાકી જોવાનુ એટલુંજ કે કોણ અસલ અને કોણ નકલ.

અંબાલાલ

પણ, સાહેબો ! આપની પાસે કૈં સાબીતી–પુરાવા–હશે તો ખરા. કૈં નહીં તો કાગળો.

સારાભાઇ

હા, હા. [ખીસ્સા તપાસવાનો ઢોંગ] પણ આજ તો એકે નથી.

મોહન

[એજ ઢોંગ] અજબ સમાજોગ. પણ મારી પાસે પણ નથી.

સારાભાઇ

હું મારા તમામ પત્રો સામાન્યતઃ ફાડી ફેંકી દઉં છું.

મોહન

અને હું તમામ બાળી નાંખું છું.

અંબાલાલ

પણ ત્યારે નામપત્ર ?

મોહન

મારે પાસે એક અવશેષ હતું તે આપને કાલ મોકલાવ્યું હતું

સારાભાઇ

અને મારું પણ એમજ થયું–ફેર એટલોજ કે મેં આજે મોકલાવ્યું.

મોહન

[નરોત્તમને હળવેથી] ધીરજ રાખ. મને આ પણ નકલી આસામી લાગે છે.

નરોત્તમ

[ગભરાએલો] હોયજ નહીં. ભઇ કાલનો મધુરી પર આવેલો ફેટોગ્રાફ યાદ કરને.

અંબાલાલ

પણ ત્યારે નિર્ણય કરવો કેમ ? આપ સાહેબો બંગાળીમાં બોલશો ?

નાંખ્યા છે. કહો તો હું મારા નવા ગ્રંથનું બ્યાન કરું-એનું નામ "દેવ-વાણી" છે.

સારાભાઈ

અને મારા નવા ગ્રંથનું અભિધાન–"શોક-વાયકા" છે.

અંબાલાલ

પણ ત્યારે આ તોડ કેમ લાવવો!

હીરાસિંહ

મેરા બેટાને કિસે બહકાયા? બોલ હરામઝાદે.

મધુરી

[આ વાત સારાભાઈને કરવી ભુલી ગઈ છે. એટલે ગભરાઈ] એ!

સારાભાઈ

વો પીછે બતાવગે. અભી યેહ સુનો.

મોહન

તોડ કરવો મુશ્કેલ નથી, શેઠજી!

અંબાલાલ

માર્ગ બતાવો–કવિ......સાહેબ.

મોહન

[સારાભાઈને] આપણે બેઉ જણ પાંચ મીનીટ એકાંતે વાત કરીએ તો?

સારાભાઈ

હું એજ અર્જ ગુજારવાનો હતો. એ પળ વાર્તા કરવાથી આ ધાંધલ તમામ પતી જશે.

અંબાલાલ

ત્યારે અમે સૌ અળગાં થઈ જઈએ.

સારાભાઈ

હાજી. એટલી મહેરબાની કરો.

નરોત્તમ

પાંચ મીનીટ માટે. [નરોત્તમ બાગને દરવાજે અને અંબાલાલ જમણે દ્વારે જાય છે.]

હીરાસિંહ

અચ્છા. મગર પાંચ મીનીટ બાદ...... [બીયામણી નજર કરે છે.]

માયાવતી

ઇધર આવો–સરદાર સાહેબ! આપકો કુછ નઈ ચીજ દીખલાઉં, [હીરાસિંહને લઈ જાય છે બાગમાં.]

મધુરી

પુષ્પા અહીં આવ! આપણું પણ અહીં કામ નથી. [એ પણ જમણે દ્વારે થઈ જાય છે.]

સારાભાઈ

આવો, સાહેબ, હવે રહ્યા આપણે બે. ક્યાં સુધી વેષ ચલાવવો છે, સર મોહનદાસ! આપ ટાગોર તો નથી.

મોહન

અને આપ પણ નથી.

સારાભાઈ

અલબત નહીં.

મોહન

એ તો મારી ખાતરી હતી. પણ ત્યારે......?

સારાભાઈ

જી. હું આ ઘરનો સપુત–સારાભાઈ અંબાલાલ–સાત વર્ષ વીલાયત વસેલો, અને હાલ પેરીસમાં ઝવેરી તરીકે મશહુર બનેલો–સેવક આપની તહેનાતમાં હાજર છે.

મોહન

ત્યારે તો તમે મીસીસ નરોત્તમ અને મીસ પુષ્પાના સહોદર.

સારાભાઈ

નિઃસંદેહ–આપને મળી સેવકને અત્યાનંદ થયો.

મોહન

ટકોર બંધ કરો, સારાભાઈ! તો મારે પણ એજ કહેવાનું છે.

સારાભાઈ

ટકોર. તમે પણ માર હદ કરી છે. મધુરી તમામ બાજી જાણી ગઈ છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૧૧]




## ૩
## કવિવર નાનાલાલ

આપણા મહાજનોમાં કવિ નાનાલાલનું સ્થાન અનોખું છે. એક નજરે આજના ગુજરાતમાં કવિ સૌથી મોટા મહાજન હોય એમ કોઇક વાર લાગે છે; બીજી નજરે......

× × ×

માણસ અને તેના કાર્યને સાધારણ રીતે છુટાં પડાતાં નથી. કાર્ય ઉપરથી માણસ વીશે અથવા માણસ ઉપરથી તેના કાર્ય વીશે તર્ક કરી શકાય છે; પણ કવિ નાનાલાલ વીશે એમ કરવા જતાં ગણત્રીમાં ભુલ આવવાનો સંભવ છે. કવિનું જીવન અને કવન એ બે એકમેકથી જુદાંજ છે; કૈંક વિરોધી પણ છે. કવિનાં કાવ્યોમાં જે સંસ્કારી રસિકતા, કુમાસ કે માર્દવ જણાય છે તે કોણ જાણે કેમ એમના જીવનમાં જણાતાં નથી. મારા ભાઇએ કવિને પહેલી વાર જોઇને કહ્યું હતું: "આ કવિ—આમણે ઈંદુ અને જયાજયંત લખ્યાં? હોય નહીં." હજી એ એમજ માને છે કે કોઇ ભળતા માણસને બતાવી મેં એમની મશ્કરી કરી હતી. મેં મારા ભાઇની ખાત્રી કરી ના આપી કારણ કે એ બીચારાની સુંદર મનસ્વી મૂર્તિ ભાંગવાનું પાપ કરવાની મને ઇચ્છા નહોતી. પણ એ જુદી વાત છે. "સાહિત્યમાં છે તે જીવનમાં કેમ નથી?" એ પ્રશ્ન ના પુછશો. આપણે ત્યાં એવુંજ છે. કેટલાક વિદ્વાનો આર્યધર્મનાં પુસ્તકો લખે ખરા પણ આર્યધર્મનો કક્કો પણ એમના જીવનમાં ઉતર્યો હશે કે કેમ એ વીશે ઘણીએ શંકા કરી શકાય. બધેજ એવું છે. પછી રસેંદ્ર કવિના જીવનમાં રસ ન હોય એમાં આશ્ચર્ય શું છે? આપણું સાહિત્યજ કલ્પનાનું અથવા અભ્યાસનું છે, જીવનના અનુભવનું નથી.

કવિના જીવનનું મુખ્ય લક્ષણ કયું એ કહેવું કઠણ છે: કોઇ કહે છે કે અહંભાવ. પણ એ સાચું નથી લાગતું. કેટલાક ઘણાજ નાના માણસો એમના પ્રશંસક છે. તેમને ત્યાં વગર બોલાવે એ ઘણીએવાર જાય છે એમ સાંભળ્યું છે. એમના પ્રતિપક્ષી કે સ્વતંત્ર સમોવડીઆને ત્યાં બોલાવ્યાએ ન જાય એવા એ છે એ જુદી વાત છે. પ્રજાની ભવ્ય કલ્પનાઓ કરનાર માણસ જીવનમાં વધારે વિશાળ

દૃષ્ટિ ના હોત તો કવિ મનુષ્યજીવનનાં કેટલાંક સુંદર તત્ત્વો જોઇ ને અનુભવી શકત. પણ પોતાના અભિપ્રાયો એજ પરમ સત્ય છે એમ માની સામાવાળા જોડે ધોધાટ કરી લડવા જેમ પછી સામાનું સૌંદર્ય જડે ક્યાંથી?

કવિને કવિપદનુ ઘુંઘટ ઘણું છે. એ ઘુંપટમાં દુનીઆનુ ઘણું સૌંદર્ય એમણે વણજોયું ગુમાવ્યુ હશે. કવિ તો એમ જ માની બેઠા લાગે છે કે કવિઓ ન હોય તો દુનીઆ ચલિજ નહી. મુનશી કદાચ એમ માનતા હશે કે નવલકથા ના હોય તો ગગા કુવારો રહી જાય ખરી વાત એ છે કે સાહિત્ય-પ્રેમાઓની નાનકડી દુનીઆ બહાર વિશાલ વિશ્વ છે જેને કવિઓ ને સાહિત્યકારોની જરાએ તમા નથી અને એક રીતે એ ખરું પણ છે. કોઇ સારું લખે, કોઇ સારાં ચિત્રો દોરે કે કોઇ સારો ઘણો સારો કવિ હોય તેમાં શું થયું? એમાં વાંકડીયા વર થાને લોકો કેમ મલાસતા હશે? એમાં બધાએ એમને માન આપવુંજ જોઇએ, એવી નજરથી શા માટે ફરતા હશે? છે, ઉત્તમ સેવા છે; અમુક અંશે માનને યોગ્ય છે, પણ તેથી કંઇ બધા ઉપર જોહુકમી કરવાનો પરવાનો મળી જતો હોય એમ માનવું એ તો, આપણી બુદ્ધિને અપમાનવા જેમ છે. એક જણ કહેતો હતો કે સુથાર, ડાકટર, ચિત્રકાર, કવિ કે લેખક જેમ એક જાતની સેવા કરે છે, એ લોકની જેમ એક કળા છે તેવીજ–કદાચ સમાજને વધારે ઉપયોગી એવી ધોબી, સુથાર તથા દરજીમની કળા છે. શા માટે આપણે એમને પણ એટલુંજ માન નથી આપતા?

આ માણસ જરા નચી પંક્તિનો હતો એટલે એની દલીલ સંસ્કારી નહોતી; પણ એનો મુદ્દો ઘણે અંશે ખરો લાગે છે. આપણા સાહિત્યકારો અને કવિઓ ભુલી જાય છે કે માણસ તરીકે કવિત્વ શક્તિમાં નહીં પણ માણસાઇથી માનના અધિકારી થવું જોઇએ. અને માણસાઇ તો ઘણાને શીખવા પડશે એમ લાગે છે.



× × ×

કવિ નાનાલાલ "વિશ્વગીતિત આર્યતા"ના હીમાયતી છે; એમના મિત્ર તરીકે ઘણાએ એમની મહેમાની અનુભવે છે ત્યારે આની પ્રતીતિ થાય છે પણ ખરી; પણ આતિથ્ય વગર એ આર્યતાનાં બીજાં કંઇ લક્ષણ છે કે કેમ એ વિશે કેટલાક શંકા કરે છે. કોઇરે એક જણ આગળ એમના સખત ટીકા કરેલી: ઘણું ખરું નાનાલાલની વાણીને dirty liquid એમ કહેલું એવું યાદ છે. આ ખરું હોય તો એ એમાંથી કોઇને પણ આર્યત્વનું ભાન હશે કે કેમ, એ વિચાર આવે છે. અને કવિ

નાનાલાલ જ્યારે નરસિંહરાવ કે વલ્લભભાઈ પટેલ વીશે વાતો કરે છે ત્યારે એમના આર્યત્વ વીશે ઘણું વધારે જાણવાનું મળે છે મુનશીને માટે એમનો સખત વિરોધ પુનમે પુનમે અભિવૃદ્ધિ પામતો જતો જોઈએ છીએ ત્યારે પણ એ આર્યતા પર વધારે અંજવાળું પડે છે. નાનાલાલ મહત્વાકાંક્ષી છે. એક વાર અમદાવાદના મજુરોના આગેવાની માટે એમણે પ્રયત્ન કરેલો. જ્યારે ઘણાને એમ લાગતું હતું કે પચાસ હજાર મજુરોની સેના સાથે નાનાલાલ કવિ સેનાપતિ તો નહીં થઈ જાય: પણ નશીબની દેવીમાં કલ્પના હજી નહીં એટલે બધું પડી ભાંગ્યું ને દીલ્હી તરફ જવાને બદલે તે સાંજે બીચારા દીલ્હી દરવાજા બહાર હઠીભાઈની વાડીએ આવ્યા. શું કરીએ? માણસ સંજોગોને આધીન છે: નહીં તો આપણામાંથી કોણ શું ન થઈ જાત એ કેમ કહી શકાય? કદાચ કોઈક શિવાજી મહારાજએ થઈ જાત.....નાનાલાલને આ પ્રસંગ પછીજ ઐતિહાસિક નાટકો લખવાનું સુજ્યું હોય તો નવાઈ નહીં.

નાનાલાલનું કવિજીવન સુંદર અને અદ્વિતીય છે. વકીલ શ્રી. ગોવર્ધનભાઈ પછી ગુજરાતમે નવીન આદર્શ આપનાર કોઈ હોય તો તે કવિ નાનાલાલ. જયામે સરજી ગુજરાતને એમણે જીવનનો એક નવો આદર્શ આપ્યો. પણ એથીએ અધીકડી છે એમની સાહિત્યસેવા. શીખાઉ બોલ્યો:

"અન્યનુ તો એક વાંકું આપનાં આઠાર છે—" એમ શીઆળોની કલ્પના કરતા ગુજરાતને



કવિ નાનાલાલ

હિમાદ્રિની યોગગુફાઓનું દર્શન કરાવનાર કવિ નાનાલાલ. દયારામ જેવા રસસ્વામીની પણ ઘણે અંશે કર્કશ લાગતી ભાષામાં ફુમાસ કવિ નાનાલાલે ખીલવી. નાનાલાલ ના હોત તો "લલાટ ઉપરના તારલીયાના એ તો અક્ષય બ્રહ્મલેખ" જેવો શબ્દચમત્કાર ગુજરાતીમાં આવતાં બીજા બે સૈકા થાત. અને એ ના હોત તો રૂઢિબદ્ધ ગુજરાતી ભાષા સ્વતંત્ર ક્યારે થાત તે પણ કોણ જાણે. સાર્થક

આપણી ભાષામાં બેસલડી, માવલડી, કોયલડી શબ્દો પ્રવેશ પામ્યા એ માટે પણ કવિ જવાબદાર છે.

આજના લગભગ બધા સાહિત્યકારોની ભાષામાં ગોવર્ધનરામ અને નાનાલાલની ભાષાનાં છાંટણાં જણાશે. ખબરદારે નાનાલાલનાં પુસ્તકો વાંચ્યાં ના હોત તો છે એટલી મૃદુતા પણ એમની ભાષામાં ના આવત.

કવિની કલ્પના અસામાન્ય છે; એમની રસસમૃદ્ધિ અપૂર્વ છે; અને એમની ભાષાનું પદલાલિત્ય અનુપમ છે. ગુજરાતમાં મોડર્ન રીવ્યુ પ્રકટ થતું હોત તો નાનાલાલ અને એવા બીજા ગુજરાતી સાહિત્યકારો રવીંદ્રનાથ ટાગોર પેઠે વિશ્વમશહુર થઇ પડયા હોત. પરની સરખામણીમાં પોતે પામર છે એ માની લીધેલા ભ્રમથી ગુજરાત છુટશે ત્યારે આપણે નિર્ધન મટીશું: અને જ્યારે પરથી ઉત્પન્ન થએલાં રાતાંપીળાં ઉતરશે ત્યારે આપણે જોઇ શકીશું કે આજના કેટલાક ગુજરાતી સાક્ષરો વીલાયતના સર્વોત્તમ સાહિત્યકોને કોરે બેસાડે એવા નહીં તોએ એમને ઢંકાવે એવા તો છેજ. આપણે હવે 'પરદીવડાં શાં ખોટાં?' ની જુની થએલી કડી ભુલી જવી જોઇએ. પણ એ જુદીજ વાત છે. નાનાલાલના સાહિત્યનો થોડોક ભાગ તો વિશ્વના સાહિત્યમાં મુકી શકાય એવો છે.

× × ×

નાનાલાલને બ્રહ્મનો બહુ શોખ છે. ગાંધીજીએ જેમ સ્વરાજ્યને સોંઘું અને સુલભ કરી મુકયું હતું તેમ નાનાલાલે અનંત–બ્રહ્મ અને બ્રહ્માંડને સાહિત્યમાં "દોઢીઆનાં દોઢ શેર" જેવાં સસ્તાં કરી મુકયાં છે. આનું કારણ શોધવું અઘરું નથી. નાનાલાલની કલ્પના એટલી બધી જનતાથી પર જનારી છે કે 'આકાશનાં વૈભવભર્યાં વનો' સીવાય એ બીજા કશાથી રાચી શકતી નથી. આજ કારણને લીધે એમનાં પાત્રો ગિરિગહ્વરનાં વસનારાંઓ છે, અને એટલા પુરતા એ સુંદર છે. એને લીધેજ એમની ઉષા એક અશકય સ્ત્રી છેઃ કવિની બધી રસસામગ્રી કલ્પનાની છે—અનુભવની નથીઃ અને કલ્પના પણ બુદ્ધિની—હૃદય-ઊર્મિ-પ્રેરિત નહીં. એથી એમનાં પાત્રો બધા વિચારો છે–માણસો નથી. અને આ ઉનતાને લીધે કવિનું સાહિત્ય ચિરંજીવી થવાનો સંભવ ઓછો લાગે છે.

આજના ગુજરાતમાં કળા નથી માટે નાનાલાલ લોકપ્રિય છે. ગુજરાતના જીવનમાં કળા આવશે ત્યારે નાનાલાલ લોકપ્રિય મટી જશે એવી બીક રહે છે. આ કથનને વધારે સ્પષ્ટ કરવાની જરુર લાગે છે. નાનાલાલની કળા કેંકવિધ Romantic છે–Realistic નથી. Realism– તાદૃશ્ય કળાની સમજ વધારે વિકાસ પામેલી કળાવૃત્તિજ કરી શકે છે. આજના ગુજરાતમાં ડીકન્સ સફળ નહીં થાય. બાળકોને realistic વાર્તામાં મજાહ નહીં પડે–કદાચ તે સમજશે પણ નહીંઃ અને પરીઓ ને રાક્ષસોની વાતોથી તે ખુશ-ખુશ થઇ જાય છે. નાનાલાલની જયા એક પરી છેઃ અને આજનું ગુજરાત નાનું બાળક છે. તે મોટું થશે ત્યારે પરીની વાતો તેને સંતોષશે નહીં.

Romanticism ની દષ્ટિએ પણ નાનાલાલની કળા સંપૂર્ણ નથી એમ લાગે છે. આમ તો Realism અને Romanticism એ બે ઉદય અને અસ્ત પેઠે દુનીઆ અને માનવ જાતિના જીવનમાં આવેજ જાય છે: એટલે સંપૂર્ણ Romanticismને ચિરંજીવી થવાનો પુરો સંભવ છે. પણ પરીઓની

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૫]

# અજ્ઞાતને પત્રો

—:—

લેખક:
પ્રોસ્પર મેરીમી

---

ભાષાંતર કર્તા:
સૌ. બહેન લીલાવતી,
સભ્ય, માહિલ સંસદ

---



બાલક પ્રોસ્પર મેરીમી

માર્ચ–૧૮૪૩.

જાણે હું ચારપાંચ જોજન ચાલ્યો હોઉં એટલો થાકી ગયો છું પણ આ જાતનો થાક પણ એટલો રુચિકર લાગે છે કે આવો અનુભવ ફરી કરવાનું મને મન થાય છે. પહેલેથી ગોઠવી રાખેલી યોજનાઓ સફળ થતી જોવાને હું હંમેશ ટેવાએલો છું તો એ આપણા પર્યટનને સાંગોપાંગ પાર ઉતરેલું જોઇ તમારી માફક મને પણ અજાયબી થાય છે. દુનીઆથી આટલાં દૂર અને બંધનોથી આટલાં છુટાં રહેવું અને તેએ સુધરેલી દુનીઆએ સર્જાવેલાં સાધનોનો લાભ લઇને; એ શું મઝાહ પડે તેવું નથી!

પેલા સુંદર હાઇએસીંથના છોડની મેં એકજ કળી કેમ તોડી તે ખબર છે? કારણ કે બીજી વાર જઇએ તો પાછી કેટલીક હોય તો ખપ લાગે એવો મારો ઉદ્દેશ હતો. શું ધારો છો? ઉપરાંત નકશામાં જોતાં મને જણાય છે કે આપણે છેટાની તો ખોટીજ ગણત્રી કરી હતી. અને આડે રસ્તે તો એકેક માઇલજ ગયાં હોઇશું. આપણે વધારે આગળ ગયાં હોત તો એ બાબત પણ દીલગીર શાને થવું? બીજી વાર વળી આંથી વધારે સારું જાણવાનું મળશે. પહેલી વાર જોતાં કૈં ખરાબ તો નજ ગણાય.

ને તમારો જાદુ તો કૈં ઓર હતો. 'મે' જે

તમને આપ્યું તે તમે પાછું વાળો છો એમ કહેવામાં તમે મને નવું તો કંઈજ નથી. પણ તમને આમ કહેતાં સાંભળવાં એજ મારે મન અનેરો આનંદ છે. આથી, પેલા અશુભ દિવસના અમંગળ ચોઘડીએ તમે કહી નાખેલાં ક્રૂર વેણો વિચાર કર્યા વગર ઉતાવળેજ બોલી નંખાયાં હતાં તે સિદ્ધ થાય છે. આજ તો હું એ બધાં વીસરીએ ગયો. મારો ગુસ્સો અને તોછડાઇ ભુલી જવાની તમેએ મહેરબાની નહીં કરો ?

હું આત્માના અસ્તિત્વમાં માનું છું કે નહીં એમ તમે મને પુછો છો. પુરેપુરું તો નહીં. તેમ છતાં હું જ્યારે કેટલાક વસ્તુઓનું ચિંતન કરું છું ત્યારે મને આ અનુમાનની તરફેણમાંની દલીલો જડે છે ખરી. તે આ પ્રમાણે. બે સજીવ પદાર્થો સંયોગથી જે પ્રકારનું સંવેદન આપે છે અને અનુભવે છે, અને જેમનો સંયોગ એની સાથે જોડાએલા ભાવોને લીધેજ નિરસ થતો અટકે છે તે નહીં તો કેમ શક્ય બનત ? જ્યારે બે પ્રેમીઓ ચુમે છે ત્યારે જે પ્રકારનું સંવેદન તેઓ અનુભવે છે તે નરમમાં નરમ મશરુને ચુમવા કરતાં જુદાજ પ્રકારનું હોય છે એમ કહેવાની આ તદ્દન પાંડિત્યપૂર્ણ રીત છે. પણ આ દલીલ એક રીતે વજનદાર તો છેજ. જ્યારે આપણે બીજી વાર મળીએ ત્યારે તમને ગમે તો અધ્યાત્મ જ્ઞાન વીશે વાદવિવાદ કરીશું આ એવો વિષય છે કે જેમાં મને સદાએ રસ પડયો છે કારણ કે કોઇ દહાડો એનો પાર આવનોજ નથી. સોમવાર પહેલાં આપણે ફરી કયાં મળી શકીએ એ જણાવવા મને લખજો લખશો ત્યાં આપણે ઠેરવેલા કલ્લાકને ટકોરે પહોંચવું જોઇએ; ટકોરા પછી અર્ધે કલાકે નહીં તે જરુર યાદ રાખજો ભુલશો નહીં; કારણકે આપણે અર્ધા કલાક પછી તો નીકળવું જોઇએ. સમજ્યાં કેની?,

સાડા ચાર વાગ્યા છે તે મારે સવારે કામ વાગ્યા પહેલાં તો જાગવું જોઇશે.

પેરીસ, સપ્ટેંબર ૧૮૪૩.

વારંવાર તમે જે વાક્ય વાપરી ડોળ કરો છો તે વાકયમાં કહું તો તમારા વિના મને બીલકુલ ગમતું નથી. આપણે છેલ્લાં મળ્યાં ત્યારે મને એમ ચોખ્ખું નહોતું લાગ્યું કે લાંબા વખત સુધી આપણે પરસ્પરને મળવાનાંજ નથી. ત્યારે શું આપણે ફરીવાર એક બીજાને નહીં જોઇએ? આપણે કંઈ પણ બોલ્યા વિના–અરે એક બીજાના સામેએ જોયા વિના છુટાં પડયાં. આગળ પણ એકવાર એવુંજ થયું હતું. તે વખતે મને જે શાંત સુખની લાગણી થઇ આવી, તેવી સાધારણ રીતે મને થતી નથી. કેટલીક પળ સુધી તો જગતમાં એથી વધારે ઇચ્છવા યોગ્ય બીજું કંઈ મને લાગ્યુંજ નહીં. આવું સુખ ફરી આપણે અનુભવી શકીએ તો શા માટે આપણે તે ન મેળવવું? ધારો કે આપણે તકરાર કરીએ; પણ એવી તો આપણે ઘણીએ વાર કરી છે. પણ સમાધાનના આનંદમાં તકરારનું સ્મરણ તે શી વીસાતમાં? આ વિષયમાં મારાથી અર્ધુંએ તમને લાગતું હોય તો તમે ફરી ફરવા આવવા માટે જરુર આતુર થાઓ. આવતા અઠવાડીએ હું બહારગામ થોડા વખતને માટે જવાનો છું. શનિવારે અથવા તે પછીના મંગળવારેએ તમને ફાવે તો આપણે મળી શકીએ.

મેં તરત તમને કાગળ ન લખ્યો કારણકે તમારી તરફથી આપણાં જંગલમાં ફરવા જવાનું સૂચન આવશે એમ મારા મનને મનાવવાનો મેં પ્રયત્ન કર્યો. હશે, મેં ભુલ તો કરી પણ તેનું મને બહુ દુઃખ લાગ્યું નથી. મને ઘણી વસ્તુઓ ભુલાવવાનો જાદુ તમને આવડે છે ને લાગણીને સ્થાને બુદ્ધિ રાખવાનું તમે મને શીખવો છો. પણ ફરી એક વાર તો તમને મળવા દો. હું તમને જરાએ ઠપકો નહીં દઉં; આમ સ્વપ્ન જોવા જેટલું શક્તિમાન રહેવું, તેટલુંએ સદ્ભાગ્યજ તો.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૬ ]



# ઋગ્વેદ સંહિતા†

લેખકઃ

**રા. ઋષિકુમાર**

ઋગ્વેદ સંહિતાના સુક્તોમાં જેમ એક દેવનું આરાધન કરવામાં આવે છે, તેના રચયિતા ઋષિનું અભિધાન આપવામાં આવે છે, ને અમુક છંદમાં તે સૂક્ત રચાએલ છે તે છંદ દાખવાય છે, તે રીતે અહીં પણ થએલ વાચક જોઇ શકશેઃ અષ્ટક, અધ્યાય, મંડળ, અને અનુવાકનાં નામ વા સંખ્યા અહીં આ પ્રથમ પ્રયત્નમાં નિર્દિષ્ટ નથી થઈ શક્યાં તેએ વાચક પ્રમાણી શકશે

### વર્ગ ૧

૧ જગત જેનો વિવેક નથી કરી શકતું એવા મત ને અમૃત થકી પર વીરાજેલ એ શાંતિમતી–શક્તિવતી પ્રિયતમે! તારા વિરાટ સ્વરૂપનું અનન્ય શરણ અમે યાચી રહેલ છીએઃ આવ, ઉગાર અમનેઃ ઉદ્ધાર અમને।

૨ સારાએ અમ પૂજન વિધાનકાળે અહર્નિશ તુજ મનોમત પ્રાર્થના અમે આદરી રહેલ છીએઃ તારા પ્રકટ પરિત્રાણને ઝંખી રહેલ છીએઃ શુભની, સાન્ત્વનાની, સમાધાન-ની સંજીવિની તારી અમુલખ વર્ષા સદૈવ અમ પર વર્ષતી ઝીલી રહેલ છીએઃ ઓ નિડર ને નિશ્ચલ, ઓ તીવ્ર ને તરુણ! આવ, ઉગાર અમનેઃ ઉદ્ધાર અમને!

૩ પ્રત્યેક પલ તારા વિશ્વવિશાલ મહાબલ-ને કાજ અમ દેહાત્માનાં જ્વલંત જીવંત બલિ સનાતન શોભી રહેલ છેઃ ઉરપ્રાણની અમ એ અનન્ય આહુતિ તારી પરમ સ્વીકારણા-ને પાત્ર વિલસી રહેલ છેઃ મોઝમના અમી ગર્જના મહાધ્વનિ તારા નિરંતરના આમંત્રણને કાજ લોકલોકાન્તર પ્રસરી રહેલ છેઃ આવઃ એ બલિ, એ ધ્વનિ, તારી કરુણા, તારી પ્રસન્નમુદિતા, પામી રહોઃ આવ કલ્યાણકારિણી! આવ, ઉગાર અમનેઃ ઉદ્ધાર અમને!

૪ સારીએ આ પૃથ્વી પર કોઇજ અમારું સગું વા સંબંધી નથી; કોઇજ અમારું અનન્ય મિત્ર વા બંધુ નથીઃ સારાએ આ

† ઋગ્વેદ સંહિતાના છઠ્ઠા અષ્ટકના બીજા અધ્યાયમાંના મંડળ આઠ ને અનુવાક ચોથાના પ્રથમ સૂક્ત પરથી સૂચિત.

લોકમાં—અનિત્ય ને અસુખ આ ભુવનમાં—કોઇજ અમ રક્ષા વા સુશ્રુષા કરી રહેલ નથીઃ તુંજ, ઓ સુભગે ! તો તુંજ તારા અસંખ્ય ને અપ્રતિમ દેવસહોદર સાથ અમને શરણદાદ દઇ રહેઃ નિત્ય જય ને નિત્ય લાભની તારી કરુણાધારા સદૈવ અમ પર વર્ષી રહેઃ આવ, ઓ કીર્તિમતી પ્રિયતમે ! આવ, ઉગાર અમનેઃ ઉદ્ધાર અમને !

૫ કર્મ ને અકર્મ અમે કળી શકતાં નથીઃ સારું ને નરસું અમ બુદ્ધિ પ્રમાણી શકતી નથીઃ સત્ય ને અસત્ય, શુભ અને અશુભ, સૌંદર્ય ને અસૌંદર્ય, સ્નેહ ને વિલાસ, ચેતન ને અચેતન, જ્યોતિ ને અંધાર, અમૃત ને મૃત્યુ—અહીંનાં અમ પામર જીવન જાણી શકતાં નથીઃ માત્ર તુજ ભક્તિવિધાન પીછાની રહેલ છીએઃ માત્ર તુજ યશગાન અમે ગજવી રહેલ છીએઃ તે દ્વારા ઓ પ્રિયતમે ! તારા એક પુણ્ય પ્રદાનની યાચના કરી રહેલ છીએઃ દિવ્ય તે ચક્ષુ અમ ઉઘાડી રહોઃ ભેદ ને રહસ્ય, ઇશ્વરી સૌ ગહનતમ ઉંડાણ, અમ નમનસરસાં સર્વથા પ્રકાશી રહોઃ અમે તારાં સદાનાં યાચકો છીએઃ તું અમ સદાની યજમાન છે—દાતા છે. આવ, ઉગાર અમને, ઉદ્ધાર અમને !

૬ અમે તુજ સુરક્ષાનાં પૃથ્વીવરયાં પાત્ર છીએ. ઓ જગદંબે ! એક કાળ તારા અલૌકિક સામર્થ્ય થકી અજ્ઞાત એવો અમ વીતી ગયો ! સારોએ અમ એક અંધાર—યુગ તારા પ્રતાપપ્રભાવનાં પુણ્યતમ દર્શન—વીહોણો વીતી ગયો ! એક કાળ, સારોએ એક અમ ભવ અપાર્થિવ તુજ ઓજસલીલા ઝીલ્યાં-વીહોણો વહી ગયો—વીતી ગયો ! પણ આજ—હવાં અમે તને જાણીએ છીએઃ પુરેપુરું તને પીછાનીએ છીએઃ તારી શકિત, તારી સમૃદ્ધિ, તારા શિવત્મને ઓળખીએ છીએઃ આવ, તો ઉગાર અમનેઃ ઉદ્ધાર અમને !

૭ દિવ્ય ઓ વીરાંગને ! બહુશોભમાના હૈમવતી ઉમે ! તારી પ્રસન્ન મૈત્રી અમે કબુલીએ છીએઃ તારી વિશાલ વિભવતા અમે અનુલક્ષીએ છીએઃ તારી પ્રભા, કીર્તિ ને કાંતિ, સદૈવ અમે અનુભવીએ છીએ. અન્નપૂર્ણા અમ સદૈવ પ્રસન્ન રહોઃ ધનધાન્ય વડે અમ દ્રવ્યકોષ સદૈવ ભરચક—ભરપુર રહોઃ તેજ ને વીર્યવંતા આત્મજ ને આત્મના વડે અમ ગૃહ દેવમંદિરમાં અહર્નિશ ઓપી રહોઃ ગાય ને મહિષી, ઘેટાં ને ઘોડા વડે અમારા ઘરના વાડાઓ આનંદન પ્રફુલ્લી રહોઃ પુષ્પમતી સુપ્રસન્ન વાટિકા સારાએ અમ ગૃહને ફરતી સુસુંદર પ્રેરણા ને આંદોલન સદૈવ પ્રકટી રહો—પ્રેરી રહો. અમુલખ ને અનંત સત્ત-સમૃદ્ધ, દાક્ષિણ્યસમૃદ્ધ, ધર્મનીતિજીવનસમૃદ્ધ અમૃત પ્રભાવપ્રકાશયાં પુસ્તકો અમારાં ઉરપ્રાણ સદૈવ અજવાળી રહેઃ અખંડ શાંતિ ને આનંદ, અખંડ સુખ ને કલ્યાણ, દસ દિશ અમ ફરતાં પ્રસન્નપ્રાણ પ્રકાશી રહોઃ ઓ ભુવન સુંદરી ! ઓ વિશ્વદેવિ ! આવ, ઉગાર ઉદ્ધાર અમને !



# હાજી મહમ્મદ

('સ્મરણમુકુર'-લેખાંક ૩૦ મો)

લેખક:
રા. નરસિંહરાવ ભોળાનાથ,
બી. એ., સી. એસ.

ઈ. સ. ૧૯૨૧ ના જાન્યુઆરીની ૨૨ મી તારીખે એલ્ફિન્સ્ટન કૉલેજમાં નવા સ્થપાયલા ગુજરાતી મંડળનું 'મંગલ ભાષણ' હું કરતો હતો, તે વખતે મ્હને ખબર ન્હોતી કે હેને આગલે જ દિવસે એક વિરલ સાહિત્યસેવક અલ્લાહના દરબારમાં ચાલી ગયો હતો. તા. ૨૩ મીની સાંઝે મ્હારી પુત્રીએ કહ્યું કે હાજી મહમ્મદ ગુજરી ગયાની ખબર મુંબાઇમાં કોક કનેથી મ્હારા જમાઈ સાંભળી આવ્યા. આ પછી પાંચ છ દિવસે વિક્ટોરિયા ગાર્ડન્સના મ્યૂઝિયમના ક્યુરેટર રા. ચૂનીલાલ ધોળી સાંટાક્રુઝ સ્ટેશનની બ્હાર મ્હને મળ્યા, ત્હેમણે આ શોકભરી વાતને સાચી કહીઃ હાજી મહમ્મદ જોડે મ્હારો પરિચય માત્ર છ વર્ષનો જ હતો; પરંતુ આ આઘાત મ્હને હેવો લાગ્યો કે જાણે લાંબા સમયનો મિત્ર મ્હેં ગુમાવ્યો હોય. મ્હેં અન્ય સ્થળે કહ્યું છે કે—જીવનનું માપ વર્ષો વડે નથી થતું, પ્રસંગોની તીવ્રતા, બળ, ઇત્યાદિથી થાય છે. છ વર્ષના ટૂંકા ગાળામાં હાજી મહમ્મદ સાથે એટલા સતત, નિકટ, પરિચય-પ્રસંગો આવેલા કે હેમની જોડે લગભગ તેર ચૌદ વર્ષના કાલમાનથી જ મપાયલા અનુભવવાળા કરતાં દશગુણ મ્હારું ઓળખાણ અને સ્વભાવ-પરીક્ષા હતાં. તદસ્તુ.

આ આઘાતની સાથે જ મ્હારા મનોગગનમાં અનેકાનેક સ્મરણતારકગણ તરવરી રહ્યા. એ તારકોનાં પ્રતિબિમ્બ પાડવાનો પ્રયાસ આજ કરું છું.

સમય—ઈ. સ. ૧૯૧૫ ના જાન્યુઆરીની ૧૪મી તારીખની સાંઝ; સ્થળ—ખેતવાડી મેઇન રોડના ટ્રામ સ્ટેશનથી ચૂનામભઠ્ઠી રોડ તરફ જનારી ગલી. પ્રસંગ આ હતોઃ દક્ષિણ આફ્રિકાથી આવેલા મોહનલાલ કરમચંદ ગાંધી તથા ત્હેમનાં પત્ની સૌ. કસ્તુરબાના સત્કારાર્થ મેળા-

વડે. ત્હાં હું, મ્હારો પુત્ર નલિનકાન્ત, તથા પુત્રી લવંગિકા ટ્રામમાંથી ઊતરીને ગલીમાં જતાં હતાં. એ જ ટ્રામમાંથી ઊતરેલા.ઊંચા, ફલંગો ભરતા, તરુણ ખોજા ગૃહસ્થે આવીને હમને પકડી પાડ્યા. નલિનકાન્તે ઓળખાણ કરાવ્યું: આ હાજી મહમ્મદ અલ્લારખ્યા શિવજી.—આ ક્ષણે બીજ રોપાયું. કાલક્રમે સ્નેહના અંકુર ફૂટી મનોહર વૃક્ષ પ્રગટ થયું.

ઓમાર ખય્યામની ફિટ્ઝ જેરાલ્ડ કૃત રુબાયાતનો અનુપમ સંગ્રહ, વિવિધ પ્રસિદ્ધિયોનો, સચિત્ર, હાજી મહમ્મદને ઘેર છે એમ બહુ વખતથી સાંભળેલું. જઈને જોવાના મનોરથ કરેલા. નલિનકાન્ત જ ત્હાં લઈ જવાનો હતો. પણ એ દોઢ માસ પછી છેવટની માંદગી ભોગવી બે માસની અંદર જીવનનો પ્રયાણનો દરવાજો વટાવીને ચાલ્યો ગયો. તેથી વાત અટકી પડી. આમ ઓળખાણ કરાવી ઊડી જનારા વિરલા આત્માને વિષયભૂત કરનારા કાવ્ય–સ્મરણ-સંહિતા–ની પ્રસિદ્ધિમાં હાજી મહમ્મદ ભવિષ્યમાં સહાયભૂત થયા, એ સ્નેહલોકનાં સૂક્ષ્મ બળોનું અણુગોઠવ્યું જ પરિણામ હતું. કેટલાક માસ પછી સ્નેહીવર્ગ સાથે હું એ સંગ્રહ જોઈ આવ્યો. મ્હારી પત્નીથી હાજી મહમ્મદના મકાનના સખત દાદરા ચઢવા અસાધ્ય હતા; તેથી એ સંગ્રહનો મુખ્ય મુખ્ય ભાગ હાજી મહમ્મદ બીજે પ્રસંગે મ્હારે ઘેર, વાંદરામાં, લાવીને બતાવી ગયા. કાલક્રમે સ્નેહના તન્તુના તાણાવાણા વણાયા. 'સ્મરણસંહિતા'નું કાવ્ય મ્હારે ઘેર હાજી મહમ્મદ આવીને સાંભળી ગયા. ગમ્યું. છપાવવા માટે ચિત્રોની યોજના, પુસ્તકના બાહ્ય સ્વરૂપની ઘટના, ઇત્યાદિ હાજી મહમ્મદે પોતાની ઇચ્છાથી માથે લીધું, ને પાર ઊતાર્યું. આ માટે કેટકેટલી દુકાનોએ, કેટકેટલા કલાકારો પાસે, એ અને હું જતા હતા, તે ગણાવવા જતાં કંટાળો આવે—સાંભળનારને. આ સર્વ હમારી મુલાકાતો અને સહકારિતાના યોગે હાજી મહમ્મદ જોડે જે હૃદયની નિકટતા-થી પરસ્પર વાતો થતી તે મિત્રતાના મન્દિરના અમૂલ્ય સુવર્ણલેપનું કાર્ય જ કરતી હતી. ટ્રામ-માં, વિક્ટોરિયામાં, હીંડતા, મ્હોટા રસ્તામાં, ગલીગૂંચીમાં, નાટકમાં, સિનેમામાં,–સર્વ સંયોગો-માં હાજી મહમ્મદે મ્હને પોતાની જોડે ફેરવ્યા-ના અનેક પ્રસંગો મનોનયન આગળ ઉપસ્થિત થાયછે, ત્હારે આ પરિચય, વિસ્તારમાં તેમ જ ઊંડાણમાં, અમેય થતો લાગેછે.

હાજી મહમ્મદની સ્વભાવઘટનામાં હાસ્ય-રસને સ્થાન હતું ?—આ પ્રશ્ન શા માટે પૂછુંછું ! મ્હારો અનુભવ પ્રમાણ આપવાને બસ નથી ? પણ પ્રશ્ન ઉત્પન્ન થવાનું કારણ છે. હાજી મહમ્મદ સ્મારક ગ્રંથમાં એક શાણા લેખકે લખ્યુંછે કે હાજી મુહમ્મદના મ્હોટા મનમાં મીઠી મજાક–મજાકભરી નિન્દા–જેવી ન્હાની વાત કદી જ આવી સકતી નહિં. મીઠી મજાક અને પરનિન્દા સમર્થ શક્તિવાળા અને બુદ્ધિશાળી પુરુષોને "મ્હોટા બાળક" બનાવેછે એમ એ શાણા લેખકે સૂત્ર સ્થાપ્યું હતું; શા પ્રયોજનથી તે તો તે જાણે અને પ્રભુ જાણે. હું તો "મ્હોટો બાળક" ગણાવામાં ધન્યતા જ માનીશ હાજી મહમ્મદ પણ "મ્હોટા બાળક" હતા હેનો અનુભવ મ્હને અનેક વાર થયોછે. હેણે કોની મીઠી મજાક કરી નથી ? હેના "વીસમી સદી" માં અનેક હાસ્યરસના લેખોને સ્થાન મળ્યાંછે, ત્હેના ઉત્પત્તિ ઇતિહાસથી મ્હને વાકેફ કરીને હાજી મહમ્મદે પોતે હેવા "મ્હોટા બાળક" હોવાની ધન્ય પદવી પ્રાપ્ત કરી જ હતી એમ મ્હેં જાણ્યું હતું. કિયા પ્રસંગો વર્ણવું ! એક જ બસ થશે: "વીસમી સદી" માં એક લેખમાં, એલિફંટાની ગુફા જોવાને એક

મહામંડળ ગયેલું. ત્હેની આપવીતી રસ ઊપજે હેવી વર્ણવાઈ હતી. એ બનાવનો પડદા પાછળનો ઇતિહાસ હાજી મહમ્મદે મ્હારે ઘેર એક વાર સવિસ્તર કહેલો ત્હેમાં હેમનો મીઠી મજાકનો સ્વભાવ ઊભરાઈ જતો હતો. એલિફંટા જવા માટે શી શી મુસીબતો પડી, હાજી મહમ્મદે એ ટાળવામાં શી શી સહાયતા કરી, પાછા આવતે આગબોટને હોડી સાંધીને મંડળને મુંબાઈ લાવવામાં શા પ્રસંગો ઉત્પન્ન થયા, આગબોટમાં આવનાર ગૃહસ્થે, અજાણમાં જ, એ મંડળના નેતાને કેવી વાણીથી વધાવી લીધા,-ઇત્યાદિ કથા રસિક રીતે અને રસ લઈને હાજી મહમ્મદે મ્હારા કુટુમ્બમંડળ આગળ કહી; તે જેણે સાંભળી હોય ને તો હાજી મહમ્મદની હાસ્યરસની વૃત્તિ માટે શંકા આણે જ નહિં.



સ્વ. હાજી મહમ્મદ

હાજી મહમ્મદનો વિસ્તીર્ણ મિત્રવર્ગ હોવાને લીધે વિવિધ પ્રકારની મૂર્તિયોનો મ્હને અનુભવ થયો હતો. હેમના માળામાં હેમની નીચેના ખંડમાં જ એક મિત્ર-જાને બોઝ-તરણ વયના રહેતા હતા. હેમની સાથે અસલ વ્હેપારમાં હાજી મહમ્મદને સંબન્ધ હતો, કડવા અનુભવ થઈને હેમનાથી છૂટા પડ્યા હતા, છતાં મિત્રતા, હાજી મહમ્મદની સુજનતાને લીધેંજ, ચાલૂ હતી. હેમની એ ઑફિસ રૂમમાં અનેક વાર ઉત્તમ મ્હા પીવા હમે બેઠેલા, તે વખતે એ ગૃહસ્થના જાપાન વગેરે દેશોની મુસાફરીના અનુભવોનાં વર્ણનોની રસિકતા હજી મન ઉપર મ્હોટી રહીછે. 'મસ્તફકીર'ની સંજ્ઞાથી લેખો લખનાર આ ગૃહસ્થની ઑફિસમાં હતા. ત્હેમનો પરિચય હાજી મહમ્મદે પોતાના ઉપરના નિવાસના ખંડમાં મ્હને કરાવ્યો તે ભૂલાય એમ નથી. 'વીસમી સદી'ના આરમ્ભ કાળમાં ભિક્ષાડાના સંવનનની કથા બહુ જ રસમય રીતિમાં પ્રગટ થયેલી મ્હેં વાંચી ત્યહારથી એ ભાઈની રમૂજી લેખક તરીકે શક્તિ માટે મ્હને ભાવ ઉત્પન્ન થયો હતો. તેથી "મસ્તફકીર"-ને બોલાવ્યા, ઓળખાણ કરાવ્યું; મ્હારા મિત્ર સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટના નિકટના સગા એ તો નીકળ્યા. 'મસ્તફકીર'ની એક ખાસિયત જણાઈ; લેખ લખવાની શક્તિ પોતાનામાં નથી એમ હેમણે કબૂલ કર્યું : લેખનો વિષય લેખરૂપે જ બોલી જાય. બોલે તેમ તેમ બીજો લેખ ઊતારી લે, તો જ હેમની શક્તિ ખીલે; એ વિલક્ષણ શક્તિ-અશક્તિ હેમની હેમણે જણાવી; અને પોતે

ધારેલા ઘણા લેખોનાં ખોખાં,—ખોખાં શું, સમગ્ર લેખ જ,—મ્હારી સમક્ષ બોલી જઈને આનન્દ મ્હને આપ્યો. હોરાજીની મજાકનાં ગીતો,—"ફોગત તંતો કરો, ગધેરા ફોગત તંતો કરો," એમ શરૂ થતું ગીત, 'જાફરભાઈની જાન'-નું ગીત જે'માં ઘોડે ચદેલા 'જાફરભાઈ પતાક લઈને પરા,' ઇત્યાદિ રમૂજભરી પંક્તિયોવાળું ગીત, વગેરે અનેક રમૂજી ગીતો 'મસ્તફકીર'ના મુખમાં જે શોભા પામતાં જોયાંછે તે અન્યના મુખમાં અલભ્ય છે. હેમાંના એક ગીતની નકલ એ ભાઈ કનેથી હજી મ્હારે લ્હેણી છે. કોઇ દિવસ વચન, સાંભરશે તો, પાળશે ખરા.

આ અનુભવ પછી હું કેમ કહીશ કે હાજી મહમ્મદ મીઠી મજાકના સેવક, "મ્હોટા બાળક", ન્હોતા ?

રા. ન્હાનાલાલ દલપતરામ કવિની સાથે મ્હારે એક પ્રસંગે ગેરસમજ થયેલી: "ગુર્જર સભા"માં એક વાર કોઇકનું ભાષણ હતું, સ્વ. ગોકળદાસ કહાનદાસ પારેખ પ્રમુખસ્થાને હતા; ભાષણ શરૂ થતા પ્હેલાં હું પ્રેક્ષકમંડળમાં બેઠો હતો, ત્હાંથી ગોકળકાકાએ મ્હને પુનઃ પુનઃ આગ્રહ કરીને પોતાની પાસે બોલાવી લીધો. રા. ન્હાનાલાલ પ્રેક્ષક મંડળમાં હાજર હતા; હેમને આ વાત ના ગમી (પાછળથી મ્હેં એ બાબતનો ખુલાસો રા. ન્હાનાલાલને કર્યો તે વખતે હેમણે એ અરુચિ સ્પષ્ટ શબ્દોમાં જણાવી હતી; હાજી મહમ્મદને ઘેર જ;—પણ હું આગળ દોડી જાઉંછું—). એ ભાષણ પછી બધા શ્રોતા-જનો ટોળે મળીને વાતે વળગ્યા; ન્હાનાલાલને મ્હેં સોધ્યા, મિત્રમંડળથી વીંટાઈ ગયેલા ન્હાનાલાલ અદશ્ય હતા, હું ચાલ્યો ગયો. આ પછી બીજે કે ત્રીજે દહાડે એક મિત્રે મ્હને પ્રુછયું: "ન્હાના-લાલને ત્હમે મળ્યા?"; મ્હેં કહ્યું: "દીઠા." આ વાત ન્હાનાલાલને કાને પ્હોચી. વૈમનસ્ય થયું. મ્હને ખબર પડી. હાજી મહમ્મદે વાત જાણી; —જાણ્યામાં મ્હારી જ કનેથી જાણી. થોડા દિવસ પછી હાજી મહમ્મદે પોતાને ઘેર હમને બંનેને —ન્હાનાલાલને તથા મ્હને—બોલાવ્યા; સાથે જમાડયા; કાંઇ જ બન્યું નથી એમ વાતો થઈ. આ વખતે પેલી ગોકળકાકાની વાત મ્હેં ખુલાસા-રૂપે કહી, હું નિરુપાય હતો તે કહ્યું. તો કહે: "I did not like that on Gokaldas' part." ગોકળદાસના સતત આગ્રહને ધુત્કારી કાઢવો એ મ્હને ઠીક લાગ્યું નહોતું. આ મ્હારો બચાવ. આ વાતને આટલું બધું મહત્ત્વ શા માટે આપ્યું હશે ? પ્રભુ જાણે.

પેલી બીજી બાબત—"ન્હાનાલાલને મળ્યા?", ઉત્તરઃ—"દીઠા", એ બાબત—વિશે મ્હેં ખુલાસો કર્યોઃ ત્હમને બહુ સોધ્યા પણ મિત્રમંડળમાં ત્હમે ઘેરાઈ ગયા હતા એટલે મ્હેં પ્રયત્ન છોડી દીધો. આ વાત કાંઇક મનમાં ઊંડી રાખીને બીજા એક અન્ય ગૃહસ્થ સાથેના પ્રસંગ વિશે રા. ન્હાનાલાલે પોતાનું એક વર્તનસૂત્ર કહી સંભળાવ્યું: "I believe in reciprocity" (પરસ્પર સમાનવર્તનને હું સત્કારું છું). હું પ્રગટ બોલ્યો કે નહિં તે યાદ નથી, પણ મ્હારા અંતરમાં વાકયનો ધ્વનિ થયો: reciprocity શી રીતે સધાય? આરમ્ભ બેમાંથી કોણે કરવો? આમ બંનેએ કસુંબા પીધા. હાજી મહમ્મદની પ્રબળ ઇચ્છાને બળે જ આ સિદ્ધિ થઈ.

સૂરતમાં પાંચમી સાહિત્યપરિષદ્‌નો પ્રસંગ; —'વસન્ત'ને એ સંયોગમાં મ્હારી છબી જોઇતી હતી. તાજી છબી એક પણ નહોતી. મુંબાઈમાં મરાઠી સાહિત્યસંમેલન, જાણ્યામાં માધવબાગ-માં મેડા ઉપર ભરાયું હતું. હું અને મ્હારો જમાઈ, પ્રિયંવદ મ્હેતા, અને હાજી મહમ્મદ ત્હાં ગયા. પ્રમુખની પુરાણી ખુવા જેવી કથાથી હમે કંટાળ્યા હતા. અંદર અંદર વાતો હમે

ગૂચપુચ કરતા હતા; આ છબીની વાત નીકળી. તત્કાળ સિદ્ધિસાધક હાજી મહમ્મદ ઊઠયો; ઊધડકી ઊઠિયો વેગે હાજી તહિં. "ચાલો, હમણાંજ તારાપુર ફોટોગ્રાફરને ત્હાં." હમે ત્રણે ઊપડયા. તારાપુર હાજી મહમ્મદનો પૂર્ણ સ્નેહી હતો. બીજાં કામ ઝટ આટોપાવી દઈને મ્હારો ઘાટ ઘડવાનું શરૂ કરાવ્યું. હાજી મહમ્મદે અનેક સૂક્ષ્મરસિક કલાસાધક સૂચનાઓ તારાપુરને આપી, અને છબી પડી —જોઈ. પછી યાદ આવ્યુ, હજામત વધેલી હતી!–ભલે, એ પણ સ્વાભાવિક દર્શન સારું જ ગણ્યું.

છબી છપાઈ તૈયાર થઈ ગયા પછી ઘણે દહાડે હાજી મહમ્મદ મ્હારે ઘેર એક વાર આવેલા ત્હારે એક વિધાન હેમણે કર્યું : આ છબી તહમારી સર્વ છબીઓમાં ઉત્તમ છે; અને pose કેવો છે? "હવે કિયા સાક્ષરને ઊપાડું અને હેનો ઘાટ ઘડું ' એમ વિચાર તહમે કરતા લાગોછો!' આમ મીઠી મજાક એ "મ્હોટા બાળકે" કરી. — સૂરતમાં સાહિત્યપરિષદ્‌ની બેઠક ભરાઈ હતી, ભાષણો વગેરે ચાલતું હતું, તે વખતે ટપાલ આવી હેમાં 'હિન્દી પંચ'માં મ્હારા મિત્ર સાથે એક રમૂજી ટુચકો આવ્યો હતો તે હાજી મહમ્મદે મોકલેલો મળ્યો. આસપાસ બેઠેલા મિત્રોને મ્હેં એ બતાવ્યો "મ્હોટા બાળક" હાજી મહમ્મદની 'મીઠી મજાક'નો આ વળી વધૂ નમૂનો.

હાજી મહમ્મદને ફોટોગ્રાફ પાછળ બહુજ ઘેલાઈ હતી. પોતાના પુત્ર કને મ્હારી છબી હેના મકાનની સાંકડી અગાશીમાં પ્હરાણે મ્હને બેસાડીને લેવડાવી તેટલાથી ના ધરાતાં, એ પુત્રને બધી ફોટોગ્રાફની સામગ્રી લઈને વાંદરે મ્હારે ઘેર મોકલ્યો; કુટુમ્બના અનેક જણની છબીઓ બંગલા નીચેની જગામાં પાડી. પછી ઘરની અંદર મ્હારી ઊઠવા બેસવાના રૂમમાં, ચોપડીઓનાં shelves આસપાસ રહેલાં, હું આરામ ખુરશી ઉપર ઘરનાં કપડાં—ધોતિયું, સાદો કોટ,—પ્હેરીને બેઠેલો, હેવી છબી લીધી. અને એ ખરેખરી ઉત્તમ નીવડી. મ્હારી કને એક જ પ્રત છે. તે પણ કોઇક કનેથી પાછી આવશે ત્હારે.

હાજી મહમ્મદના સંયોગથી અનેક વ્યક્તિયો સાથે મ્હારે ઓળખાણ થયાની વાત હું કહી ગયોછું. કેટલાં નામ ગણાવું? વિદ્યાવિજયજી, ઇન્દ્રવિજયજી, અને વિજયજ્ઞાનસૂરિ, એ જૈન સાધુઓને અગ્રસ્થાને મૂકું? હેમાંના પ્રથમ બે જણા હાજી મહમ્મદને ઘેર પ્રથમ મળ્યા; પછી ગોડીજીના અપાશરામાં ત્રણેની મુલાકાત હાજી મહમ્મદ જોડે હું ગયો ત્હારે થઈ. ત્હાં એક તરુણ, તેજસ્વી, સાધુનો સમાગમ થયો; નામ—મુનિ ન્યાયવિજય. હેમની જોડે ગુજરાતી શબ્દોની અમુક વ્યુત્પત્તિ વિશે ચર્ચા થતાં એક ઉત્સર્ગ વિશે એ હઠ પકડી રહ્યા; બીજી વાર મ્હેં એ ઉત્સર્ગની પ્રવૃત્તિવાળાં જથાબંધ ઉદાહરણો ટાંકી બતાવ્યાં. ઉત્તર મળ્યો નહિં. "અધ્યાત્મતત્ત્વાલોક" નામનો હેમનો રચેલો ગ્રન્થ મ્હને ભેટ મળ્યો; પદ્યમાં છે; વિષય જ્ઞાનનો છતાં કાવ્યમાં પ્રસાદગુણ, વાણીમાં માધુર્ય, વગેરે સુન્દર લક્ષણો હેમાં પ્રત્યક્ષ થાયછે. વાત આડી ગઈ.— એ ત્રણ સાધુઓને યોગે ઇંગ્લાંડની રોયલ એશિયાટિક સોસાઇટીના તંત્રી અને ઇંડિયા ઑફિસના લાયબ્રેરિયન, ડૉ. ટૉમસ જોડે પરિચય થયો, જે પરિચય કાયમના સંબન્ધમાં પરિણામ પામ્યોછે. આ પરંપરાલાભ. એ હાજી મહમ્મદને ખાતે જમે કરુંછું.

રવિશંકર ર.વળનું ઓળખાણ સાંટાક્રુઝમાં સહજ થયું હતું—રા. હિમ્મતલાલ અંજારિયાએ રસ્તામાં મળી જતાં કરાવેલું; તે હાજી મહમ્મદના સાક્ષર-નિરક્ષર-અર્ધસાક્ષર-અખાડામાં

પાકું થયું અને સારા પરિચયમાં પરિણામ પામ્યું. એ ચિત્રકારનો લાભ મ્હેં એકાદવાર લીધો પણ ખરો: "વીસમી સદી" માં "પ્રેમરહસ્ય," નામે પુરૂરવ અને ઉર્વશીના કલ્પિત સંવાદરૂપે લેખ લખ્યો તે માટેનાં ચિત્ર રવિશંકર રાવળ કને કઢાવ્યાં; એ ચિત્રોમાં મ્હારા મનગમતા ફેરફાર સાન્તાક્રુઝમાં હેમને ઘેર મળીને હું સૂચવતો, એ અમલમાં આણતા; કોઇ રીતે માઠું લગાડતા નહિં. એક ચિત્રમાં સૂતેલી ઉર્વશીના વસ્ત્રસંસ્થાનાદિકમાં કાંઈક બહુ ઊઘાડાપણું આવેલું મ્હેં ઢંકાવ્યું. હેમણે તરત અમલ કર્યો

ચિત્રકાર ધુરંધરને ઘેર "સ્મરણસંહિતા" માટે પૂંઠા ઉપરની છાપનું રેખાચિત્ર કરાવવા હાજી મહમ્મદ મ્હને લઈ ગયેલાં; તે પ્રસંગ પછી ધુરંધરનું ઓળખાણ થયું. ગોરક્ષકર ચિત્રકારે તો "સ્મરણ સંહિતા"ની અંદર મૂકેલાં ચિત્રોમાં-નાં કેટલાંક કરી આપેલાં; તે પ્રસંગે મ્હારા કાવ્ય-ના અંતર્ગત ભાવ સમઝાવીને ફેરફાર કરાવવાનો પ્રસંગ આવ્યો હતો. ધુરંધરને ઘેર અનેક વાર હાજી મહમ્મદ જોડે જવું પડતું.—કલાકારને સુલભ કાર્યની શિથિલતાને લીધે. તે પ્રસંગે પડોશમાં શ્રીમાન્ પુરુષોતમના નિવાસમાં મ્હને હાજી મહમ્મદ લઈ ગયો. ઓળખાણ કરાવ્યું. હેમની ચિત્રકલાના નમૂના બતાવડાવ્યા.

ખરી ચિત્રકલાના ઉપર પ્રભુત્વ અદ્દભુત જે'નું હતું હેવો ચિત્રકાર મૂલર નામનો કોણ નથી જાણતો ! મુંબાઈના કલાપ્રદર્શનમાં હેણે ચાંદ મેળવેલું રામસીતા વનવાસનું સમર્થ ચિત્ર હમેશ મ્હારાં મનોનયન સમક્ષ તરેછે. એ કલાનાથનું ઓળખાણ પણ હાજી મહમ્મદે કરાવ્યું. ફ્રીઅર રોડ ઉપર એક મકાનના બે માળ ઉપર ન્હાની ઓયડીમાં હેનો નિવાસ હતો; અત્યન્ત સાદા જીવનનાં ચિહ્ન નજરે પડતાં હતાં; માત્ર ચિત્રકલાના નમૂના ચારે બાજૂ આકર્ષણ કરતા હતા. એ દીન નિવાસસ્થાનમાં હાજી મહમ્મદ મ્હને લઈ ગયો. અડધા કલાક ઉપરાંત હુમ્મ્ આનન્દમાં ગાળ્યો.

હાજી મહમ્મદને પ્રતાપે મુંબાઈની રંગભૂમિના કેટલાક ઉત્તમ નટની કલાનું દર્શન મ્હને થયેલું. ત્હેમાં "ફાંકડો ફિતૂરી" ના નાટકમાં 'માસ્તર' મોહન અને મિસ ગોહરની અદ્દભુત સંગીતકલા અને પ્રતિભાયુક્ત અભિનયકલાથી હું મુગ્ધ થયો હતો. અર્ધશિક્ષિત તરગાળા-ગણમાંના નટોને ધિક્કારી કાઢનારાએ આ ખરી કલાનું દર્શન કરેલું જ ના હોવું જોઇએ.

એક દીન સ્વભાવના, દીનદેખાવના, હિન્દી ભાષાના સાહિત્યસેવકને નહિં ભૂલું. "પ્રેમીજી" તખલ્લુસથી એ પરિચિત છે. "વીસમી સદી" માં "દેશદર્શન" નામનો લેખ હિન્દીના ભાષાન્તરરૂપે આવતો હતો (જાણવામાં હવે પુસ્તકરૂપે પ્રગટ થયોછે), તે લેખને અંગે "પ્રેમીજી" ને હેના મૂળ લેખકે બહુ હેરાન કરેલા વગેરે કરુણ વર્ણન હાજીમહમ્મદને ઘેર હેમણે કરેલું; કોર્ટમાં ઘસડવાની ધમકીઓ વગેરેને પરિણામે બનારસ વગેરે સ્થળે અથડાવું પડેલું ઇત્યાદિ વીગતો અહિં અસ્થાને છે. એ "પ્રેમીજી" નો ઉલ્લેખ હમણાં થોડી વાર પછી પ્રસંગવશાત્ આવશે. આ શિવાય અનેક મૂર્તિયોના સમાગમ હાજી મહમ્મદના મધ્યસ્થપણાથી થયેલા ગણતે તાગ નહિ આવે. કોઈ મૂર્તિ મ્હને મુરબ્બી દાવો કરનારા જેવા પ્રશ્નો પૂછે: "હાલમાં આપની સાહિત્યપ્રવૃત્તિ શી ચાલેછે ?" હું ઉપરછલ્લા ઉત્તર વાળી દેતો. કોઇ વળી કાંઇ બીજી જ રમૂજ આપે. એ બધું ચિત્રદર્શન ચાલ્યું ગયું.—એક ગૃહસ્થને નહિં ભૂલું: હાજી મહમ્મદની પત્નીના બન્ધુને રા. કૃષ્ણલાલ ઝવેરીને ઘેર હાજી મહમ્મદ લાવ્યા હતા; હેણે પોતે ઈરાનનો પ્રવાસ કરેલો, ત્હાં કે'વું મોજીલું જીવન ગાળેલું, ઇત્યાદિ અત્યન્ત રસ પડે

હેવાં વર્ણનો કરીને પોતાની જીવનકથાનો ભાગ સંભળાવેલો તે નવી જ દુનિયાંનું દર્શન કરાવનારો હતો.

હાજી મહમ્મદે "વીસમી સદી" માસિકનું સાહસ વિષમ સંજોગો સ્હામે યુદ્ધ કરીને કાઢયું હતું, તે વિષમતાઓ તો ભૂલાઈ જશે; એ સાહસનો ગુણપક્ષ જ કાયમ રહેશે. એ માસિકને અમેરિકન માસિકોના નમૂના ઉપર ચલાવતા હતા. હેમાં એક પ્રશ્નાવલી મ્હોટા પુરુષોની પાસે ઉત્તર લખાવવા માટે કાઢી હતી. "ત્હમારું પ્રિય પુસ્તક કિયું ?" "ત્હમારું પ્રિય કુસુમ કિયું ?"–ઇત્યાદિ પ્રશ્નો હતા. મ્હને આ યોજના ગમી ન્હોતી. વારું. આ માસિક માટે અથાગ શ્રમ હાજી મહમ્મદ કરતા હતા. ત્હેને અંગે પ્રખ્યાત પુરુષોને પકડવા, હેમના ફોટોગ્રાફ લેવા, હેમને પ્રશ્નો પૂછવા, ઇત્યાદિ પ્રકારો હાજી મહમ્મદ ઉલ્લાસથી પ્રયોગમાં આણતા. આ પ્રયોગમાં સર જગદીશચન્દ્ર બોસને હાથ કરવા માટે શી શી મુસીબતો નડી એ મહાપુરુષનું જાહેર પ્રજાથી રક્ષણ કરનારા ચોકીદારો—મુંબાઈના પ્રસિદ્ધ પુરુષો સ્વનિર્માણથી બનેલા ચોકીદારો—કે'વા હેમને નડયા, સર્વ વિઘ્ન ટાળીને પોતે કે'વો વિજય મેળવ્યો,—એ કથા હાજી મહમ્મદે મ્હને રસમય રીતે કહેલી.

આ પ્રયોગમાં રવીન્દ્રનાથ ટાગોરને હાથ કરવાનો મનોરથ હાજીમહમ્મદને થયો. એ કથા રમણીય છે. કહું ? અમદાવાદની સાહિત્યપરિષદ ઈ. સ. ૧૯૨૦ માં પૂર્ણ થઈ તે પછી રવીન્દ્રનાથ મુંબાઈ આવ્યા; કોલાબામાં એસ આર. બમનજીના ઘરમાં ઊતર્યા. જોડે હેમનો નિયત સહચારી મિત્ર મિ. એંડ્રયૂઝ હતો. અમદાવાદ જતે રવીન્દ્રનાથ સર લલ્લુભાઈ શાહના ઘરમાં એક દિવસ હતા, તે વખતે, મિ. એંડ્રયૂઝ જોડે ઓળખાણ મ્હારું રવીન્દ્રનાથે કરાવ્યું હતું. હમારા એના પારસા સાથે મંડાયા હતા. મ્હારો રવીન્દ્રનાથ જોડે હેમના પિતા, મહર્ષિ દેવેન્દ્રનાથ, તથા બન્ધુ સત્યેન્દ્રનાથ એ બેની દ્વારા મ્હારા પિતાના વખતથી નિકટ પરિચય હતો. આ બધી વાત હાજીમહમ્મદથી અજાણી નહોતી. મ્હને હાજીમહમ્મદે આ દુર્ગ જીતવામાં સહકારી બનાવ્યો. એક દિવસ હમે બન્ને રવીન્દ્રનાથને ઊતારે ગયા. બમનજી અને એંડ્રયૂઝ બંને બ્હાર ગયા હતા; શિકાર સુલભ હતો. હમે ઘરમાં દાખલ થયા. રવીન્દ્રનાથ ખાનગી ખંડમાંથી—હમને ચાલી જેવા ભાગમાંથી જતા જોઈને—આવ્યા –પસાર થતે અનાયાસ નજરોનજર મળી જવાથી હેમણે ઇશારત સાથે કહેલું:–બેસો આવું છું. હમે અગ્રભાગમાં જઈને બેઠા. રવીન્દ્રનાથને હાજી મહમ્મદનું ઓળખાણ કરાવ્યું. બહુ સારી રીતે વાતો કરી. પછી હાજી મહમ્મદે બ્રહ્માસ્ત્ર પોતાનું છોડયું: આપનો "ફોટો લેવડાવવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે." ("વીસમી સદી" માટે જ; તે કહ્યું.) અસ્ત્ર સફળ થયું. "આવતી કાલે નવ વાગે આવજો"—ફોટોગ્રાફરને લઈને આવવાનું હતું. (એક જણે તો હેમને એક ખૂણાખોચરિયા મકાનમાં વિષમ દાદરા ચઢાવીને ફોટો લીધો હતો. આ તો ઘેર જ બધો વિધિ થવાનો હતો.) હાજી મહમ્મદે પેલી 'પ્રશ્નાવલી' ("Confessions") બતાવી; મ્હેં હાજી મહમ્મદને એ વાત માટે દખાણ કરવાની ના કહી. રવીન્દ્રનાથે મ્હારા અભિપ્રાયને અનુમોદન–કદર સાથે–આપ્યું. હમે વદાય લીધી. મિ. એંડ્રયૂઝ આવી પ્હોચ્યા. હાજી મહમ્મદને મ્હેં ઓળખાવ્યા. હાજી મહમ્મદે સાધનકલામાં ખામીનું પગલું ભર્યું. એકદમ જ એંડ્રયૂઝને કહ્યું: "I want your photo." ઉત્તર કાંઈક અપ્રસન્નતાથી આવ્યો; "No, Thanks." મ્હને લાગ્યું કે પોતાની ચોકી નહોતી તે વખતમાં રવીન્દ્રનાથને હમે પકડયા તે

હેને રુચ્યું નહિ.—થયું. વિષમતાનું બીજ વવાયું. હમે દેવારે ફેટોગ્રાફરના Studio માં ગયા. આવતી કાલ્ય માટે સર્વ યુદ્ધસામગ્રીનો બંદોબસ્ત કર્યો. આ તા. ૧૪ મી એપ્રિલ ૧૯૨૦ ની વાત.

બીજે દિવસે સ્હવારે સાત વાગ્યે વાંદરેથી ઊપડીને હું મુંબાઈ ગયો. કોટમાં દેવારે ફોટોગ્રાફરના studio માં ગયો. એ સર્વ સાધન સાથે તૈયાર હતો. હાજી મહમ્મદની વાટ્ય જોઈ. આવ્યા. વિકટોરિયામાં કૅમેરા વગેરે સામગ્રી ભરીને હમે બધા ઊપડયા. કોલાબા સ્ટેશન પાસે હાજી મહમ્મદે હમને થોભાવ્યા. અમુક ટ્રેનમાં 'પ્રેમીજી' (ઉપર નામ વગેરે કહેલું છે તે) આવ્યા. હેમને રવીન્દ્રનાથનાં દર્શનની ઇચ્છા હોવાથી હાજીમહમ્મદે આ સરગસમાં ભેગા રાખવાની યુકિત સાધી હતી. મ્હને આ ખેલ ના ગમ્યો. બમનજીને ઘેર બધો વરઘોડો ગયો. બીજા બધાને નીચે રાખીને હાજીમહમ્મદ તથા હું ઉપર ગયા.—"કવિ માંદા છે ! જરાક તાવનો અણસારો છે." હું બેઠો. એંડ્રુઝ તથા બમનજીએ આ ખેલ રચ્યો. ને. માસીના આવ્યા; જોઈને ગયા. હાજીમહમ્મદને તો બમનજીએ પ્રથમ પગલે જ ઠંડા કરી દીધાઃ "મ્હેં ત્હમારું આ appointment (મળવા માટેનું યોજન) નથી કર્યું."—એમ ! એ ચોકીદાર મારફત જ કામ કરાય ! નહિં તો આમ કથળાવે. "કાલે આવજો" એમ કાંઇક કહ્યું. પણ હાજીમહમ્મદ સમઝી ગયા; કંટાળ્યા. નીચે હમે બંને ઊતર્યા; દેવારેને વીલે મ્હોએ પાછો મોકલ્યો. હાજીમહમ્મદ, હું અને પ્રેમીજી કોલાબા સ્ટેશનથી સાંઢાનવની ટ્રેનમાં ઊપડયા. પ્રેમીજી બિચારા નિરાશ થયા; રવિનાં દર્શન શ્યામ ઘનમંડળના આવરણને લીધે ના થયાં! "રાજા ઔર પ્રજા" એ નામનું પુસ્તક હિન્દીમાં રવીન્દ્રનાથના બંગાળી ગ્રંથનું ભાષાન્તર પોતે કરેલું 'પ્રેમીજી' લાવ્યા હતા; એ મહાપુરુષને ભેટ હું આપીશ, એ પ્રસન્ન થશે, હું ધન્ય થઈશ,–હેવા હેવા પ્રેમીજીના હૃદયના છાના ઉલ્લાસ હૃદયમાં-જ સમાઈ ગયા !–એ પુસ્તક ટ્રેનમાં 'પ્રેમીજી'એ મ્હને ભેટ આપ્યું ! હેમાં શો સંતોષ ? પણ વારું.–હમે પોતપોતાને ઘેર ગયા. विनाचक्रप्रसादेन ઇ. વાળું બોધવચન આ પ્રસંગે અનુસર્યાં નહિં તેથી હાજી મહમ્મદે વિજય ના મેળવ્યો.

હાજી મહમ્મદના સ્મરણચિહ્ન તરીકે હેની એક પણ છબી મ્હારી કને નથી. એક ઉત્તમ પ્રકારની અમેરિકન hot water bag (શેક કરવા માટેની ગરમ પાણી ભરવાની રબરની કોથળી), વગર પ્રયોજને, વગર માગ્યે, કેવળ પોતાના હૃદયના ઉછાળાથી, હાજી મહમ્મદે મ્હને ભેટ આપેલી સંઘરી રાખીછે. વાપરિયે પણ છિયે —છબી નથી ત્હેમાં શું ?

નથી તો શું ઊણું ? મુજ હૃદયમાં હેની છબિ જે
છપાઈ મ્હોટી તે સ્થિર રહી કદિ જાય ન ભૂંજે.
ફ્રી કાળે પેલી જડ છબિ વિનાશે પડી જશે,
અને આ તો મ્હારે હૃદય જડી તે લડાં જ જડી તે.

---

મ્હારા મનોગગનમાં રમી રહેલા આ સર્વ સ્મરણતારકગણ પ્રથમ આઘાત સમયે તરવરી રહ્યા, ને ભ્રમણ કરી રહ્યા, ત્હ્યાં અલૌકિક ઉષા આવી જ ઝગમગતી, અને એ અમર આત્માનું દર્શન થયું !

# પ્રાસંગિક ચર્ચા*



લેખક:
ડા. સુમંત બ. મહેતા,
સભ્ય, સાહિત્ય સંસદ.

—❧❧❧—

## ગુજરાત યુનીવર્સીટી

ગુજરાતમાં કેળવણીના પ્રદેશમાં ગયા વર્ષ દરમ્યાન બે જાણવાજોગ અગત્યની હકીકત બની છે. ગુજરાત વિદ્યાપીઠની સાથે જોડાએલી કેટલીક સંસ્થાઓ, (વિનય મંદિરો) વિદ્યાપીઠથી છુટી પડી છે અને તેને લીધે ભારે કચવાટ અને થોડું હૃદયમંથન થયું છે. સરકારી વિદ્યાપીઠ એટલે યુનીવર્સીટી જોડે સંબંધ ન રાખવો એવો નિર્ણય અસહકારીઓએ કર્યો; પણ જો એ સંસ્થાનું બંધારણ બદલાય, અને તેનો અમલ પ્રજાકીય સભ્યોના હાથમાં આવે તો શું કરવું એ પ્રશ્ન હવે ખડો થશે, કારણ કે મુંબાઇ યુનીવર્સીટીને સુધારવા માટે જે સમિતિ નીમાઇ હતી તેનું નિવેદન બહાર પડ્યું છે. એ નિવેદનમાં એવી સૂચના થઇ છે કે મહારાષ્ટ્રમાં જુદી યુનીવર્સીટી સ્થાપવા માટે અનુકુળ વાતાવરણ છે. અસહકારથી રંગાએલા ગુજરાતે એવી માગણી કરી નહોતી, સાક્ષી આપવા માટે ઘણા શિક્ષણકારો તથા નેતાઓ ગયા નહોતા અને આજે પણ ગુજરાત યુનીવર્સીટી માટે હીલચાલ થાય તો તેને ગુજરાતમાંથી ટેકો મળે કે કેમ એ મોટો પ્રશ્ન છે તેથી આ બાબતનો વિચાર થવાની જરુર છે. અમે એવું સ્પષ્ટ માનીએ છીએ કે ગુજરાતમાં ગુજરાત વિદ્યાપીઠને માટે સ્થાન છે. આજ સુધીનાં એ સંસ્થા મારફત કેળવણીના પ્રદેશમાં ખુબ ચળવળને પરિણામે નવા આદર્શો રચાયા છે અને હજી પણ ઘણું કામ થશે; પણ સાથે સાથે સરકારી યુનીવર્સીટીના આદર્શો તથા કેળવણી આપવાની પદ્ધતિમાં પણ ફેરફાર કરવાની જરુર છે. અને જો મુંબાઇની યુનીવર્સીટી અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ આપવાની હોય, તો એ સંસ્થા યુરોપીય સાહિત્ય, ઇતિહાસ, તત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર તથા સંસ્કૃતિનો ખાસ અભ્યાસ કરવા માટે

* પ્રાસંગિક ચર્ચાના મથાળા નીચે પ્રગટ થતા અભિપ્રાયો માટે તંત્રી જવાબદાર નથી.

હોય, જો તેમાં પાશ્ચાત્ય અને હીંદી સંસ્કૃતિનો સમન્વય કરવાની વિશિષ્ટ અભિલાષા હોય તો તે સંસ્થા ભલે જુદી રહે અને ગુજરાત યુનીવર્સીટીમાં જુદાજ આદર્શો તથા જુદીજ પદ્ધતિ સ્વીકારાય ગુજરાત યુનીવર્સીટીનું બંધારણ ગમે તેવું ઉદાર અગર પ્રજાકીય તત્ત્વવાળું હશે તો પણ તેમાં જે વર્ગ આજે વિનીત કહેવાય છે તેવા સભ્યો આવશે. હજી વર્ષો સુધી હીંદુસ્તાનને અંગ્રેજ સરકારની જરૂર છે એવું માનનારો પક્ષ ગુજરાત વિદ્યાપીઠના આદર્શો તથા શિક્ષણ પદ્ધતિને વધાવી શકશે નહીં. ગુજરાત વિદ્યાપીઠનું મુખ્ય કામ રાષ્ટ્રીય સ્વયંસેવકો તૈયાર કરવાનું છે, એટલે જે યુવકોને સરકારી નોકરીમાં જોડાવાનો મોહ નહીં હોય તે તથા જેમને સરકારી કૉલેજો–વૈદકીય, ખેતીની, કે ઇજનેરી–માં જોડવું નહીં હોય તે વિદ્યાપીઠમાં દાખલ થશે. ગ્રામ્યજીવન ખીલવવાના અનેક માર્ગો છે, તેને માટે ખાસ કેળવાયલા સ્વયંસેવકોની જરૂર પડશે. ગામગામડાંમાં પ્રચાર કરવા માટે જે ઉપદેશકો જોઇશું તે વિદ્યાપીઠમાં તૈયાર થઇ શકે, અને જ્યારે ૧૯૨૦–૨૧ ની સાલ જેવી ભારે ચળવળ ફરીને જાગશે ત્યારે પણ અસંખ્ય સૈનિકોની જરૂર પડશે. વિદ્યાપીઠ અને ગુજરાત યુનીવર્સીટીમાં કેટલાક વિષયો બેવડાય એ બનવાજોગ છે, વખતે અનિવાર્ય છે: તે છતાં ગુજરાત યુનીવર્સીટીની અગત્ય નથી એમ કોઇ કહી શકશે નહીં. સામાન્ય રીતે એક કરોડ માણસો ગુજરાતી ભાષા બોલે છે અને તેમને માટે એક યુનીવર્સીટી સ્થપાય એ ઇચ્છવા જેવું છે. મહારાષ્ટ્રમાં એક યુનીવર્સીટી સ્થપાશે માટે આપણે માગણી કરવી એ દલીલમાં બહુ દમ નથી; પણ એ યુનીવર્સીટીઓ મારફત સ્થાનિક અગર પ્રાંતિક ભાષાનું સાહિત્ય ખીલશે અને પ્રાંતિક સંસ્કૃતિનું વ્યક્તિત્વ જામશે. વડોદરા રાજ્યમાં તેમજ ગુજરાત સાહિત્ય પરિષદોમાં વર્નાક્યુલર યુનીવર્સીટી વીશે માગણી થતી હતી તે આ રીતે પાર પડશે.

કેટલાક લોકો એમ માને છે કે જો "મહારાષ્ટ્ર યુનીવર્સીટી" સ્થાપવામાં આવશે તો ખેતીવાડીની તથા ઇજનેરી કૉલેજોનો લાભ તથા ઉપયોગ ગુજરાતી વિદ્યાર્થીઓને નહીં મળે. આ બંને કૉલેજો ઇલાકાની (એટલે પ્રેસીડન્સી) કૉલેજો છે અને તેમાં આખા ઇલાકાના વિદ્યાર્થીઓને દાખલ કરવાનો હક રહેવોજ જોઇએ, અને શિક્ષણ પણ સૌ સમજી શકે એવી ભાષામાંજ મળવું જોઇએ. આ બાબતમાં ગુજરાતી ભાઇઓએ જાગતા રહીને પોતાના હક્કો સાચવી રાખવાના છે. ગુજરાતમાં યુનીવર્સીટી થાય એટલે તરત ગુજરાતમાં વૈદકીય કોલેજ, ખેતીવાડીની કોલેજ, તથા ઇજનેરી કોલેજ કાઢવી એવી માન્યતા સામાન્ય લોકોમાં છે તે ખોટી છે યુનીવર્સીટીમાં દરેક પ્રકારના શિક્ષણનો ખીચડો હોવોજ જોઇએ એ માન્યતા બરાબર નથી. યુનીવર્સીટીમાં સારા અધ્યાપકો હોવા જોઇએ. જુદી જુદી કોલેજોના વિદ્યાર્થીઓને તેમના શિક્ષણનો લાભ મળે, વિદ્યાર્થીઓમાં અમુક પ્રકારના આદર્શો કેળવાય એવું વાતાવરણ ઉત્પન્ન થાય એ યુનીવર્સીટીનું કર્તવ્ય છે. પ્રાંતિક અને હીંદી સંસ્કૃતિની ખીલવણી થાય, જુદી જુદી સંસ્કૃતિઓનો સમન્વય થાય, વિદ્યાર્થીઓમાં ઉત્તમ નાગરિક અને હીંદી થવાની અભિલાષા પેદા થાય, પુરુષાર્થ કરી બતાવવાની તીવ્ર ઇચ્છા થાય, અભ્યાસને માર્ગે કે સેવાને માર્ગે દેશહિતનાં કાર્યો કરે, જ્યાં શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક ખીલવણી માટે યોગ્ય સાધન મળ્યા કરતું હોય તે યુનીવર્સીટી કહેવાય આવું એક સ્થાન ગુજરાતમાં

વધતું હોય તો તેને આવકાર આપવાનો હોય, તે મેળવવા માટે મહેનત કરવી જોઇએ. ચુસ્ત અસહકારીઓ તેમાં વખતે આગળ પડતો ભાગ ન લે પણ ખરું જોતાં એ સંસ્થાનો અમલ પ્રજાના હાથમાં આવી જાય એવો પ્રયત્ન કરવાનો હોય. ગુજરાતને કમનસીબે જે પક્ષ વિનીત કહેવાય છે તે અત્યંત નરમ છે પ્રજામાં જુદા જુદા મતને માટે સ્થાન હોવું જ જોઇએ, અને જે લોકોને સરકાર સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સંબંધ ધરાવતી સંસ્થાઓને અડકવાની સુગ ન હોય તેમણે ગુજરાત યુનીવર્સીટીનું કામ ઉપાડી લેવું જોઇએ. રાષ્ટ્રે મ્યુનીસીપાલીટીઓ, ડીસ્ટ્રીક્ટ બોર્ડો, ધારાસભા, પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ, અને સહકારી મંડળીઓ સાથે આપણે ધીમે ધીમે સંબંધ કરતા થયા છીએ. આ બધી સંસ્થાઓ સાથે સરકારને થોડો ઘણો સંબંધ છે. જો કે તે બધાં ખાતાં હીંદી મંત્રીઓના હાથમાં આવ્યાં છે. કેળવણી ખાતું પણ હીંદી મંત્રીના હાથમાં છે, અને યુનીવર્સીટીઓનું ભવિષ્ય ઘણે અંશે આપણા હાથમાં જ રહેશે. આવી પરિસ્થિતિની અંદર ગુજરાતી ભાઇઓ હાથ જોડીને તટસ્થ બેસી રહે એ અફસ છે અને પાટનગર અમદાવાદ તથા સુરત, વડોદરા, ભરુચ, નડીઆદ તથા કાઠીઆવાડના ગુજરાતી ભાઇઓ જે ઉચ્ચ કેળવણીમાં રસ લે છે, તેમણે આ કામની ચર્ચા તથા યોજના કરી દેવી જોઇએ જે વિદ્વાન ગુજરાતીઓ મુંબઇમાં વસે છે અને પ્રજાકીય જીવનની જાગૃતિમાં સારો ભાગ લઇ શકે છે, જે રાજકીય ચળવળ વખતે પાછળ પડી ગયા હતા, તેમને ગુજરાતની સેવા કરવાની ઉત્તમ તક મળે એમ છે. તે ભાઇઓએ ઉદાસીન ન રહેતાં આ મહાન કાર્ય ઉપાડી લેવું જોઇએ એવી ગુજરાતની વીનંતી છે.



નોંધઃ—અમારા ચિત્રકાર મંડળના એક ચિત્રકાર રા. શેખ રજબે ગયા ઓકટોબરનાં પુના ખાતે ભરાએલા પ્રદર્શનમાં 'નૈસર્ગિક સૌંદર્ય' નો લાઇફ સ્ટડી રજુ કરેલો અને તે પ્રશંસાને પાત્ર નીવડેલું; તેનું ચિત્ર અમે અન્યત્ર રજુ કરીએ છીએ; અમે આ આશાસ્પદ કલાકારને અભિનંદન આપીએ છીએ

—ઉપતંત્રી.



# સપરમા દિવસનું સાહિત્ય

લેખક:
રા. દયાશંકર મ. ભટ્ટ

'દીવાળીની અસરે સાહિત્ય ઉપરએ થાય છે' એની તમને નવાઇ લાગે છે, નહીં ?

પણ જુઓ, આપણા સામાન્ય લોકને તો દીવાળી એટલે સપરમા દિવસો: અને આ શુભ દિવસોમાં લોકો જમેઉધાર જીવનના ને સમાજના મેળવે; કૈંક નવા વેપાર ખેડે અને અનેક નવી દિશામાં સાહસ આદરે; તો અમારી સાહિત્યસૃષ્ટિમાંએ દીવાળી ન આવે ? શું અમે પણ સારાંસારાં લુગડાંલત્તાં પહેરી ફાંકડા બની બહાર ન પડીએ ? × × × એ તો ઠીક. હવે આ દીપોત્સવીની રસસામગ્રીનો કૈંક રસાસ્વાદ કરીએ.

'ગુજરાતી'નો દીપોત્સવી અંક વર્ષોથી એકજ પ્રણાલિકા સાચવી રહ્યો છે. તેણે દીલ્હીની મોગલ શિલ્પકળાના ઉત્તમ નમુનાઓનાં ચિત્રથી ઓપતો અંક વાચકોને સાદર કર્યો છે તમે તો કેટલીએ વખત આલ્બમમાં, હેવેલના ઇન્ડીઅન આર્ટના પુસ્તકમાં કે નજરોનજર આ કળાની પ્રસાદી ચાખેલી હશે એટલે તમને આમાં કૈં નવીનતા નહીં લાગે; પરંતુ મારા જેવા પ્રાચીન પૂજકોને અને ગામડામાં વસનાર તેના વાચકોને આમાં નવીનતા જણાશે અને આકર્ષણ પણ લાગશે.

વાચન વિભાગમાં તો એને દર વખતે કૈંક વિચારશીલ કે પછી તદ્દન પ્રાચીનતાનું કહેવાનું હોયજ. આ વખતે પણ 'શું ગૌડપાદ બૌદ્ધ હતા ?' વાળો વિદ્યાભૂષણ શ્રોફનો લેખ આપણે ત્યાં નહીં ચર્ચાએલી બાજુને ચર્ચે છે.

બાકી તમને 'જીવાત્મા,' 'વેદાન્તતત્ત્વ પત્રાવલી' વગેરે વાંચવા કેમ ગમશે તેનો હુંએ વિચાર કરું છું. પણ 'વાલીયો મોર,' 'કચ્છના ગધ,' 'સ્વર્ગના ઉમેદવારોને ચેતવણી' વગેરે તમને રસદાયી જણાશે. અને 'લેખકો કેમ લખે છે' એમાં તમને રસ તો કદાચ નહીં પડે પરંતુ રા. બલવંતરાય ઠાકોરના લેખ તરીકે, વખતે કૈંક પણ નવીન જાણવાનું મળશે–કોઇનાં છોતરાં ફોતરાં માલમ પડશે એમ ધારીનેએ વાંચવાની વૃત્તિ તમે કરશો તો મારી ના નહીં; બાકી અડધેથી પછી કંટાળી મુકી દો તો તેમાં કોનો વાંક ? અને કનિષ્ઠ પ્રકારનો હાસ્યરસ ચાખવો હોય તો 'ગોર મહારાજનો પ્રભાવ' પણ જરા જોઇ જશો.

પણ બધી રીતે જોતાં ગુજરાતીની સાહિત્યપ્રીતિ ને ધર્મપ્રીતિ માટે; અને આ ક્ષણિક વાચનના સમયમાં પણ આંખનાં ભવાં ભેગાં કરે તેવું વાચન આપવાની, જીવ

અને આત્માની કાળજીપૂર્વક ઓળખાણ આપવાની મગશ માટે અને તે માનજ ઉપજે છે. અને તેમની આ સેવાઓ માટે જનતા ખરેજ કોઇક દિવસ ભવિષ્યમાં પાડ માનશે.

'મુંબાઈ સમાચાર'નો ખાસો લાંબો-પહોળો રા. રાવળના તરુણ ભારતના ભાવવાહી ત્રિરંગી ચિત્રથી ઓપતો અંક, 'ગુજરાતી'નો અંક હું વાંચી દૂર મુકું તે પહેલાં તો આવીને પડે છે.

તમે જાણીને ખુશ થશો કે 'મુંબાઇ સમાચાર'નો દીપોત્સવીનો ખાસ અંક આપવાનો આ પ્રથમજ પ્રયાસ છે અને તેમાં તેને સારી સફલતા મળી છે. રાં. ધુરંધરનાં અને રા. અહદાબક્ષનાં ત્રિરંગી ચિત્રો, શિલ્પકળાના નમુનાઓ અને દેશના સામાજિક ને રાષ્ટ્રીય જીવનના નેતાઓ અને નાયકોનાં ચિત્રોથી આ અંક પ્રથમ દૃષ્ટિએજ તમારી આંખમાં વસે છે. જગતની સર્વ પ્રવૃત્તિઓનું મધ્યબિંદુ ગુજરાતજ જોઇ રહેલા અને ગુજરાતનીજ અસ્મિતા અને સંસ્કારિતા પાછળ ગાંડા થએલા તમારા આત્માને બંગાળના અને મહારાષ્ટ્રના લેખકોના લેખો વિચારશીલ ને નૂતનતાભર્યા હશે તો તે નહીં ગમે તે હું જાણું છું એટલે તેનો ઉલ્લેખ નજ કરું; બાકી આ અંકમાં કોણ જાણે કેમ સ્ત્રી-મહારથીઓએ ખુબ જોર દાખવ્યું છે અને તો એમજ થઇ ગયું કે આ તે સ્ત્રી-અંક છે કે સ્ત્રી સામ્રાજ્યમાં હું વસું છું!

શ્રી. હંસા બહેન કોઇ કોઇ વખતેજ લખે છે; પણ લખે છે ત્યારે હૃદયનો ભાવ સચોટ રીતે વ્યક્ત કરે છે તે અનારકળીમાંથી તમે જોઇ શકશો.

અને એક આશ્ચર્ય થયું અને તે સૌ. વિદ્યાબહેન જેવા કહે કે 'કન્યાઓ માટે જુદી કોલેજો' કાઢો તે જોઇ! બાકી 'મુંબાઇ સમાચાર'ના અંકમાં કેળવણી, સમાજ અને રાષ્ટ્રને લગતા અનેકવિધ પ્રશ્નો લેખકોએ પોતપોતાનાં દૃષ્ટિબિંદુથી યોગ્ય રીતે ચર્ચ્યા છે. અને આવા શુભ પ્રયાસ માટે આના વ્યવસ્થાપકોને અભિનંદન આપવું ઘટે.

'શારદા' પણ આવ્યું છે એનું મુખપૃષ્ઠ જોઇનેજ આપણે પેલા અમરેલી પાસેના ગામમાં ર. —ભાઇના ઘરની કંકુ ને સિંદૂરથી રંગેલી ઓકળીઓ જોઇ તેમની રસિકતાની જે સુંદર નાટક કાવ્યમય શબ્દોમાં કરી હતી તેવીજ તારીફ કરવાનું મને મન થાય છે. તમે જોધપુર તરફનાં મકાનો જોયાં છે? તેના ઝરુખાના રંગેરંગ આ મુખપૃષ્ઠ ઉપર તમે જોશો. અને 'શારદા' આ રીતે પ્રાચીન સંસ્કૃતિ તરફ તમને દોરે છે એ તેની જેવી તેવી સેવા ન ગણાય.

એના ત્રિરંગી ચિત્રમાં તમને આકર્ષણ કદાચ ન માલમ પડે પરંતુ પ્રાચીન સંસ્કૃતિની ભક્તિપરાયણતાની તો તમે જરુર નોંધ લેશોજ.

બાકી 'રંગભૂમિ'એ આપેલાં અભિનયનાં ચિત્રો આ અંકમાં ન આપ્યાં હોત તો ચાલત ખરું એમ કહેવું જોઇએ.

'શારદા'ની વાર્તાઓ વાંચો એટલે કદાચ પશ્ચિમની અદ્‌ભુત કથાઓના શોખીન તમારા સ્વાત્માને ગગનગામી ઉડ્ડયનનો નહીં મળે પણ જાણે તમે ઘરમાંજ રમતાં હો તેવી મીઠાશ અને નિઃસંકોચતાનો અનુભવ તમને થશે.

'૧૯૮૧નો કાપડીઓ,' 'વેણી સંહાર' 'રંગુ અને ગંગુ' 'અભિમન્યુનું લોકસાહિત્ય' 'પ્રાણ વિનિમય' 'દયારામ' વગેરે વાંચવા ગમે અને આનંદ મળે તેવા લેખો ગણાય.

નવચેતન પણ શારદાની સાથેજ મળ્યું છે. નવચેતનને તો 'વીસમી સદી'ના અનુગામી થવામાં ઔર લહેજ્જત આવે છે, એટલે મુખપૃષ્ઠ ઉપરજ તેની વિલાસિતાની છાપ તમે તરતજ જોઇ શકશો. અંદર રા ધુરંધર, રા. મજમુદાર અને રા. રાવળનાં ચિત્રો તમારું સહેજે ધ્યાન ખેંચે એવાં છે.

'રા ધુરંધરની કળા' કળારસિકોને અચ્છો રસાસ્વાદ કરાવે છે. જ્યારે 'વીરપુજા,' 'પૃથ્વી અને સ્વર્ગ' 'વાન્ડાઇક' 'કોરો કાગળ' 'સીનેમા ફીલ્મનો પહેરવેષ' 'એન્સાઇક્લોપીડીઆ ડોશીઓકા' વગેરે જ્ઞાન (information) સાથે ગમ્મત આપશે

નવચેતનને એની એક લાક્ષણિકતા— સીનેમાનું જ્ઞાન લોકોને આપવાની,—માટે ધન્યવાદ આપીએ તો અસ્થાને ગણાય ?

હીંદુસ્થાનનો દીપોત્સવી અંક દીવાળીને આગલે દિવસેજ મારા હાથમાં આવ્યો. કોણ જાણે કેમ મેં રાત્રે વીજળી લાઇટના પ્રકાશમાં જોયો ત્યારે તો આકર્ષક લાગેલો પણ દિવસે જોયું ત્યારે તો જણાયું કે એમાંનાં ઘણાં ચિત્રો તો 'Advocate'ની રવિવારની આવૃત્તિમાં આવેલાંજ છે.

રા. શાહનો Back to Nature, A plea for Eugenics in India, The Fallen Sister, 'અણીના અવસર,' 'સાધ્વી રાજુલ' અથવા 'દિવ્ય દંપતી,' 'ભ્રાંતિ,' વગેરે સારા ને સરસ લેખો છે.

સૌ. ઉર્મિલા મહેતાનો 'સમાજ સ્વામિત્વવાદ અને સ્ત્રીઓ'વ.નો લેખ તો જરુર તમને આકર્ષશે. અને ટાગોરના 'રુઢિને બલિદાન'નો રસિક અનુવાદ તમને ગમી જશે અને હોંસે હોંસે વાંચી જશો.

ગમેતેમ પણ આ અંકના કેટલાક લેખો વાંચ્યા વિના તો તમને નથીજ ચાલવાનું એની મને ખાત્રી છે.

'નવયુગ' સાદા ને સ્વચ્છ પોષાકમાં તમારી તહેનાતમાં હાજર થાય છે. નવયુગની પાછળ રાષ્ટ્રીય એક્તાનતાની અને ભક્તિભાવની ભાવના ભરી છે.

ત્યાગની અને કર્મયોગની વાતો વાંચવી હોય; સમાજને સુધારવાની અભિલાષાઓ જાણવી હોય; રાજકીય અને સામાજિક ગુલામીનાં દશ્યો જોવાં હોય તો નવયુગનો અંક ગમે ત્યાંથી મેળવીને પણ વાંચી જશો. માત્ર તેનાં રુપરંગમાં અને લેખોમા સહેજ કલારસિકતાની ઉણપ જણાય છે. કદાચ રા. મશરુવાળાના કલાવિરોધી સંપ્રદાયનું પ્રતિનિધિત્ત્વ તંત્રીમંડળમાં ડોકીઆં કરતું હશે એમ માની ચલાવી લેઇશું ?

'બર્મા વર્તમાન' પણ 'ગુર્જરત્વ'ના ભાનથી વિમુખ નથી એમ જાણીને તમે જરુર ખુશ થશો. રંગુન જેટલે દૂર બેઠે પણ રાષ્ટ્રીયતાની ચીણગારીઓ તે ઝળકાવી આપણને તેના અસ્તિત્વનાં ભાન કરાવે છે.

બર્માના રાજકીય ને સામાજિક જીવનને લગતા ઘણા પ્રશ્નો તે ચર્ચે છે. અને આ બધા લેખો વાંચી તમને તો એમજ થશે કે બર્મા એ ગુજરાતનો કોઇ એક જીલ્લો છે. ગુજરાત અને બર્મા વચ્ચેનાં હજારો માઇલનાં અંતર પણ તમે વીસરી જશો.

એણે ધરાારી અને પ્રજાકીય સેવકોના લેખો મેળવી બર્માના પ્રજાજીવનને નવીન રસ ચખાડ્યો હોય તો તેની ના ન પડાય અને તેના આ કાર્ય માટે તેને અભિનંદન આપીએ તે ઓછાં તો ખરાં જને?

'સમાજ જીવન'નો દીપોત્સવી અંક સ્ત્રીઓની સામાજિક સ્થિતિ ઠીક ચીતરે છે પણ સમાજજીવન જેટલું વિશાલ નામ છે તેટલો વિશાલ કર્તવ્યપ્રદેશ રાખે એ પણ ઇચ્છવા જેવું છે. બાકી જે લેખો અને વાર્તાઓ આપ્યાં છે તે જોઇને તેને માટે બહુ આશાઓ બંધાય છે.

વ્યક્તિત્વને દાબી દેનાર સમાજ અને તેના સાંકડા ગ્નાતિવાડાઓ સામે તમારો પ્રબળ વિરોધ છે એ તો હું જાણું છું. એટલે તમને 'મોઢ માર્તણ્ડ,' 'કપોળ' 'રૈકવ' વગેરે તરફ ખાસ આકર્ષણ નહી થાય. પરંતુ સામા પક્ષને પણ જોવો જોઇએ એ વિચારે જુઓ તો જણાશે કે એ લોકો પણ વ્યકિતસ્વાતંત્ર્યને સ્વીકારે છે અને વ્યક્તિ અને સમાજ બંનેનું હિત સધાય તેવા પ્રયત્નો કરે છે.

આજ અરસામાં એક ત્રૈમાસિક અને બે માસિક જન્મ લે છે.

'પુસ્તકાલય' નામનું ત્રૈમાસિક વડોદરામાંથી રા. નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી પ્રસિદ્ધ કરે છે. ગુજરાતનાં નાનાં મોટાં પુસ્તકાલયો તેનાં પુસ્તકો અને ગ્રંથો વગેરેની સંપૂર્ણ વિગતવાર માહીતી મળે દેશપરદેશની લાયબ્રેરીઓને વીશે પણ નવું જાણવાનું મળે એમ અનેક દૃષ્ટિબિંદુએ આ નવા ત્રૈમાસિકને તેનું સ્થાન છે અને પોતાના ક્ષેત્રમાં તેને સફળતા મળે એમ ઇચ્છી તેને હાર્દિક આવકાર આપીએ છીએ.

'સચિત્ર યુગધર્મની રાખમાંથી' કોઇએ કહેલું તેમ બે માસિક ઉત્પન્ન થયાં છે: એક તો તેના પૂર્વાશ્રમને અનુસરતું 'પ્રસ્થાન' અને તેની ઉત્તરાવસ્થાની વિશિષ્ટતાઓ સાથેનું 'સુવર્ણમાલા'. આ બંને માસિકો પોતપોતાના ક્ષેત્રમાં નવો ઉજાસ પાડશે અને ઘણું કરી શકશે એ સુખદ આશા સાથે અભિનંદન આપીશું ને?

'ગુણસુંદરી', 'બે ઘડી મોજ'ના પણ દીપોત્સવી અંકો પ્રગટ થયા છે. અને 'સૌરાષ્ટ્ર' તેમજ 'કર્મભૂમિ'એ પણ થોડા દિવસ ઉપર એના જયંતી અંક બહાર પાડ્યા છે. એ સૌને તેમની સાહિત્યપ્રીતિ અને સમાજસેવાઓ માટે અભિનંદન ઘટે છે.

હવે આટલું તો ઘણું થયું માનવું પડશે. વળી કોઇ વખત અવકાશે પાછી આપણે આ 'ડાયાકુટસવ' કરીશું.




સામાજિક ટુંકી વાર્તાઓ ગ્રંથ ૧ લો. ભાગ ૧ થી ૪. પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ અને મુંબાઇ મૂલ્ય રુ. ૨-૦-૦.

તત્ત્વાખ્યાન (ઉત્તરાર્ધ) લેખકઃ રા મંગલવિજયજી મહારાજ. પ્રકાશકઃ ઓ. સેક્રેટરી શ્રી યશોવિજય જૈન ગ્રંથમાલા ભાવનગર મૂલ્ય રુ. ૪-૦-૦.

યોગતત્ત્વઃ લેખકઃ રા. નર્મદાશંકર બાલાશંકર પંડ્યા. પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય. અમદાવાદ અને મુંબાઇ. મૂલ્યઃ રુ. ૧-૦-૦.

તમને એ નહીં સમજાયઃ અનુવાદક રા. મનુ. ક. દેસાઇ. પ્રકાશકઃ યુગધર્મ ગ્રંથમાળા અમદાવાદ. મૂલ્ય રુ. ૦-૧૦-૦.

અમારું તે અમારા માટે. લેખકઃ રા. મંગળદાસ પકવાસા. મુંબાઇ.

નવાં ગીત ભા. ૨. લેખકઃ રા. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ. મૂલ્યઃ ૦-૪-૦

મૃદુ લતિકા રા. કૃષ્ણલાલ નર્મદાશંકર પંડ્યા.

___વાર્તાનું શાસ્ત્ર રા. ગિરજાશંકર ભગવાનજી બધેકા ભાવનગર.

ટોલસ્ટોય અને શિક્ષણ-ત્યારે કરીશું શું? અનુવાદક રા. પાંડુરંગ વિઠ્ઠલ વળામે.

શૈવલિની અને રાસ તરંગિણીઃ રા. બોટાદકર.

મહાવીર જન્મોત્સવઃ મુનિ દર્શન વિજયજી.

હીપ્નોટીઝમ અથવા જીવતું વશીકરણ. લેખકઃ ઝવેરી સાકરચંદ માણેકચંદ ધડીઆળી, મુંબાઇ.

વીરની વાતો: લેખકઃ રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા વડોદરા.

વિનોદવાટિકાઃ લેખક તથા પ્રકાશકઃ રા. હરિશંકર દલપતરામ ત્રિવેદી. વાવ. મૂલ્ય. રુ. ૦-૧૨-૦.

બોધકઃ લેખકઃ રા. છગનલાલ ઠાકોરદાસ મોદી. સુરત.

ચિતોડનો રુદ્ધાવનારઃ લેખકઃ અને પ્રકાશકઃ વજલાલ પરમાનંદ વર્મા. મૂલ્ય ૦-૪-૦

નામાનો મહેતાજીઃ (૧ લો ભાગ) કર્તા જીવાભાઇ નીછાભાઇ મહેતા, રાણી તળાવ સુરત. મૂલ્ય રુ. ૩-૪-૦

મુંબાઇનો વ્યાપારી અનુભવઃ લેખક અને પ્રકાશકઃ મુલજી નાથજી કોઠારી મુંબાઇ. મૂલ્ય રુ. ૩-૮-૦

ભક્તિદર્પણ અથવા આત્મપ્રસાદઃ અનુવાદકઃ ચતુભાઇ બાબરભાઇ પટેલ, કુંજરાવ-આણંદ. મૂલ્યઃ રુ. ૦-૬-૦

સૌભાગ્યવતીનું સંસારચિત્ર, યોજક કહાનજી ધર્મસિંહ. રાજકોટ, મૂલ્યઃ ૦-૧૨-૦.

વાંદનો વન્ધોડોઃ લેખકઃ રા. પ્રાણલાલ મુનશી. વડોદરા. મૂલ્યઃ રુ. ૦-૫-૦.

નર્મદ સારઃ સંગ્રહકર્તા રા હરિશંકર ત્રિવેદી. ભાવનગર મૂલ્ય રુ ૦-૬-૦

વ્રજવિહાર યાને મથુરાની તીર્થયાત્રાઃ લેખકઃ રા. કરુણસિંહ લાલસિંહ ઠાકોર. આટના. મૂલ્યઃ રુ. ૧-૦-૦.

# મોહન માયા

[ અનુસંધાન પૃષ્ઠ ૨૮૬ થી ].

મોહન

[ હસે છે.] અશક્ય. એ બનેજ કેમ ? એને જાણવાનો રસ્તો નથી.

સારાભાઈ

છતાં મને તો એણેજ બધું કહ્યું—ત્યારે જાણ્યું.

મોહન

ખરેખર !

સારાભાઈ

એટલી તો ક્રોધે ભરાઈ છે—એટલી તપી ગઈ છે.......

મોહન

યુક્તિ સમજી જાય તો તો પછી અવશ્ય એમને ક્રોધ ચઢે એવું કારસ્તાન રચ્યું છે.

સારાભાઈ

એનાથી બને તો એ આ પળે એના વરથી છુટાછેડા કરે.

મોહન

ત્યારે નરોત્તમને દૈવ રુઠ્યો છે.

સારાભાઈ

હા, પણ મેં સમજાવી કંઈક શાંત પાડી છે.

મોહન

શુક્ર ખુદાના !

સારાભાઈ

ભલે; પણ એક શરતે ! હવે એને હસવાનો વારો એમ્ને છે. એના પર આ હાંમીનું વેર લેવું છે એમાં અન્યાય કંઈ નથી.

૫

મોહન

એ તો તદન વ્યાજબી છે. એમ મારે પણ કબુલ કરવું જોઈએ.

સારાભાઈ

અને એટલા માટેજ સેવક પણ ટાગોર વેષધારી થઈ આવ્યા છે.

મોહન

હવે સમજ પડી.

સારાભાઈ

વારું ત્યારે, કહો જોઉં, મારા બનેવીને શું લાગે છે !

મોહન

અત્યારે તો બીચારો કંટક શય્યામાં સુતો હોય એવી એની દશા છે. એક તો એની નજર ટુંકી; અને બીજી આજે સાચો ટાગોર અહીં આવવાનો વકી છે. એટલે એમજ માને છે કે તમે ખરેખર એને જમીનદોસ્ત કરવા સાક્ષાત રુદ્ર મહાદેવનો અવતાર લઈ, ટાગોર બની આવ્યા છો. [ ઉભય હસે છે.]

સારાભાઈ

એ માન્યતા હાલતુરત રહેવા દેજો. જરા ચેતાવશો નહીં. તમને ખબર કયાં છે એ કયાં ગયો તેની !

મોહન

ના, ચોક્કસ ખબર નથી. પણ હું ધારું છું કે એની પ્રયોગશાળામાં ગયો હશે. મધુ બહેન ઉપર જેટલો પ્રેમ નથી પડયો તે સૌ એણે એના રસાયણશાસ્ત્રમાં નાંખ્યો છે. [ બાગમાંથી મધુરી આવતી જણાય છે.] આ આવ્યાં મીસીસ નરોત્તમ હું જાઉં કે ?

સારાભાઈ

એક બે મીનીટ અળગા થાઓ તો અમારી તદબીર પણ રામબાણ થઈ જાય. [ મધુરી આવે છે. મોહન તેને માથાથી નમી જાય છે.]

મધુરી

કેમ, મારા વરને વહેમ છે કે ?

સારાભાઈ

બીલકુલ નહીં. એ તો સ્ટેશન પર ટાગોરને ન મળવાથી એમજ ધારી બેઠો છે કે હું ખરેખર ટાગોર—મહાદેવ એનો નાશ કરવા અવતર્યો છું. હવે તારાથી બને તેટલું એના પર હસી લે

મધુરી

હવે છોડું કે ? જાણી જોઇને એની પ્રયોગશાળા પાસેથી હમણાં તારી પાસે આવી. એની ગમ નજર પણ ના કરી; અને છતાં મારી પક્કી નિશ્ચ છે કે એ મારી પાછળ જોઇ રહ્યા હતા.

સારાભાઇ

ત્યારે એણે અહીં આવતી જોઇ હશે.

મધુરી

હા, અને હવે તો મોહનભાઇને પણ અહીંથી નીકળતા જોયા હશે. એટલે એમજ સમજશે કે આપણે બે એકાંતમાં લાડ કરતા હોઇશું જો. સારુ, હવે વખત ના ગુમાવ. [ટાગોરની મૂર્તિ પાસે પડેલા એક કોચ પર તેને બેસાડે છે] બેસ—મારી પાસે બેસ. બહુજ નજીક ભરાઇને બેસ. [સારાભાઇ પાસે આવે છે.] હવે મને પ્યાર કરવા માંડ.

સારાભાઇ

કરવોજ પડશે ?

મધુરી

અલબત !

સારાભાઇ

તારા વરને આટલો દંડ પુરતો નથી. એ બીચારો તલપાપડ થઇ રહ્યો હશે.

મધુરી

હજુ તો તોલાની એક રતિ પણ શિક્ષા થઇ નથી.

સારાભાઇ

કેવી કીનાખોર છે. નકરી જાણે બાપનીજ બેટી ! [હસે છે]

મધુરી

હવે તારે મારી સાથે પ્યાર કરવો છે કે નહીં ?

સારાભાઈ

હા, હા. [એની વધારે નજીક આવે છે.] કેમ કરું ?

મધુરી

પહેલાં તો તારી આંખમાંથી મશ્કરી કાઢી નાખ. મારી સામે એકીટસે જોવાનું; અવાજ કંઇક કોમળ, અને સાથે અધીરો તેમજ ઉર્મિલો બનાવવાનો.

સારાભાઇ

[કહ્યુ તેમ વેષ ધરવા પ્રયત્ન કરે છે.] વારુ પણ બોલું શું ? મને તો લાગે છે કે એણે—તારા વરે—પ્રયોગશાળા છોડી પ્રયાણ ચાલુ કર્યું હશે.

મધુરી

હવે વાત કર. મુગો ના બેસ. કંઈ બોલ તો ખરો.

સારાભાઈ

પણ શું બોલું ? પ્યાર તો મુક મૌનેજ કરાય—મધુ બહેન !

મધુરી

વારુ મૂક રહે. પણ હાવભાવ ! મારો વર પુરેપુરો છેતરાવો જોઇએ. નહીં તો આ બધી ભવાઇ નકામી.

સારાભાઇ

હાવભાવ ? [મોટેથી હાથ પર ચુંબન કરે છે.] આમ કે ?

મધુરી

અતિ સર્વત્ર વર્જયેત્. બહુ ડોળ કરીશ તો વેષ પાધરો થશે. જરા મોં ગંભીર રાખ.

સારાભાઇ

[બાગ તરફ નજર કરી] જો, તારો વર આવે છે. હવે આ મૂકમસ્તી નહીં ચાલે. અને મને ટેવ નથી એટલે બરાબર આવડતી પણ નથી.

મધુરી

ત્યારે હું બોલવા માંડ.

સારાભાઇ

તે ખરું, પણ શું બોલું! [બાગમાં દૂરથી નરોત્તમ છાપું વાંચવાનો ડોળ કરતો આવતો દેખાય છે.] જો આવે છે. પેલો.

ધુરી

તને ગમે તે બોલ.

સારાભાઇ

ચકલાચકલીની વાર્તા કરું ?

મધુરી

હા. હા વહેલોને.

સારાભાઇ

પણ નરોત્તમભાઇ નહીં આવે તો ?

મધુરી

આવ્યા વિના રહેજ નહીં. અદેખાઇ એનું હૃદય કોરી ખાય છે.

સારાભાઇ

[નરોત્તમને પાસે આવતો જોઇ. ઢોંગી, રહમસ અવાજે બોલે છે.] ઓ! મીસીસ નરોત્તમ! કેવી અપૂર્વ સુંદરતા! એ હુ ચાર, ચાર હુ આહ......

મધુરી

[નરોત્તમને બરાબર સંભળાય તેમ ભાવમય અવાજે] પણ કવિરાજ—પ્રભો—દેવ—આ તો આપ અતિશયોક્તિ કરો છો. આ રંક કિંકરીમાં એવું તે શું સૌંદર્ય હોય કે જેથી આપ જેવા દેવાંશીઓને મોહ થાય.

સારાભાઇ

[નરોત્તમની પુંઠ વળી છે એટલે] હા! હા! એકડે એક—પાપડ સેક. [હળવેથી—મધુરીને] જો વળ્યો. હવે જરુર અંદર આવશે. હવે તું બોલ—તારો વારો છે.

મધુરી

[નરોત્તમ વળી પાસે આવ્યો—તેને સંભળાવવા] નહીં, મારાથી નથી મનાતું કે આપને આવી લાગણી હોય.

સારાભાઇ

[તેજ પરમાર્થે] પણ વિચાર કરો. પ્રિય સખા! [નરોત્તમ ઘરભણી વળે છે.] આવ્યો હોં.

મધુરી

[હળવેથી] હાથ પકડ—ચુંબન કર ઝટ. [સારાભાઇ મોટેથી મધુરીના હાથને ચુંબન કરે છે.] [હવે નરોત્તમ ભોજનશાળામાં આવ્યો હશે. દૂર નહીં હોય તેને સંભળાવવા મોટેથી] જવા દો, કવિરાજ! મારો હાથ છોડી દો. હું દલભાગિની—મારા નશીબે આપ જેવું રત્ન ક્યાંથી મળે ? તમારાં ચુંબનો મને લાય લગાડે છે. તમારાં આલિંગન મને કંપારી કરાવે છે. [હળવેથી સારાભાઇને] અહીં આવ, ટાગોરનાં પુતળા પાછળ છુપાઇ જઇએ. [ભાઇ બહેન ટાગોરના પુતળા પાછળ સંતાઇ જાય છે.]

[નરોત્તમ બેબાકળો આવે છે]

નરોત્તમ

ક્યાં ગયાં ? હમણાં અહીંઆં પ્યાર કરતાં હતાં અને હમણાં ક્યાં અલોપ થઇ

ગયાં ? [ટાગોરની મુર્તિ પાછળથી ચુંબનનો અવાજ આવે છે.]

સારાભાઇ

પ્રાણપ્રિયે !

[નવું ચુંબન]

મધુરી

વહાલા !

નરોત્તમ

ઓ ! પ્રભો ! હવે નથી રહેવાતું [ખીસામાંથી પીસ્તોલ કાઢી દોડતો ટાગોરની મુર્તિ પાસે જાય છે. સારાભાઇ મધુરીની કેડે હાથ વીંટાળી બહાર આવે છે. તેના પર નરોત્તમ પીસ્તોલ ઉગામે છે] શયતાન—હરામખોર, લેતો જા.

સારાભાઈ

[ચેતેલો હતો—એટલે એનો હાથ પકડી લે છે] અય બુઢ્ઢા, અહીં કેમ આવ્યો ? એકાંતવાસ છે, દેખતો નથી. [મધુરી મોં આડા બે હાથ દઇ કોચ પર બેસી જાય છે. એની છાતી ઉભરાતી દેખાય છે. ખભા હાલે છે. પણ તે રડવાથી કે હસવાથી તે નરોત્તમ નથી સમજી શકતો.]

નરોત્તમ

ચોર, હરામી ! સાયામાં છુપાએલા શયતાન. હું તને ઠાર મારીશ.

સારાભાઇ

હું તમને મનાઇ કરું છું, નરોત્તમ શેઠ.

નરોત્તમ

મને તારી મનાઇની પરવા નથી !

સારાભાઇ

તમારી ક્ષુદ્ર, નીરસ જીંદગી તમે જોખમમાં નાખો તો તમારી ઇચ્છા. મારું મહાપ્રતાપી જીવન હું જોખમમાં નથી નાખવા માગતો.

નરોત્તમ

તે હવે તમારી ઇચ્છાની વાત નથી રહી. [સારાભાઇનું ગળુ પકડવા જાય છે.] તને ઠાર કરી હું આપઘાત કરીશ. પણ પહેલાં તારા જેવા ઊભા ઘાલું, ઢોંગી કવિનો સત્યાનાશ જરૂર વાળીશ.

[મધુરી હસતી, હસતી, એક હાથ અળગો કરી દૃશ્ય જોઇ રહી છે.]

સારાભાઇ

સશુર ! તમારા નિરપરાધી સાળાને મારવા આવ્યો છો ?

નરોત્તમ

હેં ! શું કહ્યું ! મારો સાળો !

સારાભાઈ

[હસતો હસતો] જી હા, ઝનાબે આલી !

મધુરી

[પાસે આવે છે. હસે છે.] મારા મોટા ભાઇ, સારાભાઇ અંબાલાલ શેઠ !

સારાભાઇ

[મઝાકમાં] ક્રૌંસમાં સર સારાભાઇ ! પણ આપણે અસહકારીને ઇલ્કાબ કેવા ?

નરોત્તમ

ત્યારે આ શું બધી મશ્કરી ?

સારાભાઇ

બીજું શું ?

મધુરી

તમારી ભવાઇનો બદલો પ્રિયતમજી !

[આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં.]

## સ્વપ્નદ્રષ્ટા

[અનુસંધાન પૃષ્ઠ ર૭૬ થી]

"મારી ગાડી આવી છે. મુકી દઉં.'

"મારી ગાડી પણ આવી છે."

"તમારી carriage (ગાડી)" કેકીએ કહ્યું: "પાછળ પાછળ આવશે."

"હા, ચાલો" કહી સુલોચના દોડતી દોડતી પોતાની ચોપડીઓ લેવા ગઇ. રુપ જરા વાર તેની સુરેખ દેહલતા જોઇ રહ્યો ને બબડયો: "fine girl that!" (સરસ છોકરી છે.)

થોડી વારે સુલોચના દોડતી દોડતી દાદર ઉતરી. તેનું મોં લાલ થઇ રહ્યું હતું. તેનાં રુપાળાં નસ્કોરામાંથી શ્વાસ ઝપાટાભેર આવતો ને જતો. એક સુમધુર હાસ્ય તેના મોં પર હતું.

જેવી તે આવી એટલે સામા બારણામાંથી ગમન દલાલ આવ્યો. ઉંચો ને ધાટીલો ગમન છટાથી કેડે હાથ દઇ, દાદર પરથી ઉતરતી સુલોચનાને હસતો હસતો, નફટાઇથી જોઇ રહ્યો હતો. તેની નાની ટોપી અસાધારણ તોછડાઇથી માથાનો ચોથો ભાગ ઢાંકી રહી હતી. એક નાની, સોનેરી છેડાવાળી સીગારેટ તેના હાથમાં હતી. તેના પંપ-શુઝમાં ચારે તરફની છબી પડી રહેતી.

"હલો! નામદાર સાહેબ! કયાં ચલાવ્યું-આટલી ઉતાવળથી?" હસતો હસતો તે બોલ્યો ને બારણા આડે હાથ દઇ ઉભો.

સુલોચના આગળ જતી અટકી ને હસી; "દલાલ! How do you do? (કેમ છે?)"

"Ai" (ઘણુંજ સરસ) સુલોચનાએ જવાબ દીધો.

"ઓચીયાના કંઇ સમાચાર?" ગમને મજાકમાં પુછયું. સુલોચનાએ વડોદરેથી આવીને કેટલાક મિત્રોને પોતાની નવી ઓળખાણની વાત કરી હતી; અને પરિણામે સુલોચનાના મિત્રોમાં 'ઓચીયા'નો ઉલ્લેખ સામાન્ય થઇ પડયો હતો.

"Waiting–waiting for the marriage day!" (લગ્નના દિવસની વાટ જોતો બેઠો છે) સુલોચનાએ કહ્યું, ને તે પણ નફટાઇથી હસી.

પણ આ નફટ હાસ્યની સાથે ન સમજાય એવો કચવાટ પેદા થયો. એ 'ઓચીયા'ને જોયા પછી આ કચવાટ કેમ થયાં કરતો હતો?

એટલામાં તેમનો અવાજ સાંભળી કેકી રુપ આવ્યો. "નામદાર! ચાલોછ કે?"

ગમન ફર્યો ને કેકી ને તેની આંખ મળી. બંને પર મુંબાઇનું પાલીશ ફર્યું હતું એટલે તેઓ હસ્યા ખરા, પણ અંતરમાં રહેલો એક-બીજા તરફનો તિરસ્કાર તેમની આંખમાં સ્પષ્ટ દેખાયો. સુલોચના પુરુષ હૈયામાં વિનાશ પ્રસારવાજ જન્મી હોવાથી બીલકુલ ડરી નહીં; તેણે હસીને ગમનને કહ્યું: "દલાલ! આવો છો અમારી સાથે? અમે કેકીની ગાડીમાં જઇએ છીએ."

"With the greatest pleasure" (ઘણુજ આનંદથી) કહી ગમને ટોપી કાઢી નીચા નમી કુર્નીસ બજાવી.

કેકી પણ ઉસ્તાદ હતો: "ચાલ દલાલ! જરા drive લઇ આવીએ."

ત્રણે જણાં હસતાં હસતાં, મજાકો કરતાં ચાલ્યાં.

૨

સ્રીના હૃદયમાં સ્વભાવજન્ય બે ઇચ્છાઓ સદાએ વાસ કરે છે.

એક ઇચ્છા પુરુષોની પ્રશંસા મેળવવાની. એ ઇચ્છા સંતોષવા પૈસાદાર સ્ત્રીઓ વાળ સમારવામાં ને મોં રંગવામાં, પચરંગી પટકુળો ખરીદવામાં ને પહેરવામાં, અલંકારના વૈવિધ્યથી આંજવામાં આખો અવતાર પુરો કરે છે. કેળવાએલી સ્ત્રીઓ તેજસ્વી ગણાવામાં, વાતચીતથી મોહ પમાડવામાં, ગુલામોની પરંપરાને જાળમાં પકડી રાખવામાં વિદ્વત્તાનો વ્યય કરે છે. અને ગરીબ ને અભણ સ્ત્રી પતિ કે પતિના મિત્રોની પ્રશંસા મેળવવા રાંધે છે, પાણી ભરે છે, વતરું કરે છે, અપવાસ કરે છે, છોકરાં ઉછેરે છે.

એની બીજી ઇચ્છા શાતા મેળવવાની ને આપવાની. આ ઇચ્છા ઘણી વખત સ્પષ્ટ દેખાતી નથી; ઘણી વખત દબાઇ રહે છે. પણ ગમે તેવી સ્ત્રીના અંતરમાં પણ કોઇ ઠેકાણે નીરાંતે બેસવાની, ને કોઇને નીરાંત કરી આપવાની હોંસ હોય છે. અશાંત, ભભકભર્યાં, હીણભાગી કે ભુખડીબારસ જીવનમાં પણ સ્ત્રીનું એક અસ્પષ્ટ છતાં અચળ સ્વપ્નું કોઇને ખોળે શાંતિ મેળવવાનું, ને કોઇને પોતાના ખોળામાં શાંતિ આપવાનું હોય છેજ.

આ બે વિરોધી ઇચ્છાઓથી ખેંચાઇ, તણાઇ દરેક સ્ત્રીના જીવનનું ઝાઝ ડગમગ્યા કરે છે. કોઇક વાર એમાંથી એક પવન પ્રાબલ્ય પામતાં ઝાઝ ઝપાટાભેર ચાલે-ક્વચિત્ બે પવન એક દિશાના થતાં ઝાઝ કોઇ અનુપમ તીરે લંગરાઇ મુસાફરી પુરી કરે છે.

સુલોચનાને બીજી ઇચ્છાનું ભાન નહોતુ; અત્યારે ઉગતી વયે માત્ર પહેલીજ ઇચ્છા તેને ખેંચી રહી હતી. ગમન દલાલ ને કેકી રુખ જેવા ફક્કડ સહાધ્યાયીઓની પ્રશંસા કઇ કૉલેજીઅનનું અભિમાન નહીં પોષે ?

કેકી ને ગમનની ખુશામતમાં મગ્ન થઇ રહેલી સુલોચનાને રોઝડપ્પામાં કેટલો રસ્તો ગયો તેનું પણ ભાન રહ્યું નહીં. પણ ચર્નીરોડ આગળ તેમની ગાડી એકદમ અટકી એટલે તેણે ચમકીને જોયું તો નામદાર જગમોહનલાલ બીજી ગાડીમાંથી તેને બોલાવતા હતા. સુલોચના ગભરાઇ ગઇ. તેના પિતા તેને આમ જોશે તો શું કહેશે તેનો તેણે વિચાર કર્યો નહોતો. તેણે એકદમ પોતાની ચોપડીઓ લીધી ને મિત્રોને કંઈ પણ કહ્યા વગર તે નીચે ઉતરી.

નામદાર જગમોહનલાલ કોર્ટમાંથી પાછા ફરતા હતા. એમની ગાડીની આગલી બેઠક પર બ્રીફબેગો પડી હતી; એટલે તેમણે હાથવતી સુલોચનાને પોતાની પાસે બેસવા સુચવ્યું. સુલોચના બેઠી ને તે ગાડી આગળ ચાલી.

"આ શું સુલોચના ?"

"શું પપા ?" નિર્દોષ મુખે સુલોચનાએ પ્રશ્ન કરવાની હીંમત કરી. તેણે જોયું તો નામદારના મુખ પર સખ્તાઇનાં વાદળ ઘેરાઇ રહ્યાં હતાં.

"આ છોકરાઓ જોડે ભટકવામાં સાર નથી" તેણે નિશ્ચયાત્મક અવાજે કહ્યું.

"એ તો અમે કૉલેજમાંથી સાથે આવતાં હતાં પપા !"

નામદારના કપાળ પર કરચલીઓ ભેગી થઈ ગઇ. "તું જાણે છે કે તું ઘણી હોંશીઆર છે કેમ ? એ નહીં ચાલે. સીધી સીધી નહીં ચાલશે તો કૉલેજમાંથી ઉઠાડી લઇશ."

"પણ મેં શું કર્યું ?" સુલોચનાએ જરાક તોરમાં પુછ્યું. જગમોહનલાલના પાકા મગજને આ તોર નહીં રુચ્યો. તેણે એકાગ્રતાથી સુલોચના તરફ જોયું.

"છોકરી ! એ બધો ભાગ્નજ રહેવા દે. ભણીગણીને ગૃહિણી થવાનું છે—નામ બોળવાનું નથી, સમજી ? પરોર પરણીને સાસરે જવાનું છે." તેણે આજ્ઞા કરી.

"પેલા વડોદરાવાળાને ત્યાં તો નહીંજ" લાડકી દીકરીએ જવાબ વાળ્યો.

"કોને ત્યાં જવાનું તે મેં તને નહોતું પુછ્યું. કહું તે પ્રમાણે કર્યા કર. આજ પછી આ છોકરાઓ જોડે ફરવાનું બંધ કરજે." અપમાનકારક અવાજે નામદારે કહ્યું.

સુલોચના બાપનો સ્વભાવ ઓળખતી હતી, એટલે તે ચુપ થઇ ગઇ. બાપ ને દીકરી ક્યાં સુધી મુગાં રહ્યાં. નામદાર જગમોહનલાલ ઉંડા વિચારમાં બેસી રહ્યા હતા.

થોડીવારે નામદાર એકદમ ટટાર થયા.

"લાલુ" તેણે ઘોડાવાળાને કહ્યું: "પ્રોફેસર કાપડીઆને ત્યાં ગાડી લેજે."

"જી" કહી લાલુએ ગોવાળીઆ તરફ ગાડી ફેરવી.

સુલોચનાને કંટાળો આવ્યો. પ્રોફેસર કાપડીઆ નામદારના કોલેજના મિત્ર હતા, અને અવારનવાર તેમને ત્યાં આવતા. સુલોચનાને તેનું મોટું કદરૂપું કપાળ, ઝીણી ઉંડી આંખો, સુકલકડી નાનું શરીર, નાની પોતડી કે કરચળીઆળી પાટલુન ને ચવાએલા જોડા જોઇ હંમેશા ત્રાસ છુટતો. તેના પિતા જેવા તેજસ્વી માણસને આવા ઇતિહાસના પુરાણા પ્રોફેસર સાથે કેમ મૈત્રી હોઇ શકે તે તેને સમજાતું નહોતું. કોઇકજ વાર એ બે જણ મળતા, પણ જ્યારે નામદાર પ્રોફેસરને ત્યાં જાય ત્યારે બેચાર કલાક સીવાય આવતા નહીં; અત્યારે કોણ જાણે શુએ માથાકુટ સાંભળવાની નશીબમાં હશે—તેણે વીચાર્યું.

ગોવાળીઆ તળાવ આગળ એક એક માળના ઘર આગળ ગાડી ઉભી રહી. "લાલુ! જા, જઇને જોઇ આવ કાપડીઆ શેઠ છે?" ગાડીવાળો ઉતરી ઉપર જઇ આવ્યો. "જીજી! આપને બોલાવતા છે."

"સુલોચના તું આવે છે?"

સુલોચનાને ના કહેવાનું મન થયું, પણ ઉગ્ર થએલા પિતાને રીઝવવા તેણે આ તપશ્ચર્યા સ્વીકારી. "હા" કહીને ઉતરી.

"લાલુ! જા બાઇને કહી આવ કે હું ને બ્હેન ઘેર મોડા આવીશું."

૩

જ્યારે નામદાર જગમોહનલાલ ને સુલોચના ઉપર ગયાં ત્યારે પ્રો. કાપડીઆએ બારણું ઉઘાડયુ.

કાપડીઆને ત્યાં આવતાં સુલોચનાને થએલો અણગમો તદ્દન સ્વાભાવિક હતો એમ પ્રોફેસર પર દૃષ્ટિ નાખનાર કોઇ પણ કહી શકત. તેણે એક નાનું પંચીઉં પહેર્યું હતું અને નામદારના આગમનના માનમાં ખભે પહેરણ નાખ્યું હતું. તેનું શરીર નાનું હતું; ને છાતીના પાટીઆનું માપ વગર ફુટે લઇ શકાય એમ હતું. બેઠેલા ડાચાંમાંથી, દાંત આગળ દેખાતા. ઝીણી ઉંડી આંખ પર મોટાં, જાડાં ચશ્માં બીરાજતાં. અને કપાળ, જ્ઞાનના ભારથી આગળ લચી આવી કંઇક હાથીના માથાનો ખ્યાલ આપતું. તેનું માથું સાફ હતુ—માત્ર પાછળ ચોટલીના બેત્રણ વાળ હાલ્યા કરતા.

"જગમોહનભાઇ! આવો" પ્રોફેસરે જેને તે સ્મિત કહેતા હતા તે મુખ પર લાવી આવકાર આપ્યો અને હાથ મેળવ્યા.

"કાપડીઆ! સુલોચનાને ઓળખે છે?"

કાપડીઆ સુલોચના તરફ ફર્યા ને બોલ્યા: "સુલોચના! પહેલાં જોઇ હતી." પ્રોફેસરે કપાળ પર હાથ મુક્યો. "હું કેમ્બ્રીજમાં આવ્યો હતો—સત્તરમી હું ધારું છું."

"મેં એને એલ્ફીન્સ્ટનમાં મુકી છે."

"અમારી કૉલેજ ગમતી પડી કેમ? આવો બેસો." બે ખુરશી પરથી ચોપડીઓ ભોંય પર નાખતાં કાપડીઆએ કહ્યું.

કાપડીઆના દીવાનખાનામાં ચાલતું એ મુશ્કેલીની વાત હતી. ચારે બાજુ ભીંતે કબાટો ને ઘોડીઓ પર ચોપડીઓના થર ને થર પડ્યા હતા. ખંડમાં ત્રણ ટેબલ હતાં તેના ઉપર ને નીચે ચોપડીઓ બંધ, ઉઘાડી ને અર્ધઉઘાડી, ગમે તેમ પડી હતી. જેટલી ખુરશીઓ હતી તેના પર, તેની નીચે, તેની બાજુમાં પણ તેવીજ રીતે ચોપડીઓ પડી હતી. અને આ પછી જે ફરવાની જગ્યા હતી ત્યાં ભોંય પર ચોપડીઓના ને કાગળોના ઢગલા પડ્યા હતા. આ પુસ્તકોથી ઉભરાતા ખંડમાં સ્વચ્છતા કે વ્યવસ્થાનું નામ કે નીશાન ન હતું; અને આ ચોપડીઓ જોઈએ ત્યારે કેમ જડે એ કોયડો ઉકેલતાં બુદ્ધિ મૂર્ચ્છા પામી જાય એમ હતું.

આ પુસ્તકોની રચેલી ગુફામાં કાપડીઆ જીવન વીતાવતા. ને પાછલા ખંડમાં એમની માસી એમને માટે રાંધતી અને એક ઘાટી કામકાજ કરતો.

જેટલું પ્રોફેસરનું જ્ઞાન હતું તેટલીજ જીવન-ની સામાન્ય જરૂરીઆતો તરફ તેમની બેદરકારી હતી. કેટલાંએ વર્ષો થયાં કોઈએ એમનો પગાર નહોતો વધાર્યો; અને સામાન્ય રીતે પગાર મળ્યો કે કેમ તે યાદ રાખવાની ને તસ્દી લેતા નહીં. દિવસ ને રાત તે પુસ્તકોમાં દટાઈ રહેતા; ને જેમ ફેફસાં હવા લે તેમ તેમાંથી જ્ઞાન ખેંચી કાઢતા. એ જ્ઞાનનું પ્રદર્શન કરવાની કે તેની કીંમત અંકાવાની તેને પરવા નહોતી; અને ઘણાએ પ્રોફેસરો એમણે આપેલા આધાર પરથી પુસ્તક લખી પૈસા બનાવતા તો તેનો એમને અસંતોષ નહોતો.

સામાન્ય વ્યવહારમાં તે એક નાના બાળક જેવા હતા.

"જગમોહનભાઈ! સારું થયું તમે આવ્યા" પ્રોફેસરે કહ્યું; "મને એક મુશ્કેલી આવી છે."

"શું! ચોપડીઓ મંગાવી હશે."

"હા." પ્રોફેસરે નાના છોકરાના નીખાલસપણાથી હસવા માંડ્યું; "ને આપવાને પૈસા નથી."

નામદાર જાણતા હતા કે આ પુસ્તકઘેલા પ્રોફેસર ચોપડીઓની કીંમત સીવાય કદાપિ ભીખ માગતા નહોતા. "કેટલા રુપીઆ છે?" કહી તેણે ગજવામાંથી ચેક બુક કાઢી.

"પાંચસે ઓગણચાલીશ, પંદર આના."

નામદારે મુગે મોઢે ચેક લખ્યો ને કાપડીઆ-ને આપ્યો.

"હું પછી આપી દઈશ" પ્રોફેસરે કહ્યું.

નામદાર હસ્યા. કેટલાએ આવા ચેક તેમણે આપ્યા હતા. "ફીકર કરશો નહીં, મારે કે પાછું જોઈતું નથી."

"બોલો હવે કેમ આવ્યા છો?" ચશ્માં નાક પર ગોઠવી કાપડીઆ બેઠા.

"હું બેઠો; હવે તમે તો બેસો. ત્યાર વગર કે વાત થાય?" જગમોહનલાલે કહ્યું. અધીરી સુલોચનાના પેટમાં તેલ રેડાયું. "મારે તમને ઘણું પુછવું છે."

"બોલો." કહી પ્રોફેસર એક સ્ટુલ પરથી ચોપડીઓ ફેંકી તેના પર બેઠા. "શું કહેવું છે?" હાસ્યજનક ગાંભીર્યથી તેણે લમણાં પર હાથ મુક્યો.

"તમે ચાલુ છાપાં તો વાંચો છો ને?" પ્રોફેસરે ડોકાવતી હા કહી. "હમણાં બંગાળ-માં ચાલતા તોફાન વીશે શું ધારો છો?"

પ્રોફેસરે આંગળી ને અંગુઠો બે ભવાં પર મુક્યાં. "કેવી રીતે?"

"તમે એને શું લેખો છો?"

"નવા જન્મેલા રાષ્ટ્રે રડવાનું શરુ કરી, જીવવું શરુ કર્યું છે."

"પણ ઘણા તો એને સંપૂર્ણ રાષ્ટ્રીયતાનો ઉદ્ભવ માને છે."

"મુર્ખા! મુર્ખા!" કપાળ પર આંગળી ઠોકી પ્રોફેસરે કહ્યું. તેની ઝીણી આંખો ખીલાડીનું અનુકરણ કરતી ઉઘાડમીંચ થવા માંડી. "ઇતિહાસનું અજ્ઞાન! સંપૂર્ણ રાષ્ટ્રીયતા Geographical compactness (ભૌગોલિક સુસંબદ્ધતા) વગર સંભવતી નથી."

"ત્યારે શું આપણે Geographical Unit (ભૌગોલિક વ્યક્તિ) નથી?"

"નામદાર! નામદાર!" ચીઢવાઇ કાપડીયાએ કહ્યું: "તમારા જેવા કાયદાબાજ આવો ઘોટાળો કરે છે! ભૌગોલિક વ્યક્તિ થઇ કે રાષ્ટ્રનું હાડપિંજર તૈઆર થયું. બસ એટલુંજ. જ્યારે તેમાં ભાગોલિક સુસંબદ્ધતા આવે ત્યારે nervous system (તંતુરચના) તૈઆર થાય. પછી જ્યારે રાષ્ટ્રીયતાનું ભાન થાય કે પ્રાણ આવે ને રાષ્ટ્ર ઉદ્ભવે."

"પણ અંગ્રેજી રાજ્યથી Geographical compactness તો આવી ગઇ."

કાપડીઆએ પાછું કપાળ કુટ્યું: "સાંભળો નામદાર! વચ્ચે વચ્ચે માથું નહીં ઝીકો" પ્રોફેસરે કલાસમાં શાંતિ પ્રસારતા હોય તેમ કહ્યું. સુલોચનાને ગમ્મત પડી. તેના બાપ જોડે કોઇ આવી તોછડી રીતે વર્તે તે તેને અત્યારે ઘણું ગમ્યું.

૪

"જ્યારે રાજકીય જીવન પ્રગટ્યું" પ્રોફેસરે આગળ ચલાવ્યું: "ત્યારે પહેલી પ્રગટી નાગરિકતા. એક નગર એ ગામડામાંથી પહેલી ભૌગોલિક વ્યક્તિ થઇ. એથન્સ, સ્પાર્ટા જેવા નાનાં નાનાં શહેરોમાં ભૌગોલિક સુસંબદ્ધતા તે તો રમત વાત હતી. ઝપ દઇને બધા ભેગા મળી શકતા ને વિચારની આપલે કરતા. આ સુસંબદ્ધતાથી પ્રગટ્યા વિશિષ્ટ સંસ્કાર. સમજ્યા?" પ્રોફેસરે પુછ્યું.

"પણ રોમનું શું?"

કાપડીઆએ નાકે આંગળી ધરી ને નામદાર મુગા રહ્યા. "એ વિશિષ્ટ સંસ્કારમાં આવી અસ્મિતા—એટલે પેદા થઇ નાગરિકતા. સમજ્યા? આ નાગરિકતા પ્રાચીન ઇતિહાસનું એક મહાબલ. સમાજના જીવનમાં unit (વ્યક્તિ) જોઇએ તો નગર. તેમાં રહેનારામાં નગર વ્યક્તિ છે એ ભાન આવે તે નાગરિકતા. રાજ્યવ્યવહારમાં, યુદ્ધોમાં એજ વ્યક્તિઓની મારામારી, રસાકસી, struggle for existence, જીવન વિગ્રહોમાં તડફડાટ. હવે રોમનું પુછો છો? પ્રજાસત્તાક રોમમાં પણ ભૌગોલિક વ્યક્તિત્વ ને સુસંબદ્ધતા—ને કદી ન ઘટે એવી નાગરિકતા. *Civis Romanus Sum* (હું રોમન શહેરી છું) એ મહામંત્ર. સમજ્યા! રોમનો કુતરો એ મંત્ર ભણી સીરીઆ ને ગોલમાં સિંહ થઇ બેઠો. મીસર ને સ્પેનના વિજેતાની પણ નજર, આશા ને ભક્તિ હરેલી ટાઇબરને તીરે. રોમના બજારની નાની તકરાર એજ તેને મન સુપ્રિમ. સમજ્યા?" કાપડીઆએ શ્વાસ ખાધો ને તપકીરનો ચપટો ભરી તેને આંગળીવતી નાકમાં મુકી આપવાની ક્રિયા પુરી કરી, છીંક ખાધી ને નાક લુછ્યું.

"આપણે ત્યાં પણ એ નગરધર્મ પ્રવર્તતો, ને તેનાં ફાટાંતુટાં ચીંથરાં આ રઢીબદ્ધ દેશમાં હાલ પણ જડે છે. મોઢ ને શ્રીમાળી પોતાની જાતને નીરાળા લેખે છે ને માંહ્યોમાંહ્ય પરણે છે, ને મોઢેરા ને શ્રીમાળની નાગરિકતાના લીસોટા સ્મર્યા કરે છે. વડનગર ભાગે સદીઓ થઇ, પણ

ત્યાંના એક વખતના વાસીઓનાં હૃદયમાં રહેલા નગરધર્મના પડઘા આજે પણ દરેક નાગરવાડામાં પડે છે. ને એ ભુલી જવી જોઇતી વિશિષ્ટતા કોઇ કોઇ વાર ડોકીયાં કરે છે. જ્યારે દુનીઆનો ઘણો ભાગ નાગરિકતા છોડી રાષ્ટ્રીયતા પહોંચવા લાગ્યો ત્યારે બળદના ગાડાંમાં મુસાફરી કરનાર હીંદે નાગરિકતાનો સીમાડો છોડ્યો નથી. સમજ્યા ?" કહી પોતાની હોંશીઆરી પર કાપડીઆ હસ્યા. જગમોહનલાલ એક ચિત્તે સાંભળી રહ્યા હતા. સુલોચનાને પણ રસ પડ્યો.

"પણ આપણે તો રાષ્ટ્રીયતા—" જગમોહનલાલે પુછવા માંડ્યું.

"પાછા વચ્ચે બોલ્યા ?" કાપડીઆએ આંગળી ઉંચી કરી. "તમારે તો એકડો ઘુંટતાં પહેલાં પલાખાં પુછવાં છે. શાંતિ રાખો." હાસ્યજનક તોરથી પ્રોફેસરે કહ્યું. "જુઓ રોમે નાગરિકતા વીકસાવી વ્યક્તિત્વ મેળવ્યું. પણ જીવનવિગ્રહમાં વિજેતા થવા Pax Romana (રોમન શાંતિ) નો મંત્ર સરજાવ્યો. Pax Romana એટલે વ્યવસ્થિત હરામખોરી. બીજા દેશો જીતવા, નિર્વીર્ય કરવા, ને તેનું રક્ષણ કરવાને બહાને નિઃસત્ત્વ કરવા. પછી તેના પર રોમની ધુંસરી નાંખવી. રોમની ધુંસરી એટલે દુનીઆને ખર્ચે એક નાગરિકતાને શ્રેષ્ઠ ગણાવવી ને એક નગરને સમૃદ્ધ કરવું. રોમનો હમાલ સીરીઆમાં પ્રીફેક્ટ થાય. રોમન સામ્રાજ્ય એટલે દુનીઆની વ્યવસ્થિત લુંટ કરવાનું એક નગરના વાસીઓનું કાવત્રું. બીજી રીતે કહું તો જેમ પહેલાં એક રાજા પોતાની સત્તા ને શોખ ખાતર આખા ગામને બીજા રાજાથી સંરક્ષતો, ને પોતાના લાભ માટે તેનો ઉપયોગ કરતો, તેમજ રોમે ભૂમધ્ય સમુદ્રના કીનારા પરની દુનીઆને બીજાથી સંરક્ષી તે માત્ર પોતાના ઉપભોગ માટેજ."

"જેમ આજે ઈંગ્લાંડ કરે છે તેમ—"

"અરે નામદાર—" કાપડીઆએ ચીડાઇને કહ્યું: "તમે દાળ વાટતાં પહેલાં તેલ પી જાઓ છો." નામદાર ને સુલોચના હસ્યાં.

પ્રોફેસરે પાછું ચલાવ્યું: "પ્રગતિનો ક્રમ કોઇને જંપીને બેસવા દેતો નથી. રોમે નાગરિકતાનો સિદ્ધાંત વીસારી, ઇટાલીને એક વ્યક્તિ કરવાનો પ્રયત્ન કર્યો. આખા દેશમાં, ઘોડા ને બળદના દિવસોમાં ભૌગોલિક સુસંબદ્ધતા ક્યાંથી આવે ? પરિણામે નગરધર્મ લોપાયો, ને રોમ પડ્યું." કાપડીઆએ ફરીથી તપખીર સુંઘી. ખરૂં જોતાં તે તપખીર સુંઘતા નહોતા, પણ બને તેટલી તપખીર નસ્કોરામાં આંગળી વતે ધકેલી દેતા હતા. પછી એમણે પંચીઆ વતી નાક લુછ્યું.

"રોમ પડ્યું ને યુરોપમાં નાગરિકતા પુરી થઇ ગઇ. આપણે ત્યાં ચીનાંડમાં, પાટણમાં છેક મુસલમાન આવ્યા ત્યાં સુધી રહી. આ દેશમાં ઇતિહાસ ને ઉત્ક્રાંતિની પરવા વિના જુની વસ્તુ કેમ સચવાય છે એ પણ જોવા જેવું છે રોમે રસ્તા સારા કર્યા હતા. જુદા જુદા લોકોને સાથે આણ્યા હતા. અને રોમન સામ્રાજ્યના કચરામાંથી નવી ઘટના થઇ ત્યારે ભૌગોલિક સ્વાસ્થ્ય ભોગવતા લોકો પોતાને એક માનવા લાગ્યા. ટુંકામાં દેશ એક ભૌગોલિક વ્યક્તિ થવા માંડ્યો—ઇટાલી, ફ્રાંસ, ઇંગ્લાંડ" કાપડીઆએ એક મોટી છીંક ખાધી ને શ્વાસ લીધો.

"જુઓ હવે રાષ્ટ્ર કેમ થયાં ?" હાથ ઘસતાં ઘસતાં કાપડીઆએ કહ્યું: "ઇટાલીમાં નાનાં નાનાં રાજ્યો ને રોમન સત્તાનું વારસ કેથોલીક ચર્ચ. એટલે ત્યાં ક્યાં સુધી ભૌગોલિક વ્યક્તિત્વ ન આવ્યું. બીજું તો ક્યાંથીજ આવે ? ફ્રાંસમાં ભૌગોલિક વ્યક્તિત્વ આવ્યું—ને સુસંબદ્ધતા આવી. વિશિષ્ટ સંસ્કારનું ભાન થયું. રાષ્ટ્રીય

અસ્મિતા પ્રગટી. પણ જેમ રોમે નાગરિકતા કેળવી તેમ ઈંગ્લાંડે રાષ્ટ્રીય ભાન ઘણુંજ કેળવ્યું. શું સમજ્યા? જુઓ" ફરીથી હાથ ઘસતાં પ્રોફેસરે કહ્યું: "પ્રકૃતિએ ઈંગ્લાંડને ભૌગોલિક સ્વાસ્થ્ય ને વ્યક્તિત્વ બંને આપેલાં. ચારે તરફ દરીઓ. બીચારા ફ્રાંસે પહેલ કરી ખરી, પણ ચાર તરફ દરીઓ કયાંથી લાવે? ને ભૌગોલિક સુસંબદ્ધતા ઝપ દઇને થાય એટલો નાનો વિસ્તાર. એડીનબરોથી લંડન આવતાં વાર શી? લંડન તે માત્ર અંગ્રેજી ફોરમ. ચારે દિશાથી ઝપ દઇને બધા આવી પહોંચે. રાષ્ટ્રીય ભાન પ્રગટવા માટે કેવું સરસ સ્થાન! જોઇએ તેટલું નાનું, જોઇએ તેટલું મોટું. પરિણામે અંગ્રેજ જ્યાં જાય ત્યાં 'I am British' એ ભાન, એનો યુનીઅન જેક, એનો 'God Save the King' લઇ જાય. તે આફ્રીકાના જંગલોમાં, કે રીમલાની શીતલતામાં પુલાઇને ફરે પણ એની દૃષ્ટિ જોઇએ તો ટેમ્સ તીરે આવેલા એના રાષ્ટ્રીય ફોરમ પર–લંડન પર. ત્યાંનો પહેરવેશ તે વેશ, ત્યાંની ભાષા તે દેવવાણી, ત્યાંની લહેર તે એનો આનંદ, ત્યાંની કલા તે સૌંદર્યની પરાકાષ્ટા, ત્યાં ગણાતો વીર તે એનો દેવ,–ને ત્યાં જઇ ઘડપણમાં, કોઇ નિર્જીવ પરામાં, ગરીબાઇમાં મરવું તે એને મન મોક્ષ. જુઓ! કેટલા મુગલાઇ ને પેશવા સરદારોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું–કોઇ અંગ્રેજી વાઇસરોયને એવું સ્વપ્નું પણ આવ્યું છે? અરે દોઢસો વર્ષ પર વોરન હેસ્ટીંગ્સ મોગલાઇ ભભક છોડી ત્યાં સડવા જઇ રહ્યો. આ રાષ્ટ્રીયતા–સંપૂર્ણ રાષ્ટ્રીયતા. સમજ્યા?" કહી કાપડીઆએ છીંક ખાધી ને પાછી તપકીર સુંઘી. એના વિષયમાં એ તલ્લીન થઇ રહ્યા હતા ને શબ્દો ઉપરાછાપરી, એકબીજામાં ઘુંચવાતા બહાર પડતા.

"હવે માપો નામદાર! આપણી રાષ્ટ્રીયતા. ભૌગોલિક સ્વાસ્થ્ય આવ્યું છે, છતાં દેશનું કદ પોણા યુરપ જેવડું. પોણા યુરપમાં કેટલા રાષ્ટ્રધર્મ છે? ચંદ્રગુપ્ત મૌર્ય ને ચંદ્રગુપ્ત ગુપ્તે રાજકીય એકતા આણવાને પ્રયત્ન કર્યા પણ પત્તો નહીં ખાધો; કારણ કે એક છેડેથી બીજે છેડે હાથી પર બેસી જતાં કેટલાં વર્ષો જોઇએ! બ્રાહ્મણોની પરંપરાએ ઘણો પ્રયત્ન કર્યો, પણ ભૌગોલિક સુસંબદ્ધતા વિના એકલા સંસ્કાર શું કરે-કચુંબર." કહી પ્રોફેસર હસ્યા. "જુઓ હવે ટુંકામાં કહું. બ્રીટીશ સલ્તનતથી ભૌગોલિક સ્વાસ્થ્ય આ થયું છે. ભૌગોલિક વ્યક્તિત્વ પ્રગટયું છે. પણ સુસંબદ્ધતા સત્તર લાખ ચોરસ માઇલમાં કેમ આવે? કલકત્તા ને મુંબાઇ વચ્ચે ટેલીફોન થાય; મદ્રાસથી લાહોર બે દિવસમાં જવાય ત્યારે એ સુસંબદ્ધતા આવે. સમજ્યા? પછી એક સંસ્કારનું ભાન આવતાં કેટલાએ યુગો જશે. ઈંગ્લાંડ જેવા સદ્ભાગી દેશમાં નવમા સૈકાથી માંડીને સત્તરમા સૈકા સુધી–એડવર્ડ ધી કનફેસરથી વીલીઅમ ને મેરી સુધી જીવન ઉકળ્યા કર્યું ત્યારે સાંસ્કારિક અસ્મિતા આવી. હવે આપણી મુશ્કેલીઓ ગણો" પ્રોફેસરે આંગળીઓ છુટી છુટી કરતાં કહ્યું "એક: અગણિત પંથો વીસરી રાષ્ટ્રધર્મ સ્વીકારતાં કેટલાં વર્ષો જાય? બે: જુદી જુદી ભાષા ભુલી એક ભાષા કેટલે વર્ષે આવે? ત્રણ: દેશી રાજ્યોનો નાશ કરી રાજકીય એકતા કેટલે વર્ષે આવે?–આ ત્રણ વસ્તુ જ્યારે આવે ત્યારે સંપૂર્ણ રાષ્ટ્રીયતા ખીલે. હાલની ચાલે આ પુરાણો દેશ કયારે રાષ્ટ્રીયતા પામશે? સમજ્યા?" કહી પ્રોફેસર હસ્યા.

૫

"Thank you (ઉદ્ગાર થયો). એટલે તમારા ધારવા પ્રમાણે આ વિપ્લવવાદીઓ કે કરવાના નહીં. મને નીરાંત થઇ."

"હું એમ નથી કહેતો. મેં જે ગણત્રી કરી તે હાલ ચાલે છે, તે પ્રમાણે. પણ કેટલાક ટુંકા રસ્તા છે. વિપ્લવ તેમાંનો એક છે."

"તે કેમ?" જરા ચિંતાતુર અવાજે નામદારે પુછ્યું.

"વિજયી વિપ્લવ એટલે ઉત્ક્રાંતિક્રમ ટુંકા વખતમાં પુરો કરવાનો અખતરો. એક એવો વિપ્લવ થાય કે જે ધાર્મિક ને જાતીય ભેદોનો એક ઝટકે વિનાશ કરે ને રાષ્ટ્રધર્મ પ્રસારે, તો આમ રાષ્ટ્રીયતા આવે. વિપ્લવવૃત્તિ એવી છે. જ્યાં ભૌગોલિક સુસંબદ્ધતા ન હોય ત્યાં પણ એકતા કરે છે; ને એક પ્રકારની અસ્મિતા ઝપ દઇને પેદા કરે છે. વિપ્લવ ફ્રેંચ વર્ગોને દસ વર્ષમાં દોઢસો વર્ષમાં ન થાય એવું પરિણામ આપે."

"ત્યારે તો આ વિપ્લવવાદી કંઇનું કંઇ કરે."

કાપડીઓ હસ્યા. મગરુરીથીઃ "ગભરાશો નહીં. તમારું નામદાર પદ ને તમારી હાઇકોર્ટ કોઇ લઇ નહીં લે. આપણા લોકોમાં વિપ્લવ કરવાનું મીડું નથી."

"બંગાળમાં કેવું કેવું થાય છે?"

"ઉભરા-દુબળા. જ્યાં સુધી ભાવના ખાતર પરભવની પરવા જાય નહીં ને આ ભવમાં ભુખે મરવાની હીંમત આવે નહીં ત્યાં સુધી વિપ્લવ શક્ય નથી. આપણે ત્યાં ધર્માંધતા છે; ને નાગાં રહેવાની લિપ્સા છે. એ પરભવ ને આ ભવ બંનેનો મોહ છુટવાનોજ નથી. અને ગરીબ વર્ગ એટલો નિર્માલ્ય ને ઝનુનહીણો છે કે તે ઉશ્કેરાઇને વિપ્લવ પ્રસારશે નહીં. ગરીબ વર્ગના વિપ્લવ માટે ભુખમરો ને જુલમ જોઇએ. બ્રીટીશ સરકાર પાકી છે. તે ઉંચે કોઇને ભુખે મરવા નહીં દે. ને તમારી કોર્ટો જુલમ હોય ત્યાં પણ જુલમ નથી એ ખ્યાલ બેસાડવાનાં સાધન છે. એટલે Sans cullote (કપડાં વગરનાં)નો વિપ્લવ અહીંઆં શક્યજ નથી." પ્રોફેસરે એકદમ ઉભા થઇ જઇ વધી ગએલી દીવાની બત્તી ઓછી કરી ને પંચીઆની ઓટી સખત કરી.

"સુરેંદ્રનાથ, અને તેના અનુયાયી નીશાળીઆઓ વિપ્લવ તો લઇ બેઠા છે."

"વિપ્લવ સાથે રાજ્યસત્તાનો જુલમ આવવાનો. ને જુલમ જીરવવાનું બળ આપણામાં દેખાય છે? વિપ્લવ માટે તો સમગ્ર લોકની, નહીં તો તેના બળવાળા વિભાગની યોગદમથી ભરતી આવવી જોઇએ મુંબાઇ જાગશે તે પહેલાં કલકત્તાને કચરી નાંખશે. વિપ્લવ માટે થોડી વધારે ભૌગોલિક સુસંબદ્ધતા જોઇએ."

"પણ તમે બીજા ટુંકા રસ્તા કહ્યા તે કયા? મને તો જ્યારથી આ વિપ્લવવાદીને જોયો છે ત્યારથી કંઇ રસ્તો સુઝતો નથી." એક પલ સુધી પ્રોફેસર મુંગા રહ્યા.

"બીજો રસ્તો રાષ્ટ્રીય સરકારનો છે."

"એટલે?" નામદારે પુછ્યું.

"જાપાનમાં થયું તેમ. પાંચસાત દીર્ઘદર્શી મુત્સદ્દીઓના હાથમાં રાજ્યતંત્ર આવે તો પચીશ વર્ષમાં રાષ્ટ્રીયતા આવે. જુલમથી, દેરથી, જોઇએ તો અન્યાયથી તેઓ રાષ્ટ્રીયતા પ્રસારી શકે. આખી કેળવણીને રાષ્ટ્રીય કરે. ધાર્મિક ને જાતીય વિરોધોને વીસરાવે, નહીં તો કચરી નાંખે. નેપોલીઅન કે માર્કીસ ઇટો જેવો કોઇ પ્રચંડ ઇચ્છાશક્તિવાળો સર્વસત્તાધિકારી જોઇએ."

"પણ બ્રીટીશ લોક એવું નહીં કરે?" નામદારે પુછ્યું.

કાપડીઆ ખડખડ હસ્યા.

"એ ન્યાયી છે, સ્વાતંત્ર્યપ્રેમી છે." જગમોહનલાલે કહ્યું.

"નામદાર! તમે પણ મુરખના મુરખજ રહ્યા. મારું બધું બોલવું નકામું ગયું."

"કેમ?"

"તમે પેલા શીરોજશાહ મહેતાના અનુયાયી છો. એ બીચારા અસલી જમાનામાં ઈંગ્લાંડ જઈ બ્રેડલો, બ્રાઈટ, ને ફોસેટની લગની લગાડી આવ્યા છે. એ ધારે છે કે પોતે હીંદી પાર્નેલ બની જશે! બીચારા! એને તો માત્ર વીક્ટોરીઆ યુગની વ્યવસ્થાત્મક ચળવળના એકડા આવડે છે."

"તમે પણ પેલા વિપ્લવવાદી સુદર્શનના જેવું બોલો છો."

"હું બોલું છું તે આ ઇતિહાસના અભ્યાસની દૃષ્ટિએ. ઈંગ્લાંડ ન્યાયી છે, ને સ્વાતંત્ર્યપ્રેમી છે—અંગ્રેજો માટે. બીજા માટે એ માત્ર ગેમ છે. એ Pax Britannica (બ્રીટીશ શાંતિ) ને નામે પોતાની શક્તિ ને સમૃદ્ધિ વધારવાનાં સાધન શોધે છે. એ તમને અજ્ઞાન ને રશીઅનથી બચાવે છે—પણ પોતાને માટે વૈતરું કરાવવા માટે. Pax Romana ની માફક Pax Britannica એટલે વ્યવસ્થિત સ્વાર્થ. બ્રીટીશ સામ્રાજ્ય એટલે દુનીઆને ખર્ચે બ્રીટન શ્રેષ્ઠ ને સમૃદ્ધ થાય એવો પ્રયોગ. એ જો શાંતિ ને વ્યવસ્થા રાખે નહીં તો નીરાંતે ઈંગ્લાંડવાસીઓ દુનીઆનું ધન એકઠું કરે કેમ? નામદાર! વ્યક્તિ, નગર, ને રાષ્ટ્રના જીવનવિગ્રહનો વિચાર કરતી વખતે ન્યાય ને સ્વાતંત્ર્યપ્રેમની વાતો વીસારી દેજો."

"તમે બ્રીટનને ઘણો અન્યાય કરો છો. ત્યાંની પ્રજા છેક એવી નથી. બર્ક, બ્રેડલો ને બ્રાઈટનું શું?"

"હું અન્યાય કરતો નથી. કારણ કે મને માત્ર ઐતિહાસિક સત્ય પ્રિય છે. મને કોઈ પ્રજા કે દેશનો પક્ષપાત નથી. હું તો ઈંગ્લાંડને રોમનો નવો અવતાર માનું છું. જનસમાજને વિસ્તૃત જીવનનો અનુભવ કરાવનાર એક પ્રબળ સાધન માનું છું. જે શક્તિથી તેણે સર્વોપરિતા મેળવી છે તેને હું વખાણું છું. જે ખુબીથી એ હોદ્દને જાળવે છે તે જોઈ હું મુગ્ધ બનું છું. System-glorious system—અપૂર્વ વ્યવસ્થા. પણ નામદાર! હું બર્ક, બ્રેડલો ને બ્રાઈટથી અજાણ્યો નથી. કેટલાક હીંસક જીવડાં ભક્ષ્યને આકર્ષવા lures (આકર્ષણ) ખીલવે છે. બર્ક, બ્રેડલો ને બ્રાઈટ ને અંગ્રેજી કેળવણી એ બધાં ઈંગ્લાંડનાં એવાં lures (આકર્ષણ)-બીજું કંઈ નહીં. ઈંગ્લાંડ-રાષ્ટ્ર તરીકે-સર્વોપરી સત્તા મેળવવા મથે છે. દરેક વસ્તુ એ પ્રવૃત્તિનાં સાધન છે. એમાંજ ઈંગ્લાંડની મહત્તા ને એની દુર્ધર્ષતા છે ને ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગિતા છે" કહી કાપડીઆએ પાછી તપકીર સુંઘી. "શીરોજશાહ મહેતા ધારે છે કે પોતે વ્યવસ્થિત ચળવળથી સ્વાતંત્ર્ય મેળવશે. એને નથી ઐતિહાસિક દૃષ્ટિ ને નથી મનુષ્યહૃદય પારખવાની નમ્રતા. સો વર્ષ થશે પણ આયર્લેંડનો પત્તો ખાતો નથી. શીરોજશાહ ઈંગ્લીશ હીતની જરાક સામે જશે કે ઝપ દઈને મોસાળ મોકલી આપશે."

"અમે ઈંગ્લાંડ જઈ સ્વાતંત્ર્ય લઈ આવીશું" નામદારે જુસ્સાથી કહ્યું.

"હા, રોમમાં પણ સીસર ને ગોલના ભિક્ષુકો મહેરબાની માંગવા જતા હતા. જગમોહનભાઈ! તમારાથી અંગ્રેજોની દૃષ્ટિ સચોટ છે. તેમને સામ્રાજ્ય રચતાં ને સાચવતાં આવડે છે. તમે નીરાંતે રહો એટલી શાંતિ તે આપશે. સુખે ટુકડો ખાઈ વિપ્લવ ન કરો એટલી વ્યવસ્થા

આપશે. તમે ઝનુન ન કેળવો એટલો ન્યાય આપશે. પણ સ્વાતંત્ર્ય તો ઈંગ્લાંડમાંજ રહેશે; નર તો ટેમ્સ પરજ. તમને બહાર ઉભા રહી નમ્ર માંગણી કરવાનો હક્ક એ સદાએ આપશે. જગમોહનભાઇ, જરાક ઐતિહાસિક કલ્પના તો કેળવો ! જરા કલ્પો. મહાન સુલા કે દૈવી જુલીઅસ આગળ તે વખતના બ્રીટનના વાસીઓ જઇ હક્ક કરત કે 'જેવા તમે રોમમાં છો તેવા અમને અમારા દેશમાં થવા દો ! મુરબ્બી ! તમે અમારી રાષ્ટ્રીય સરકાર થાઓ !' જવાબ શો મળત? હા. હા. હા." કાપડીઆ ખડખડાટ હસ્યા નામદારને પણ હસવું આવ્યું.

"વારૂ" થાકી નામદારે કહ્યું: "હવે બીજો કંઈ ટુંકો રસ્તો છે, કે બધા આવી રહ્યા !"

"બીજો તો ટુંકો રસ્તો વિધિ કરી આપે તો એક છે. એવું બને પણ ખરું. પણ એ ઐતિહાસિક આગાહીનો વિષય છે, સિદ્ધાંતનો વિષય નથી."

"શું તે તો કહો ?"

"જ્યાં સુધી હું જોઇ શકું છું ત્યાં સુધી જેમ રોમે પાછળથી ઇટાલીનો નગરસંઘ પોતાની સાથે રાખ્યો તેમ ઈંગ્લાંડ રાષ્ટ્રસંઘ રાખવાનો પ્રયત્ન કરે છે. પૂર્વમાં જો જાપાન ચીનને મદદમાં લે તો એક રાષ્ટ્રસંઘ પ્રગટે. રશીઆ ને જર્મનીનો એક રાષ્ટ્રસંઘ થનો જાય છે. ઇસ્તંબુલથી કાબુલ સુધીના મુસલમાનો રાષ્ટ્રસંઘનાં સ્વપ્નાં સેવે છે. આ સંઘોમાંનો એક પણ ઉભો થયો તો બ્રીટીશ સામ્રાજ્ય જોડે ભટકાવાનો—અને એવે વખતે, હીંદની સરહદ જો સમરાંગણ થાય તો હીંદને સજ્જ કર્યા વિના ઈંગ્લાંડનો છુટકો નથી. વિજ્ઞાનનાં સાધનો, વિનાશનાં શસ્ત્રો, બધાં અહીંઆં લાવી આ કરોડો હીંદીને લશ્કરી ઘાણીમાં પીલવા દસ વર્ષ જો બેસાડી દે તો એ વિગ્રહને અંતે હીંદ પ્રતાપી રાષ્ટ્રીયતા કે રાષ્ટ્રસંઘની ભાવનાનું પ્રતિનિધિ થઇ બહાર પડે. પણ એ દીન કાંસે કે મીયાંકે પાંઉમે જુતીયેં. હા. હા. હા." પ્રોફેસરે અટ્ટહાસ્ય કર્યું ને તમાકીરનો સડાકો લીધો. ઘડીઆલમાં નવના ટકોરા થયા.

"ઓહો, નવ વાગ્યા." નામદારે કહ્યું "ઘણોજ આભારી થયો. તમારાં ઐતિહાસિક દૃષ્ટિબિંદુઓ ઘણાંજ સરસ છે. પણ વ્યવહારુ રાજકીય નેતા તરીકે મારે ઘણી વસ્તુ જોવી પડે છે. મને ઈંગ્લાંડમાં શ્રદ્ધા છે." પ્રોફેસર હસ્યા. "મને આપણી બુદ્ધિમાં વિશ્વાસ છે. સંતુષ્ટ હીંદ ઈંગ્લાંડનું સહચારી છે—અસંતુષ્ટ હીંદ ઈંગ્લાંડને ગળે ઘંટીનું પડ છે." એ મંત્ર અંગ્રેજી મુત્સદ્દીઓ સમજે છે. ઈંગ્લાંડને પડખે લોકશાસન આપણે જરૂર પામીશું." પ્રોફેસરે હસીને નાક લુછ્યું. "તમે ભલે હસો. મેં નિશ્ચય કર્યો છે. હું બ્રીટીશ સામ્રાજ્યમાં સમાનતા પ્રાપ્ત કરવાની યોજના ઘડું છું. હું વિપ્લવવાદીઓને પુરો પડીશ. હું તમારા જેવા નિરાશાવાદીને ખોટા પાડીશ હું પુરવાર કરી આપીશ કે હીંદ ને ઈંગ્લાંડની મૈત્રીમાં દૈવી કૃપા છુપાએલી છે."

"દૈવી કૃપા ખરેખર !" પ્રોફેસર મશ્કરીમાં હસ્યા.

"જો જો, મેં વિચાર કર્યો છે. હું હવે બેસી નહીં રહું."

"ઘણું સારું. મુદ્દાઓ સ્પષ્ટ થશે."

"તમારા વિચારોથી મને ઘણું સમજાયું છે."

"Thank you (ઉપકાર થયો)" પ્રોફેસરે કહ્યું.

"ઠીક; હા. ઉભા થતાં નામદારે કહ્યું: "સુદર્શન કરીને મારા મિત્રનો છોકરો ઓક્ટોબરમાં અહીંઆં આવશે. તે વિપ્લવવાદી છે. જરા એને થોડુંક શીખવજો."

"મારું સાંભળે તેને શીખવવા હું તો તૈયાર છું."

"ચાલો માહેબજી! સુલોચના ઉઠ! ઝોકાં ખાય છે શું?"

સુલોચના આંખો ચોળતી ઉઠી ને બાપ દીકરીએ રજા લીધી.

જ્યારે સુલોચના બારણામાંથી અદૃષ્ટ થઈ ત્યારે કાપડીઆને ભાન આવ્યું કે તે એક સુંદર બાલાની હાજરીમાં બે કલાક હતો. તેણે બારીએથી સુલોચનાને ગાડીમાં બેસતાં જોઇ; અને જ્યારે તે પોતાનાં પુસ્તકો તરફ ફર્યો ત્યારે તેના અંતરમાં કંઈક ન સમજાય એવી તૃષા હોય એમ લાગ્યું.

[ આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

---

## કુમારના અનુભવ



[અનુસંધાન પૃષ્ઠ ૨૫૨ થી]

પુરુષોમાં રહ્યા છે–પુરુષોમાં પશુબળ તેમ પશુવૃત્તિ પણ કંઈક વધારે જોવામાં આવે છે. ને આથી એ પણ સ્વીકારવાને તૈયાર છું કે સ્ત્રીઓના સ્વભાવ ધર્મને કૈં વધારે અનુકૂલ છે; જોકે દુનીઆના સૌ મોટા ધર્મ તો પુરુષોએ સ્થાપ્યા છે એ ભુલી જવું ન જોઇએ. છતાં લગ્ન જો સરખે-સરખાંની સોબત હોય–બંને પક્ષ એકબીજાના ગુણને યોગ્ય માન આપી શકતાં હોય તો તેની સામે કૈં વાંધો આવત નહીં. તેથી પદ્મિનીએ જણાવ્યું તે પ્રમાણે લગ્નની સામે ખરેખરી દલીલ તો એકજ રહે છે કે તે સંબંધ સરખાં મિત્રોના જેવો નથી પણ માલીક અને ગુલામના જેવો છે, અને કદાચ તમને જાણીને નવાઇ લાગશે કે હું પુરુષ હોવા છતાં મારું પણ ન પરણવાનું કારણ તેજ છે.

"આમ છતાં પદ્મિનીની માફક મને પુરુષ વર્ગની તરફ ગુસ્સો કે તિરસ્કાર નથી આવતો. ઇતિહાસનો થોડો પણ અભ્યાસ કરતાં માલુમ પડે છે કે એક જમાનામાં જે રીત કુદરતી લાગે છે, તે બીજા જમાનામાં ભયંકર અને ત્રાસદાયક લાગે છે. પશ્ચિમમાં લાખો પુરુષો, સ્ત્રીઓ અને બાળકોને પણ ધર્મના મતભેદને લીધે રીબાવી રીબાવીને મારી નાંખવામાં આવ્યાં છે. આપણા દેશમાં આજ સુધીમાં લાખો સ્ત્રીઓ પતિના શબની સાથે બળીને ભસ્મ થઇ છે. આ વીશે વિચાર કરતાં આજના યુરોપીઅનોને તેમજ આર્યોને કમકમાટી છુટે છે, તોપણ તેથી પહેલાં જન્મેલાં માણસો કુદરતી રીતેજ ક્રૂર હતાં એમ કૈં કહેવાય નહીં. સા તે જમાનાઓના રીવાજનેજ દોષ દે છે. તેજ પ્રમાણે લગ્નને વીશે અત્યાર સુધીમાં જે અનાચાર થયા છે, તે સામે મારું લોહી ઉકળે છે, છતાં પહેલાંના કે આજના લોકોને હું દોષ દેતો નથી. આજે આખી દુનીઆ પશુઓની હિંસામાં પાપ સમજતી નથી. પણ કોઇ દિવસ દુનીઆમાં પશુઓ તરફ પરમ દયાનો જમાનો આવશે–આજે તેની કલ્પના પણ કરી શકાતી નથી–ત્યારે તે આજના લોકોને રાક્ષસી કહેશે તો તે શું યોગ્ય ગણાશે?

"આવી રીતે વિચાર કરતાં જેમ રાગદ્વેષ શમે છે તેમ યુગે યુગે પ્રગતિ કરવાની ફરજ પણ સ્પષ્ટ દેખાય છે. પહેલાંના યુગની રુઢિનો વારસો આપણને મળે તેમાં આપણો દોષ નથી. પણ તે વીશે પાપ જણાયા પછી તેને નબળાઇથી કે નાહીંમતથી એમને એમ રહેવા દેવી એ મને અસહ્ય લાગે છે. લગ્નના રીવાજ વીશે આપણું દીલ જાગ્રત થયું છે, તેથી આપણે તો તેના પર આપણી છાપ પાડવીજ જોઇએ.

"પણ તે કેમ પડાય? કોઇ કહે છે કે સારાં લગ્ન કરી, આદર્શ જીવન ગાળી દુનીઆ આગળ દાખલો બેસાડવો. હું આ વાતનો ઇન્કાર કરું છું. પદ્મિનીએ કહ્યું છે તેમ પુરુષોના તેમજ સ્ત્રીઓના ખમીરમાં જુની ભાવના એટલી ઉંડી પેસી ગઇ છે કે સારામાં સારાં સ્ત્રી પુરુષોના લગ્ન સંબંધમાં પણ તે સૂક્ષ્મરુપે પણ આવ્યા વિના રહેજ નહીં. મારે કબુલ કરવું જોઇએ કે મારા આટલા ઉંચા વિચારો છતાં હું પણ પરણું તો મારાથી પણ અજાણ્યે કે આવેશમાં અત્યાચાર થઇ જાય એવો મને ભય રહે છે. અને કદાચ પત્નીપુજામાં નિમગ્ન થઇ જાઉં તો વળી તેનાથી દોરાઇને મારો સાચો માર્ગ ભુલી જાઉં! તેથી

ઘણો વિચાર કરતાં મારી તો ખાત્રીજ થઇ ગઇ છે કે જેમ અજીર્ણ થયા પછી થોડા ઉપવાસ કરવાથી લાભ છે, તેમ આપણા દેશમાં સદીઓથી લગ્નની અતિશયતા થયા પછી થોડો વખત ઉત્તમ સ્ત્રીપુરુષે એ કુંવારા રહેવામાં તેમને અને સમાજને લાભ છે. તેજ તેમનામાં રહેલા જુના સંસ્કારો પોષણને અભાવે બળીને ભસ્મ થઇ જશે. અને તેઓ વધારે સ્વતંત્ર અને સમતોલ સંબંધ બાંધવાને લાયક થશે.

"આ ઉપરાંત લગ્ન ન કરવામા મારો બીજો પણ એક હેતુ છે. ભવિષ્યના જમાનામાં લગ્ન ગમે તેટલુ પવિત્ર અને દિવ્ય બને તોપણ કેટલેક અંશે તે માનુષી સ્થૂલ ગ્રંથિ તો ગણાશેજ. પણ જે સ્ત્રી અને પુરષની વચ્ચે દિવ્ય લગની લાગી હોય અને જેમના આત્મા અને અંતઃકરણ, જીવન અને કવન કોઇ 'આંતર હેતુ'થી બેલડીએ ઝુકતાં હશે, તેઓ લગ્નની 'બાહ્ય ઉપાધિ'ના શા માટે દરકાર રાખશે? મને આવા સર્વોચ્ચ સહચારની કોઇ કોઇ વખત ઝાંખી થયા છે. તેથી તેને માટે મારો માર્ગ ખુલ્લો રાખવાને લગ્નના કુસંસ્કારથી મારા દીલને કલુષિત ન કરવાને પણ મેં કૌમારવ્રત લીધું છે.

હવે, અંતમાં આપણે નિર્દોષ ભાવે લીધેલું જીવનવ્રત પ્રભુ પાર પાડે એવી પ્રાર્થના કરીને આ સભા હું બરખાસ્ત કરું છું."

૫

આવી કેટલીએ ચર્ચાઓ થઇ ગઇ, અને જોકે બધા શબ્દો ગભીરપણે વપરાતા ન હતા તોપણ મને તેમાંથી સૌના સ્વભાવ અને વિચારનો ઘણો ગાઢ પરિચય થયો.

આમ કેટલાએ મહીના વહી ગયા તે દરમ્યાન નવરાત્ર [illegible] ના ગામડામાં બને તેટલું રખડયો અને ભમ્યો. પણ મારા આનંદનુ ખરું કેંદ્રસ્થાન તો આ ઘર હતું. દરરોજ નવી મશ્કરી ને નવી ગમ્મત. નવા વાતો—ખરી અને કલ્પિત—નવા તરંગો અને હવાઇ સ્વપ્નો કૈંક ને કૈંક તો હોયજ. ઘણે વર્ષે જુના ઉત્સવો નવા ઉત્સાહથી ઉજવ્યા અને નવા કૈંક ઉજવતાં શીખ્યો. દીવાળીમાં મેં બધાંના પર ફટાકડા ફેંકીને બહુ હેરાન કર્યાં હતાં તેના બદલામાં એવ્રીફુલને દિવસે મારા બીછાનામાં ચારે પાયથી રસીથી બંધાયો અને હોળીને દિવસે પીચકારીથી રંગાયો. એક દિવસ ઘરની પાસેનાં ગરીબ છોકરાંની પાસે શરત કરાવી ઇનામ આપ્યાં બીજે દિવસે અમે સૌએ એક ગામના આંબાવાડીઆમાં આખો દિવસ મોજ કરી અને મીજબાની ઉડાવી.

છેવટે મારો તંબુ ઉપાડવાનો મેં નિશ્ચય કર્યો એટલે મારા સ્વભાવ પ્રમાણે મારું મન પાછું બહારના જીવનમાંથી અંતરમાં વધારે વળવા લાગ્યું. નવા અનુભવનું ફરીફરીને સ્મરણ કરવા માંડયું, તેનાથી થએલી અસરનો કયાસ કરવા લાગ્યો અને હવે મારું ભવિષ્ય કેવું થશે તેની કલ્પના કરવા લાગ્યો. છેલ્લો વિચાર કરતાં જરા ઉદાસ થયા વગર ન રહે યું. આવી કૈંક કૈંક દશામાં બહારથી ફરીને એક દિવસ સાંજે ઘેર આવ્યો ત્યારે બાળમંડળ ઉપરની ઓરડીમાં જામેલું હતું. માત્ર શિરીષ આરામખુરસીમાં બેસીને વાંચતો હતો. કુમારીઓ ગાદી ઉપર અને આસપાસ બેસીને ધીમેથી વાતો કરતી હતી અને ચંદ્ર અને કલ્લોલ કુસ્તી કરતા હતા. મારે થોડાજ દિવસ રહેવાનું હતું તેથી મારો ભાવ સહજ વધ્યો હતો, એટલે મને તરતજ ગાદી પર [illegible]

શેતરંજી પર લંબાય. ચંદ્ર આખા ચક્રની વચ્ચે સમાવા ગયો તેને સૌએ મારીને ગબડવી પાડ્યો એટલે તે મારી પછળ તકીઆ પર બેઠો.

"કેમ હમણાં હમણાં કૈં ઉદાસ જણાઓ છો?" પદ્મિનીએ પુછ્યું.

"મને પણ એમ લાગતું હતું." કમલિની બોલી. અને સૌએ "મને પણ," "મને પણ," એમ ચલાવ્યું.

"તમારી બધાંની માયા લાગી છે એટલે જવાનું નથી ગમતું." હું ગંભીર થઇને બોલ્યો.

"ત્યારે રહી જાઓ. અહીંઆં વકીલાત કરજો." પદ્મિનીએ સુચવ્યું.

"એ તો ઠીક, પણ હું હમણાં ફરવા ગયો હતો ત્યારથી મને કોણ જાણે એ વિચાર આવ્યાં કરે કે આપણે બધાં દસ બાર વર્ષ પછી કયાં હોઇશું, અને શું કરતા હોઇશું?'

"ખાતાં, પીતાં અને ખેલતાં હોઇશું" ચંદ્ર બબડી ઉઠ્યો.

"આજે તોફાન નથી કરવાનું સમજ્યો કે; નહીં તો ખખડાવીશું" પદ્મિનીએ શાસક સ્વરે કહ્યું.

આથી નરમ પડ્યો હોય તેમ ચંદ્રે તકીઆ પરજ લંબાવ્યું.

પછી કમલિની બોલીઃ "તમારો સવાલ તો ઘણોજ સરસ છે આપણે આવો વિચાર કેમ નહીં કરતાં હોઇએ?"

"તેં નહીં કર્યો હોય. મેં તો બરાબર કર્યો છે" નલિની બોલી.

"કહે જોઇએ!" સૌએ કહ્યું.

"હું એકલી શાની કહું—તમારી બનવાને. બધાં કહેતાં હોય તો હુંએ કહીશ." નલિની બોલી.

"સૌએ વારાફરતી જવાબ આપવો, પણ પહેલી તુંજ બોલ" પદ્મિનીએ ફરમાવ્યું.

"હું તો મેટ્રીક થઇને પછી દીલ્હીની કોલેજમાં ડાક્ટર થઇશ" નલિની બોલી.

"કમાઇને મોજ કરવાને?" કમલિનીએ પુછ્યું.

"નહીંજ. હું તો કોઇ નાના ગામમાં સ્ત્રીઓ અને બાળકોનું દવાખાનું અને હસ્પીતાલ કાઢીશ, ને ગામડે ફરીને લોકોને દવા આપીશ."

"તું તો નર્સ થવાની હતીને?" ચંદ્રે પુછ્યું.

"નર્સના કરતાં ડાકતરનો દરજ્જો ચઢીઆતો, એટલુંએ સમજતો નથી? વળી નર્સ થાઉં તો ગમે તે હસ્પીતાલમાં ગંદા પુરુષોની પણ સારવાર કરવી પડે, પણ મારે તો ફક્ત સ્ત્રીઓનીજ સેવા કરવી છે."

"પણ આમાં તો પૈસા કમાવાને બદલે ખર્ચવા પડશે તેનો વિચાર કર્યો?" મેં પુછ્યું.

નલિની જરા ગુંચવાઇ "પૈસા......પૈસા તો બાપુ (પિતા) આપશે; નહીં તો ઉઘરાવીશું. તમારા જેવા બધા શું કરવાના છે?"

"પણ બીજાના પૈસાથી કામ કરશો તો બહુજ સાદાઇથી રહેવું પડશે."

"તે તો અમે બધાએ સાદાઇથીજ રહેવાના છીએ. અમે પેલી......ની માફક કૈં રોફ મારી ચળકવા કે ચમકવા નથી માગતાં" પદ્મિનીએ સૌનો માર્ગ સરળ કર્યો. પછી બોલીઃ "કમલિની હવે તું બોલ."

"હું તો બી. એ. થઇ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરવા અમેરીકા જઇશ. અને પછી એક સારા મઝના ગામડામાં નાના છોકરાં છોકરીઓની નીશાળ અને બોર્ડીંગ ચલાવીશ. મારો નાનો સરખો બંગલો, તેની આસપાસ બાગ, પાસે પાસે નીશાળ અને બોર્ડીંગનાં

સાદાં સુઘડ મકાન અને તેની વાડીઓ, અને તે બધું ગજાવી મુકતાં નિર્દોષ બાળકોનો કીલકીલાટ એ બધું તો અત્યારથીજ મારી આંખ આગળ તર્યાં કરે છે."

"ત્યારે એમ કહેને કે અમેરીકા સુધી ભણી આવીને છેવટ ગામડાની મહેતીજી થશે." ચંદ્ર બોલ્યો.

"મહેતીજી ! એટલે તું શું સમજે છે ?" પછી તે મારી સામે જોઇને બોલી:

"તમે નથી માનતા કે આપણા દેશની ઉન્નતિનો ખરો આધારજ ગામડાંના આવા શિક્ષકો અને શિક્ષિકાઓ પર રહેલો છે ?"

"મને તો તારો વિચાર બહુજ ગમે છે" મેં ઉત્તેજન આપ્યું.

"વળી હું તો એ પણ માનું છું કે નાના બાળકોની કેળવણી મોટે ભાગે સ્ત્રીઓના હાથમાંજ હોવી જોઇએ પુરુષોને તે આ કામ બરાબર આવડે ?"

"એ પણ કબુલ"

"અને ગામડામાં રહેતાં હોઇએ તો ત્યાંની સ્ત્રીઓના–અને કોઇક પુરુષોના સંબંધમાં અવાય અને સૌને થોડાં ઘણાં સુધારી શકાય."

"તુંજ સુધરજેને એટલે બહુ છે. ચાલ સરિતા હવે તું બોલ." ચંદ્રે હુકમ કર્યો.

"તારે પણ જવાબ આપવો પડશે બહુ રોફ મારે છે તે ?" સરિતાએ જરા ચીઢાઇને કહ્યું.

"હું તો તમારા સૌના કરતાં ક્યારનોએ તૈયાર છું."

પછી સરિતા બહુજ ધીમેથી બોલી: "મેં કંઇ બહુ વિચાર નથી કર્યો, પણ એટલું તો નક્કીજ કે હું નથી ચલાવવાની નીશાળ કે દવાખાનું. એવા બધા કામમાં તો લોકોની સાથે બહુ ભળવું પડે–તેમને ઘેર જઇને પૈસા પણ ભેગા કરવા પડે–કોઇ આપે તો કોઇ એ ટુંકારા પણ કરે. આ કંઇ મારાથી સહન થાય નહીં. તેથી મને તો એમ લાગે છે કે હું ભણાશે તેટલુ ભણીને આ બધાં જ્યાં કામ કરતાં હશે, ત્યાં ફાવશે ત્યારે ફરીશ, અલગ રહીને બધું જોઇશ, ખાસ કરીને કવિતાની અને ભક્તિની ચોપડીઓ વાંચીશ, આવડશે તો કંઇક લખીશ, અને મધુકરની માફક સર્વ સ્થળેથી સાર ગ્રહણ કરી એકલી એકલી ગુંજારવ કરીશ. મારા ગાનમાં અને ધ્યાનમાંજ નિરંતર ગુલતાન રહીશ."

"પણ તું તો ભગવું પહેરીને સંન્યાસિની થવાની હતી ને ?"

"બસ કર. પણ હવે તું શું ડહોળવાનો છે તેજ કહે ને ?" પદ્મિનીએ પુછ્યું.

"હું ?" ચંદ્ર બેઠો થઇને રોફથી બોલ્યો: "હું તો મુંબાઇની મેડીકલ કોલેજમાં ફર્સ્ટ ક્લાસમાં પાસ થઇશ—"

"અહીંઆં તો નંબર નીચો રહે છે, અને અત્યારથી વર્ગની વાત કરતાં શરમાતો નથી ?" કમલિનીએ ટાંણો માર્યો.

"તેમાં શું ? વચમાં ન બોલ. પછી વીલાયતમાં પણ ઉંચી ડીગ્રી લઇશ અને પછી મુંબાઇમાં પાટીઉં મારી મોટો દાક્ટર થઇશ. અને મોટી મોટર રાખી મઝા કરીશ."

"કેટલો બધો સ્વાર્થી–મેલો !" સરિતા બોલી.

"છે તો 'ઢ' જેવો અને પાછો વીલાયત ઘોળી આવીને મોટર રાખવી છે !" કમલિનીથી પણ ન રહેવાયું.

"એ તો મુરખોજ છે. ચાલ હવે પદ્મિની તું બોલ."

"મારે તો સાયન્સ ખુબ ભણવું છે કારણ કે હું તો તેમાંજ આપણા દેશનું ખરું ભવિષ્ય જોઉં છું."

"સાયન્સ તો ઘણાએ ઠેઠ વીલાયત સુધી જઇને ભણીને આવ્યા; અને ન પોતે કમાયા કે ન દેશને લાભ થયો" હું બોલ્યો

"પણ અત્યાર સુધી પુરુષોજ સાયન્સ શીખ્યા છે અને તે વળી કમાવાને. હું તો જીવનને સ્વચ્છ, સુઘડ અને તંદુરસ્ત બનાવવાને, ગામડાંની અને શહેરોની રહેણીકરણી અને સુખાકારી સુધારવાનેજ માટે સાયન્સ ઉપયોગી ગણું છું. અને આ કામ તો સ્ત્રીઓજ બરાબર કરી શકે કારણ કે ખોરાક, કપડાં, સરસામાન અને એકંદર ઘરના જીવનનો ખ્યાલ સ્ત્રીઓનેજ હોઇ શકે."

"પણ તું એકલી ભણીને શું કરશે?" મેં પુછ્યું.

"હું જર્મની જઇને પુરો અભ્યાસ કરીશ. પાછી આવીને હોંશીઆર છોકરીઓને સાયન્સનું શાસ્ત્રીય તેમજ ઘરગથ્થુ જ્ઞાન આપવા ને કોલેજ કાઢીશ. એવી અનેક કુમારિકાઓ ભણી નીકળશે, તેમનું સાલ્વેશન આર્મીના જેવું મોટું મંડળ સ્થાપીશ–અને તેની મારફત ગુજરાતને શહેરે શહેરે અને ગામડે ગામડે નવું ચેતન પ્રકટાવીશ."

"જો પદ્મિની આવી કોલેજ કાઢશે તો હું જરુર તેમાં પ્રોફેસર થઇશ. નહીં તો પછી બીજી કોઇ રાષ્ટ્રીય કોલેજમાં. પણ સ્ત્રીઓના મંડળની અને ગામગામડે નવા ચેતનની વાતો તો મને શેખચલ્લીના જેવી લાગે છે." શિરીષ ઓચીંતો બોલી ઉઠયો.

"તમે એક વાર કોલેજમાંથી મને છુટી કરજો ને પછી મારો સપાટો જોઇ લેજો." પદ્મિની ગુમાનથી બોલી.

"પણ હાલ તમારી હાઇસ્કુલનાજ ઉચા ધોરણમાં કેટલી છોકરીઓ હોય છે તે જાણો છો?" મેં તપાસ શરુ કરી.

"બે કે ત્રણ."

"તો પછી કોલેજમાં કેટલી આવશે?"

"હું ભણી આવું ત્યાં સુધીનાં કે નહીં વધે?"

"ધારો કે બમણી થાય અને તેમાંથી અડધી કોલેજમાં આવે તો પણ દર વર્ષે ત્રણ કોલેજમાં આવે, તેમાંથી બે પરણી જાય અને તમારા મહામંડળને માટે દર વરસે એક કુમારી બચે!"

પદ્મિની જરા ઠંડી પડી. "તે ... છોકરીઓ ન આવે તેમાં કે અમારો વાંક?"

"તે હું કયાં કહું છું? હું તો એટલુંજ બતાવવા માગું છું કે તું ધારે છે એટલી સપાટાબંધ સ્ત્રીઓની કે દેશની ગાડી ચાલવાની નથી."

"ઠીક હવે, પણ તમે શું કરવાના છો તે તો કહો!"

"મારે તો નવું કરવાનું છેજ નહીં. દસ વરસે થોડા વાળ વધારે ધોળા થશે–જરા વધારે ઘરડો દેખાઇશ–મુંબાઇમાં રહું છું તેને બદલે કદાચ પાસેના કોઇ સબર્બમાં બગલો રાખી રહીશ–વકીલાતથી કંટાળીશ ત્યારે દેશમાં રખડીશ અને ખીસું ખાલી થશે ત્યારે પાછો અસીલોને લુંટીશ–આ મારા જીવનનું રહસ્ય સમજવું."

"આવી જીંદગી તે કેમ ગમે?" પદ્મિનીએ સહેજ દયાભાવથી કહ્યું.

"ત્યારે બીજું શું કરું?"

"અમારી માફક મેદાનમાં કેમ પડતા નથી?"

"એટલે શું કસરત શીખવા માંડું?"

"ના, એમ નહીં. કે સદનમાં ઝંપલાવો, કે સુધારાનું કામ ઉપાડો, કે સરસ ચોપડી લખો."

"તે તો થોડું થોડું કરવાનોજ. જ્યારે રખડવા નીકળું છું ત્યારે સૌ સારા કામમાં મદદ તો કરુંજ છું! તેમ તમે બધાં આજે ફેંકો છો તેવું કૈં કરશો તો તમનેએ પહેલો મદદ કરીશ–છેક સાધુ થવાનું કોઇ દિવસ મન થશે તો વળી તમારા કોઇના રાજ્યમાં કોઇ ગામડે ગોઠવાઇ જઇશ અને ત્યાં બેસીને મારી મુસાફરી અને અનુભવની ચોપડીઓ પણ ચીતરીશ."

"ખરેખર, તમારે તો એવુંજ કૈં કરવું જોઇએ. મારી કોલેજ કાઢીશ ત્યારે તમને બોલાવીશ" પદ્મિની બોલી.

"મારી નીશાળમાં આવજો" કમલિનીએ આમંત્રણ આપ્યું.

"મારી ઇસ્પીતાલની વ્યવસ્થા કરજો" નલિનીએ પણ નોતરું આપ્યું.

"મારા દવાખાનાના કંપાઉન્ડર થજો" ચંદ્રને પણ બોલ્યા વિના નજ ચાલ્યું.

તે તરફ ધ્યાન આપ્યા વિના દૂર નજર નાખી સ્વપ્નમાં હોઉં તેમ હું બોલ્યો: "પદ્મિની! સામે આકાશમાં નક્ષત્રો અને તારા ચળકતા દેખાય છે?"

"હાસ્તો" જરા ધ્યાનની અસર થતી હોય તેમ તે બોલી.

"અત્યારે આ બધાં ગોઠવાયાં છે તેમજ સવારે પણ દેખાશે?"

"નહીંજ વળી; દરેકની જુદી જુદી ગતિ. કોઇ ક્યાં જશે અને કોઇ ક્યાં."

"આ સંસારના માનવીનું પણ એવુંજ સમજવું. આપણે ઘણુંએ એમ ધારીએ કે અમુક સંગ તો તુટેજ નહીં, પણ કાળની ગતિ ન્યારીજ છે."

સૌનાં ચિત્ત ઉંડા અનંત આકાશ પર–તેમાં ચળકતા તારકગણ પર–તેનીજ માફક મગજમાં ચમકતાં ભવિષ્યનાં સ્વપ્ન ઉપર ફરવા લાગ્યાં. સૌ ક્ષણભર વિચારમાં લીન થયાં–સૌના દીલ પર ભરપુર શાંતિ છવાઇ રહી–સૌના આત્મા અનંતમાં એકતાન થયા. એટલામાં જમવાનો વખત થયો એટલે અમે સચેત થઇને વીખરાયાં.

આ પછી ત્રીજે દિવસે સંધ્યાકાળે હું મુંબાઇ જવા નીકળ્યો. પ્રોફેસર અને દેવીને પ્રણામ કર્યાં અને રજા લીધી.

સમગ્ર બાલમંડળ મને વીદાય આપવાને બંગલાના બારણામાં આવી ઉભું. મને જરા ખિન્ન જોઇને સૈનાં દીલ જરા દયાથી પીગળ્યાં. પાસે ચંદ્ર ઉભો હતો તેના ખભા પર મેં હાથ મુક્યો, બીજો હાથ કલ્લોલે પકડ્યો.

"હવે ગયા આજે, કાલે જજો." કમલિની જરાક મજાકમાં બોલી.

"એ કેમ ચાલે? મારો સામાન પણ ગાડીમાં ગોઠવાઇ ગયો."

"કોઇ દિવસ ન ગમે ત્યારે અમને કાગળ લખજો" નલિનીએ સલાહ આપી.

"તમે કોઇ જવાબ આપશો તો લખ્યાં કરીશ."

"જવાબ તો જરુર આપીશું." પદ્મિની પણ બોલી.

આમ વાત કરતાં અમે બાગના દરવાજા આગળ આવી પહોંચ્યાં.

"ચાલો ત્યારે સાહેબજી."

"સાહેબજી, સાહેબજી" ના પોકાર થયા. છેવટે સૈની સાથે હાથ મીલાવ્યા. ચંદ્રનો છોડેજ નહીં, તેને જરા જોરથી નમાવ્યો. કલ્લોલને ઉંચકીને ખુબ દબાવ્યો. ગાડીમાં બેસતો હતો એટલે ફરીથી કેટલીએ મહીને સૌની એકત્ર નયનજ્યોત મારા પર વરસી. પહેલે દિવસે તેમાં ગર્વનો તનમનાટ

હતો. તેથી દૂર જઇ બચી ગયો હતો. આજે તેમાં સ્નેહનાં અમી હતાં, તેથી તે મેં આનંદથી ઝીલ્યાં–તે મારી રગેરગમાં પ્રસર્યાં–અને અંતરના ઉંડાં ઉંડાં સદાકાળને માટે સંઘર્યાં.

હું ગાડીમાં બેઠો. તે સ્ટેશન પર ચાલી. બજારમાં એક ઉંચી ગણાતી ન્યાતનો વરઘોડો મળ્યો. સ્ત્રીઓએ ભારે કસબી અને પારદર્શક કપડાં પહેરેલાં–અંગેઅંગ સોનારુપાના ભારથી લાદેલાં હતાં–આંખો કાજળથી ખુબ અંકાએલી હતી. નાની કુમારીઓ અને પ્રૌઢ સ્ત્રીઓ, સૌના ચહેરા ઉપર ક્ષુદ્ર વાસના અને સંસારી ભાવ અંકાએલા હતા. સૌ ચીસ પાડીને કર્કશ સ્વરે કઠોર ગીત ગાતાં હતાં. મને વિચાર આવ્યોઃ "ક્યાં આ–ક્યાં એ ?" ઘણે વ્હીને કોઇ સુંદર સ્વપ્નમાંથી જાગ્યો હોઉં એમ લાગ્યું. આવી સાદી ને સંસ્કારી, સાત્વિક ને સુંદર કુમારીઓ આપણા કુટિલ સંસારમાં કેમ હોઇ શકે ને તેમની ફોરમથી આપણું સમાજજીવન કેટલું સુગંધી ને સુઘડ બનશે તે વીશે અસંખ્ય કલ્પનાઓ કરતો કરતો હું મુંબાઇ તરફ વીદાય થયો.



# એમેચ્યુઅર સીપાઇ



[ અનુસંધાન પૃષ્ઠ ૨૫૫ થી ]

હસ્યા. "આપણે આવા ત્રણ ત્રણ મુછાળા મળ્યા ને એક પઠાણને ન પહોંચીએ ? થઇ રહ્યું ને ત્યારે તો ! આપણે બધી વાતે પછાત રહીએ છીએ એનું કારણ આ આટલુંજ. મુળ હીંમતજ નહીં."

"પણ જો બેત્રણ પઠાણો સામા મળે તો ?" નવીનચંદ્રે મારો પ્રશ્ન સુધાર્યો.

"તો પણ શું ? તરતજ સીસોટી વગાડી આપણે આપણી બીજી ટુકડીને બોલાવીએ." હર્ષદરાય બોલ્યા: "અને પછી વધીજ શું આવે ? પઠાણો પણ માણસજ હોય છે, કૈં રાક્ષસ તો નથી કે આટલું ગભરાવાનું. પણ ભાઇ નવીનચંદ્ર!" હર્ષદરાય એકદમ ગંભીર થઇ બોલ્યા: "હું તમને એટલું કહી રાખું છું કે જો પઠાણ કે કોઇ મળે, તો તમે મારો આકળો સ્વભાવ જરા સંભાળી લેજો હોં. હું એ મારી ખામી સારી રીતે સમજું છું, અને એ વખતે શાંતિથી કામ લેવું જોઇએ એ પણ ખરું, પણ મારો સ્વભાવ તો તમે જાણો છોને ? એકવાર ગુસ્સે થયો તો પછી મારા હાથની વાત રહેતી નથી. માટે તમને કહી રાખું છું કે કૈં મારફાડ કરી બેસું એની પહેલાં મને સંભાળી લેજો."

પુરા એંસી રતલનું વજન, અને સોટી જેવું જાડું શરીર છતાં હર્ષદરાયનાં ઉપલાં વાક્યો સાંભળી મને અને નવીનને તો એટલું હસવું આવ્યું, પણ હર્ષદરાય અમારાથી ઉંમરમાં ઘણા મોટા રહ્યા એટલે કહેવાય પણ શું ? –જો કે મઝા તો બહુ પડી.

"ના, ના; તમે બીલકુલ નચીંત રહો." મેં બનાવ્યા "એ જો વળી કૈં મારફાડ ન કરી બેસતા. એમ કરવાથી તો આપણે ઉલટા કાયદાની બારીકીમાં આવી જઇએ અને ખરા છતાં ખોટામાં ઠરીએ. ભાઇ! સ્વભાવ તો શાંત રાખવો જોઇએ. હવે તો ગાંધીયુગ ચાલે છેને!"

આમ ઠંડા પહોરનાં ગપ્પાં ચાલતાં હતાં ત્યાં તો દૂરથી અમે એક મોટર આવતી જોઇ.

"હં સંભાળજો. આપણે એ મોટરને અટકાવી તપાસ કરીશું." મેં કહ્યું.

"જવા દોને! મારા સાહેબ!" હર્ષદરાયે સલાહ આપી "હજી તો કૈં એ મોટરનો વખત થયો નથી. પેલી તો બરોબર બે વાગેજ આવે છે."

અમને તકરારનો વખત ન હતો. મોટર તો પાસે આવતી ગઇ, એટલે અમે તે અટકાવવા કૃતનિશ્ચય બન્યા.

"ઉભા રહો હોં. હું હમણાં આવું છું." એમ કહી હર્ષદરાય ત્યાંથી ચાલ્યા ગયા.

મેં અને નવીનચંદ્રે મોટરવાળાને મોટર ઉભી રાખવા કહ્યું. કાર ધીમી પડી. ઉભી રહી. કોઇ સાહેબ અને મડમ જુહુ તરફ જતાં હતાં એમ ખુલાસો મળ્યો.

તેમને આમ અટકાવવા માટે મેં માફી ચાહી. સાહેબ પણ પુરા વિનયી હતા. તે હસ્યા અને કહ્યું: "કૈં નહીં. એમાં શું ? અમે જરા મોડાજ છીએ. વળી તમારે તો તમારી ફરજ બજાવવીજ જોઇએને ?"

મેં ફરીથી એમની ક્ષમા ચાહી અને કાર ઉપડી.

"કેમ મેં નહોતું કહ્યું કે મોટરકારને અટકાવવી નકામી હતી ?" હર્ષદરાય હસતાં હસતાં બોલ્યા. એમનું તો જાણે હવે ચઢી વાગ્યું: "હું તો પહેલેથીજ જાણતો હતો. તમે જરા વધારે બીક રાખી ફરો છો. વિનોદકાંત!" હર્ષદભાઇએ ટકોર કરી:

મોટર અટકાવતી વખતે બીક તો કોને લાગી હતી એ સમજનારા સમજતા હતા પણ મારી પર આવો આક્ષેપ મુકાયો એ મને ન ગમ્યું. એટલે મેં કહ્યું: "ના, બીક તો કંઈ નહીં, પણ આપણે જ્યારે રાઉંડ ફરીએ છીએ ત્યારે ચોકકસ રહેવામાં અને સાવચેતીથી કામ કરવામાં કંઈ ખોટું નહીં. કામ કરવું તો પછી સારી રીતેજ કરવું જોઇએ."

આ પછી અમે બીજી ત્રીજી વાતો કરતા અમારી રાઉંડ ફરતા હતા ત્યાં તો "મુવા હાર......ઓ...બાપરે......" ની બુમ દૂરથી સાંભળી અમે ચોંકયા.

"અવાજ તો પાનાચંદ શેઠના બંગલા તરફથી છે. ખરુને?" મેં પુછ્યું.

"હા, મને તો અવાજ પણ શેઠનોજ લાગે છે." નવીનચંદ્રે કહ્યું.

"ઓ ભગવાન...હવે તો થઇ ચુકયું." ફરી પણ શેઠનોજ અવાજ સંભળાયો. નવીનની શંકા ખરી હતી. ત્યાં શું હશે?

અમે ઉતાવળા એ તરફ જતા હતા ત્યાં તો થોડે દૂર ખેતરોમાં એક આકૃતિ દોડી જતી, અંધારું છતાં પણ હું સ્પષ્ટ જોઇ શકયો.

"જો...જો...નવીન!" મેં તે નવીનને દેખાડતાં કહ્યું: "પેલો કોઇક નાસી જાય છે. તું અને હર્ષદરાય શેઠને બંગલે પહોંચો ને હું એ હરામખોરની પાછળ પડું છું."

"અરે! પણ હર્ષદભાઇ કયાં?" નવીને સવિસ્મય પુછ્યું.

"રહી ગયા હશે પાછળ, તે આવતા હશે. કદાચ બુમ સાંભળી આપણી પહેલાંજ એ શેઠને બંગલે પહોંચ્યા હશે. તું તો જા." એમ કહી હું પણ તે નાસી જતી આકૃતિ પાછળ દોડ્યો. વધારે રોકાઉં તો પેલા ચોરને હું શી રીતે પકડી શકું? અને ટોળીમાંના એવા એકને પણ જો પકડી શકાય તો પછી તો આખી ટોળી હાથમાં આવે અને રોજના ત્રાસમાંથી છુટીએ. ગમે તેમ કરી એને તો પકડવોજ જોઇએ.

અમારી વચ્ચે અંતર ઓછું ને ઓછું થતું ગયું અને જ્યારે એ મારો અવાજ સાંભળી શકે એટલા પાસે અમે આવ્યા ત્યારે મેં બુમ પાડી: "ખડા રહો! કોન હૈ?"

તે કોઇ ચોરજ હતો એની મને ખાતરી થઇ ગઇ, કારણ મારો અવાજ સાંભળી એના તો શાન રમી રહ્યા અને તે વધારે ત્વરાથી દોડવા લાગ્યો.

તે હવે ખેતરોમાં વાંકાચુકા રસ્તા લેતો હતો. અંધારું પણ વધારે હતું એટલે ઘડીમાં દેખાતો તો ઘડીમાં મારી નજર બહાર નીકળી જતો. છતાં હું તો એની દિશામાં દોડતા લાગ્યો. પછી તો છેકજ નજર બહાર થઇ ગયો. એ કઇ તરફ ગયો હશે એ વીચારવા હું જરા ઉભો રહ્યો અને ત્યાં તો પાસેના પાણીના ખાબોચીઆમાં કંઇક ધબાકો સાંભળી હું ત્યાં પહોંચ્યો.

"મારફાડ મત કરના ભાઇ" મને જોઇ ઉતાવળથી પાણીના ખાબોચીઆમાંથી નીકળવાનાં ફાંફાં મારતા હર્ષદરાયનો ગભરાટ ભરેલો અવાજ સાંભળી હું તો વિસ્મયથી આભોજ બની રહ્યો.

"અરે હર્ષદભાઇ! તમે હતા? ભલા માણસ" મેં કહ્યું; ચીડ તો એવી ચઢી કે ન પુછો વાત. મને એમજ થયું કે આટલો વખત મેં નકામો ખોયો તે દરમ્યાન બીચારા પાનાચંદ શેઠનું શું થયું હશે? ઇશ્વર બીચારાને બચાવે!

હર્ષદરાયને કંઇ પણ કહેવું નકામુંજ હતું છતાં મારાથી રહેવાયું નહીં. એટલે મેં કહ્યું:

"પણ તમને ઉભા રહેવાનું કહ્યું છતાં પણ કેમ ના પાડી?"

"મને વહેમ હતો કે મારી પાછળ પઠાણુજ દોડે છે." હર્ષદરાયે ખુલાસો કર્યો: "તેમાં તમે હીંદુસ્તાનીમાં બોલ્યા એટલે મારો વહેમ દ્રઢતર થયો. મારા સાહેબ! ગુજરાતીમાં ભસી મરતાં શું થતું હતું?" હવે તે મારી પર ચીઢાયા. સામો મનેજ દોષ દેવા લાગ્યા.

"પણ તમે મારો અવાજ વર્તી ન શક્યા?" મેં ગુસ્સો દબાવી પુછ્યું.

"તમે પણ કેવી ચક્રમ્ જેવી વાતો કરો છો?" વળી હર્ષદરાય ગુસ્સે થયા; "દોડતાં દોડતાં તે લોકો અવાજ સાંભળવા અથવા તો તે કોનો છે એનો વિચાર કરતા હશે? અને આમ વિચાર કરવા બેસે તે દરમ્યાન તો જો પઠાણ પાછળ પડયો હોય તો છરો ભોકી ચાલ્યો જાય, અને પછી સ્વર્ગમાંજ કોનો અવાજ હતો એ નિર્ણય કરવાનો પુરતો વખત મળે."

હવે ત્યાં વધારે ઉભા રહેવામાં કે હર્ષદરાય સાથે દલીલ કરવામાં સાર ન હતો, જેથી હું તો ઉતાવળો પાનાચંદને બંગલે પહોંચ્યો.

હું ત્યાં પહોંચ્યો ત્યારે તો શેઠના બંગલા આગળ મોટું ટોળું ભેગુ થઇ ગયું હતું. પણ હજી અંદર કેમ કોઇ ગયા નહીં હોય? મને નવાઇ લાગી.

પાનાચંદ શેઠનું બારણું બંધ હતું. "ચાલો અંદર તો જઇએ" હું અધીરો બન્યો, કેમ તમે બધા હજી અહીંજ રોકાયા છો?" મેં પુછ્યું.

"પોલીસ સીપાઇ કોઇકની રીવોલ્વર મેળવવા ગયો છે. એ આવે એટલે જઇએ" ખુલાસો મળ્યો.

"ઓ ભગવાન હવે તો તારું શરણ છે." અંદરથી વિજયાબ્હેનનો ગભરાએલો સ્વર સંભળાયો...અને સાથેજ કાનને વીંધી નાખે એવી કારમી ચીસો સાંભળી અમે બહાર થથરીજ રહ્યા.

"રીવોલ્વર તો આવે ત્યારે. અરે ભગવાન! અંદર ખુનામરકી ચાલે અને આપણે આટલા બધા આમ વાટ જોઇ રહીએ? ગમે તે થાય, ચાલો આપણે અંદર." મેં સુચવ્યું.

બધા જોઇજ રહ્યા. હું ઉશ્કેરાયો હતો એટલે આગળ જઇ બારણું ઠોક્યું. પછી તો બધાજ સામેલ થયા.

"બારણું ખોલો. એકદમ ખોલો!" એમ પોકાર્યું છતાં બારણું તો નજ ઉઘડ્યું. અમે વધુ ઉશ્કેરાયા અને હવે બારણું ન ઉઘડે તો તે ફાડીને પણ અંદર જવાનો અમે નિશ્ચય કરી લીધો.

"ગભરાશો નહીં પાનાચંદ શેઠ! અમે છીએ. અમારી પાસે હવે રીવોલ્વર પણ છે. પોલીસ સીપાઇ પણ આવી ગયો છે. બારણું ખોલો. ઇશ્વર બધુ સારું કરશે" મેં પાનાચંદ શેઠને હીંમત આપવા કહ્યું.

"કોણ વિનોદરાય તમે?" પાનાચંદ શેઠે મારો અવાજ પીછાન્યો. "કેમ શું છે?" સામો પ્રશ્ન પુછાયો

"પણ બારણું તો ખોલો" હું ચીઢાયો. તરતજ બારણું ઉઘડયું અને ઉશ્કેરાએલા અમે બધા પઠાણોની શોધમાં અંદર ધસ્યા.

આ જોઇ પાનાચંદ શેઠ તો આભાજ બની રહ્યા, ગભરાઇ ગયા. "ઓ બાપરે......પણ છે શું તે કોઇ કહેશો?" આટલું કહી માથે હાથ દઇ તે ફસડાઇ પડયા.

ફરી વિજયાબ્હેનની પેલી ભયંકર ચીસ સાંભળી અમે એ તરફ ગયા. બીકથી તેમને હીસ્ટીરીઆની ફીટ આવી ગંઇ હતી.

પાનાચંદ પણ ગભરાએલા ઉશ્કેરાએલા અમારી તરફ આવ્યા.

"પણ છે શું તે તો કોઇ સમજાવો ?" ગભરાએલે સ્વરે શેઠ પુછવા લાગ્યા.

"શેઠ! જરા ધીરજ રાખો." મેં કહ્યું; "હવે તો આપણે આટલા બધા છીએ. કહો શું હતું? પઠાણ ક્યાં નાઠા? ચોર કયાં છે ?"

"હેં શું પઠાણ!—ચોર! ઓ બાપ રે! મારા ઘરમાં! કયાં દીઠા તમે તેમને ?" ફાટેલે ડોળે શેઠ મને જોઇ રહ્યા.

પાનાચંદ શેઠ એકદમ નરમ પ્રકૃતિના હતા પણ આવા બીકણ હશે તે તો આજેજ જાણ્યું.

મેં તેમને માંડમાંડ ધીરા પાડયા. અને પછી નીરાંતે પુછ્યું. "શેઠ થોડા વખત પહેલાં તમે 'મુઆ હાર' 'ઓ......બાપરે' વગેરે ગભરાટની બુમો પાડી હતી ને અમે રાઉંડ ફરતા હતા તેથી તમારી બુમો સાંભળીને અહીં દોડી આવ્યા; કહો શું હતું? હવે તો ગભરાવાનું કંઇ કારણ નથી ને ?"

અહો... એટલાજ માટે તમે આ ધમાલ મચાવી મુકી! કેવા બધા અક્કલ વગરના છો!" શેઠ બોલ્યા. ગભરાટનાં ચિન્હ હવે તેમના વદન પર નહોતાં.

"અમને તો કંઇજ સમજ ન પડી કે શેઠ શું કહેવા માગતા હતા. અમે વધારે મુંઝાયા અને ખુલાસા માટે શેઠ સામે જોઇ રહ્યા. "શેઠ શું હતું!" મેં પુછ્યું.

"કંઇ નહીં રે. તમે કાગનો વાઘ કરી મુકયો." શેઠે ખુલાસો કર્યો. "એ તો હું અને આ બીજાક રમતાં હતાં તેમાં એણે પાંચસો, પંદરસો અને પીસ્તાળીસસો સપાટામાં બઇ નાખ્યા. હું જીતી શકું એમ ન લાગ્યું તેથી મેં કહ્યું કે 'મુઆ હાર, હવે બાજી હાથમાંથી ગઇ.' શાંત વાતાવરણ એટલે કદાચ તમે મારી બુમ સાંભળી હશે. પણ કંઇ એવી જોરથી બુમો નહોતી પાડી." શેઠે ઠંડે પેટે જવાબ આપ્યો. "તમે બધા નકામા ગભરાઇ ગયા. પણ માફ કરજો...આવી મોડી રાત્રે......"

મેં એમનો વિવેક અટકાવી ગુસ્સે થઇ જઇ પુછ્યું: "પણ ત્યારે તમે તરત બારણું કેમ ખોલ્યું નહીં ?"

"બહાર તમારો કોલાહલ સાંભળી એ સમજી કે ધાડ પાડવા પઠાણો આવ્યા હશે અને બીકથી એને હીસ્ટીરીઆની ફીટ પણ આવી છે તે હજુ ચાલે છે." શેઠે ખુલાસો કર્યો.

ત્યારેજ સમજાયું કે બહાર ઉભા ઉભા અમે ખુનામરકીની કલ્પના કરી તે વખતે એ તો હીસ્ટીરીઆની ફીટમાંજ વિજયાબ્હેનની ચીસો અમે સાંભળી હતી.

"પણ તમે બારણું શા માટે ન ખોલ્યું ?" વળી એક જણ અમારામાંથી ગુસ્સે થઇ ગયો, ને શેઠને પુછવા લાગ્યો.

'ખોટું શું કામ કહું ? મને પણ એનો વહેમ ખરો લાગ્યો, તેથી ખાતરી કરવાજ મેં બારણું ખોલવામાં વિલંબ કર્યો. પછી તો વિનોદભાઇનો અવાજ સાંભળ્યો ત્યારેજ મેં બારણું ખોલ્યું. હમણાંના વખત કેવા છે ? સંભાળીનેજ ચાલવું જોઇએ."

શેઠનાં વાકયો સાંભળી અમે બધા મનમાં તો એવા ચીડાયા. પણ ઉપાય શું ? હું તો બહુ કંટાળી ગયો હતો. એક તો હર્ષંદરાયે

નકામો દોડાવ્યો, અને હાંફતો હાંફતો અહીં આવ્યો ત્યાં તે આવો ઘોટાળો!

બીઝીક જેવી નિર્માલ્ય વાતમાં ઉશ્કેરાઇ જઇ શેઠે પણ જબરી કરી.

સાંતાક્રુઝમાં ચોરીનો વા વાયો હતો એટલે દરેકના ખ્યાલમાં ચોર ને પહાડ્રોજ રમી રહ્યા હતા એટલે આવા ઘોંટાળા થવા પામતા હતા.

તે દિવસ તો હું બહુજ થાક્યો હતો એટલે બધા કરતાં અડધો કલાક વહેલો ઘેર જઇ સુઇ ગયો.



## ગો ર ગો ના

[અનુસંધાન પૃષ્ઠ ૨૯૦ થી]

ફાવી જાય છે;. એવી રીતે ફ્રેંચો અમારે હાથે ઘણું સહન કરી આખરે ફાવ્યા. અમારી હાર થઈ. મોટા પ્રાંતો અને શહેરો પડ્યાં. સ્વદેશની સ્વતંત્રતા લુંટાયા પછી જીવવા નહીં ઇચ્છનારા મારા સાથીઓને મોખરે હું ઉભો રહ્યો.

"મહામુસીબતે પેઓલી ડ રોસ્ટીનો (*Paoli de Rostino*) અમારો વડો ન્યાયાધીશ અને સૈન્યાધિકારી નીમાયો. દુશ્મનો-ને અમોએ દેશમાંથી હાંકી કાઢ્યા. આખરે મીઠી સ્વતંત્રતા પાછી મેળવી એમ લાગ્યું. પણ સ્વતંત્ર પ્રજાના કટ્ટા દુશ્મનો ગણાતા ફ્રેંચ લોકો ફરીથી હથીઆરબંધ આવી પહોંચ્યા. બે વરસની અંદર પઓલીને નસાડી મુકયો અને પરતંત્રતાની બેડી પુનઃ અમારી ભૂમિને વળગી.

"મારાં સગાંસંબંધીઓ સાથે મેં તો આઠ વર્ષ લડત ચલાવી. એ અરસામાં મારા ચાળીસ સાથીઓ રાજદ્રોહના ગુન્હા બદલ કતલ થઈ ગયા. સ્વદેશની સ્વતંત્રતા માટે લડતા અમો અવશેષ રહેલા સાઠેક માણસો હતા. અમારા સાથીઓનું વેર વાળવા અમે ડુંગરોમાંથી ઉતરી આવ્યા. તળેટીના પ્રદેશમાં હૈ નહીં તો સો ફ્રેંચોને અમે કબજે કર્યા. તેમને પકડી અમારા રહેઠાણ તરફ લઈ જતા હતા તેવામાં ખબર મળી કે દુશ્મનોએ અમારા રહેઠાણ પર છાપો માર્યો હતો. મારા માણસોને પાછળ મુકી હું એકલોજ મારા દુઃખી બાપની મદદે દોડયો. જોયું તો મારા બાપુને મેં લોહીમાં તરબોળ દીઠા. બાકી રહેલી શક્તિને એકઠી કરી તે બોલ્યાઃ 'બેટા! મારું વેર વાળજે. કુદરતનો એ કાયદો છે. મારી માફક તારું પણ મૃત્યુ થાય તો ફીકર નહીં, પણ ફ્રેંચોના શાસનને જીવન પર્યંત ધીક્કારજે.'

"મારી માતાની તપાસ કરવા હું આગળ વધ્યો. તેનું નગ્ન શરીર મારા હાથમાં આવ્યું. ઠેકઠેકાણે તેને ઘા વાગ્યા હતા. તેની સ્થિતિ જોતાં ભલભલાને ત્રાસ વછુટે! મારી સ્ત્રી અને ત્રણ બાળકોને મારા ઘરમાંજ કતલ કરવામાં આવ્યા હતા. મારા સાત પુત્રો જેમાંના ત્રણ પુરાં પાંચ વર્ષની ઉંમરના નહોતા, તેમણે પણ એજ સજા ભોગવી હતી. અમારાં ઝુંપડાંઓને આગ લગાડવામાં આવી હતી. અને અમારા ઢેરો (ઘેટાં)નું લોહી અમારા સંબંધીઓના લોહી સાથે વહી રહ્યું હતું.

"મારી દીકરીની તપાસ ચલાવી, પણ તેનો પત્તો ન હતો. ગાંડા જેવો હું બની ગયો. વિષમ ક્રોધ મારે અંગેઅંગ વ્યાપી રહ્યો. મારા કુટુંબવિનાશક શત્રુઓને હાથેજ મરવા હું નાસી જવા તૈયાર થયો!

"પણ મારા સાથીઓએ મને રોકયો. મારા કમનસીબ કુટુંબીઓની લાશોને અમે દફનાવી! અને પ્રભુ જાણે છે કે અમે શું શું નિશ્ચય કર્યા. આખરે વાઘ જેવા નિર્દય શત્રુઓથી બચવા શાપપીડિત જન્મભૂમિનો ત્યાગ કરવાનો અંતિમ નિર્ણય કર્યો.

"અમારું વહાણુ ગોરગોનાને કીનારે નાંગર્યું. મારી પ્રકૃતિને અનુકુળ આ દ્વીપ લાગ્યો અને અહીં મેં વાસ કર્યો. માત્ર ત્રણ બંદુક અને ચાર પીપ દારુગોળો મારી પાસે મે રાખ્યો. મારા સાથીઓએ ઇટાલી તરફ મુસાફરી આરંભી. ભારે હૃદયે મેં તેમને વીદાય આપી. ત્રણ દિવસ ચાલે એટલો ખોરાક મારી પાસે હતો. દુનીઆભરમાં એવી જગા ઘણી ઓછી

ફરી જ્યાં માણસને નિર્વાહ માટે કૈં ને કૈં ન મળે. તમે જે દીવાલો જોઇ તે એક પ્રાચીન મઠની છે, અને તેનું ભોંયરું હજુ મોજુદ છે. માછલાં, બીજાં જળચર પ્રાણીઓ અને નિરંતર લીલાં દેખાતાં આ ઓક ઝાડ (oak tree)ના ટેટા મારો ખોરાક છે. એક પ્રજાસત્તાક રાજ્યનો અધિકારી હું મને માની રહ્યો છું. ખડકો ઉપર ઘણાં પક્ષીઓ વાસ કરે છે, પણ તેમનો હું શીકાર કરતો નથી. તેમને હું મારી પ્રજા ગણું છું. તેમને હું કદાપિ ભાળતો નથી એટલે મારવાનો વિચાર પણ આવતો નથી. આફત પર આફતનો સીતમ મારી આગલી જીંદગીમાં ગુજરી ગયો, અને મારું જીવન વિષમ થઇ ગયું લાગે છે. સૂર્યનો પ્રકાશ મને સ્પર્શતો નથી. રાત્રેજ હું ખુલ્લી હવા ભોગવું છું. સ્વતંત્રપણે પહાડી પ્રદેશમાં વસનારા મારા બાપદાદાઓની કડવી યાદ રાત્રે મને આવતી નથી. પાસે દેખાતા સઘન વૃક્ષના જંગલમાંથી જરુરીઆત ઉપરાંત કાષ્ટ મળી શકે છે, અને રાત્રે દીવાની ગરજ સારવામાં તેનો ઉપયોગ થાય છે. પેલી મશાલોના પ્રકાશ પર અમે જીવન ગુજારીએ છીએ. મુસાફરીમાં, માછલાં પકડવા જતાં આ તારો અમને દોરે છે, તે જો કે તમારા તારા જેટલો પ્રકાશમાન નહીં હોય છતાં ન્યાયી મનુષ્યોના પંથ પર અજવાળું ફેંકે છેજ.

"જાણવાજોગ એક પણ બનાવ વિના મેં વર્ષ વીતાવ્યું! ડીસેમ્બર માસમાં એક દિવસે બરાબર આ વખતે ગુફાની બાજુએથી થોડાં તાપણાં જોયાં. મને લાગ્યું કે માણસો દ્વીપ પર આવ્યાં હોવાં જોઇએ. અવાજ કર્યા વિના લપાતો હું નજીક જઇ પહોંચ્યો. બેડી અને સાંકળે જકડેલા ત્રણ કેદીઓ સાથે સાત તુર્કોને જોયા. કેદીઓને તેઓ છુટા કરતા હતા એમ મને લાગ્યું. એકને તેઓએ મારી નાખ્યો, અને બીજા બેને ખોરાક આપ્યા વિના છોડી મુકયા!" . .

આ કામ કર્યા પછી તેમણે પાછી સફર આરંભી. નવીન આગન્તુક ફ્રેંચ નહોતા એમ ખાત્રી થઇ ત્યારે તેમને આશ્રય આપવાનું મને મન થયું. હું પાછો મારા મુકામે ગયો અને મોટું તાપણું સળગાવ્યું. તેઓ મારા તાપણાં તરફ આકર્ષાયા અને નજીક આવ્યા. મારી પુત્રીને મેં ઓળખી કાઢી! બીજો ફ્રેંચ યુવક હતો. મારી પુત્રીના અત્યંત આગ્રહથી મેં તેને જીવતો રાખ્યો.

મેં કહ્યું: "ભાઇ! તને ચેતાવું છું કે હું તારા દેશનો દુશ્મન છું અને જેમણે મારા પ્રભુનું અપમાન કર્યું છે તેની આગળ મેં કસમ લીધા છે કે તેમના ઉપર હું મારું વૈર વાળીશ. માટેજ તું અહીંથી રવાના થા અને અહીંથી દૂર તારો વાસ કરી લે. સુર્યાસ્ત થાય નહીં ત્યાં સુધી બહાર નીકળીશ નહીં. તને તારી જીંદગી પાછી આપું છું નહીં તો તને અહીંઆંજ પુરો કરત"

ત્રણ વર્ષ વહી ગયાં, તે દરમીઆન તે દ્વીપ પર રહે છે કે નહીં તે જાણવા સરખો પણ મને વિચાર ન આવ્યો. આખરે મેં તેની તપાસ કરી અને તેનાં હાડકાંનો પણ પત્તો ન લાગ્યો! તેનું શું થયું તે હું જાણતો નહોતો, પણ મારે હાથે એને મારી નાખવાનું પાપ વહોરવાનો પ્રસંગ ન આવ્યો એ માટે ઇશ્વરનો ઉપકાર માન્યો.

ત્યાર પછી છ વર્ષે એક દિવસે બંદુક અને તોપના ભડાકા સાંભળી હું ચમક્યો. ગુફામાંથી બહાર નીકળવાનું ઘણું મન થયું, પણ પ્રતિજ્ઞા તોડવાની હીંમત નહોતી. રાત્રિ

સુધી હું ચોભ્યો. દિવસને અંતે અંધકાર પૃથ્વી પર પથરાયો ન પથરાયો ને મોટું તાપણું સળગાવી દીધું. ત્યાર પછી દ્વીપની પ્રદક્ષિણા મેં શરુ કરી. સાત માણસોને પાયરણા પર સુતેલા જોયા. બીજા ચાર તેમની સારવાર કરતા હતા. તેમણે મારા ઉપર હુમલો કર્યો.

કેવો બેવકુફ! મારું રક્ષણ કરવાની પણ મારી અક્કલ મારી ગઇ. મારી દાઢી પકડી તેમણે મને માર્યો, મારી હાંસી કરી અને મને જંગલી કહ્યો. પાણી માટે તેમણે મને આગ્રહપૂર્વક પુછ્યું. મને મારવા બદલ મેં ચોખ્ખી ના પાડી. તેઓ ફ્રેંચ લાગતા હતા. એવામાં મારી પુત્રી જે હમેશાં મારી સાથે રહેતી હતી તે આવી પહોંચી. મારી સ્થિતિનો ખ્યાલ આવતાં તેણે બંદુકવતી બે બદમાશોને ઠાર કર્યા. બીજા બે ભાગી ગયા. આ લોકોનું વહાણ થોડે દૂર હતું. ખરાબાવાળા કીનારાને લીધે તે નજીક આવી શકે એમ હતું નહીં. પાછા આવવા મેં તેમને બુમો મારી. તેમના ઘાયલ સાથીઓને આણવાનું કહ્યું. ત્રણને તેમણે મોકલ્યા. તેઓ કીનારે તરી આવ્યા. મેં તેમને બધાને વહાણ પર પહોંચાડયા. વહાણ પર સ્વાર થતાંની સાથેજ તેમણે જીર્ણ દીવાલોને મારું રહેઠાણ સમજી ગોળીબાર કર્યા. ત્યાર પછી ઇશ્વર સમક્ષ મેં ફરીથી કસમ ખાધા કે કોઇ પણ વખત ફ્રેંચ બચ્ચાને જીવતો જવા ન દેવો. થોડા વર્ષ પહેલાં મેં બે ફ્રેંચ વહાણો ખડક પર અથડાઇ ચૂર્ણ થતાં જોયાં હતાં. તેમાંના કેટલાક કુશલ તરનારાઓ કીનારે આવી પહોંચ્યા. પણ અમે તેમને ઠાર કર્યા. મનુષ્ય તરીકે અમે તેમને મારી નાંખ્યા.

આઇ સાલ કોર્સીકા અને ફ્રાંસ વચ્ચે મુસાફરી કરતું એક વહાણ અહીં અથડાઇ પડયું. કમનસીબ માણસની દયાજનક બુમો સાંભળી મારું હૃદય દ્રવી ગયું. આવો નબળા મનનો થઇ જવા માટે હું મારી જાતને ઘણીએ વાર ઠપકો આપતો! પણ શું કરું? હું પણ માણસ છું. રાજા અને પ્રધાન જેવાં હૃદય રાખતાં આપણામાં ઉદ્‌ભવતી નૈસર્ગિક કુમળી લાગણીઓને દબાવી દેવી પડે છે. અને કેં નહીં તો અગીઆર વર્ષથી હું રાજાજ છું! તેથીજ તે લોકો કીનારે ઉતરી શકે એવી જગાએ મેં તાપણું સળગાવ્યું અને ડુબતા બચાવ્યા. તમે ધારશો કે તેઓએ મારો ઉપકાર માન્યો હશે. પણ નહીં? આ રાક્ષસો જેવા કીનારે ઉતર્યા કે તેમણે જુલમ કરવો શરુ કર્યો. બે સારા લાગતા માણસોએ તો એક ગુન્હેગારને ગળે ફાંસો દઇ મારી નાખ્યો અને તેને વહાણ પર પડતો મુકયો. તેણે શું ગુન્હો હતો એમ પુછ્યું ત્યારે તેમણે જણાવ્યું કે તે એક બદમાશ કોર્સીકન હતો, અને કોર્સીકાના બધા લોકો ફાંસીનેજ લાયક છે. મારો ક્રોધ નિઃસીમ પ્રદીપ્ત થયો! અને તમે પ્રશ્ન કરશો કે મારું શું થયું? મને તેમણે કોર્સીકન તરીકે ઓળખી કાઢયો અને તેમની સાથે મને લઇ જવા તૈઆર થયા. ખરેખર હું મહો હતો—શિક્ષાને લાયકજ હતો! તેમણે મને બેડી પહેરાવી દીધી અને જાહેર કર્યું કે મને પકડી લઇ જનારને મોટું ઇનામ આપવામાં આવશે. બચવાનો મારે એકે ઉપાય નહોતો. મારી વૃદ્ધાવસ્થાને લીધે હું અસહ્ય શિક્ષાનો ભોગ થઇ પડીશ એમ લાગ્યું. મારા ઉપર ગુસ્સે થતા મારા વડીલોનું વેર ન વાળી શકયો! પિતૃદ્રોહ માટે ઉલટા તેઓ મારા ઉપર વેર વાળશે એમ લાગ્યું. પણ ઇશ્વર જે મારું હૃદય ઓળખતો હતો તેણે મને બચાવ્યો. સાત દિવસ લગી તેમના વહાણને રોકાઇ રહેવું પડયું. પીવાનું પાણી તેમની પાસે ખુટી

ગયું. મીઠા પાણીનો ઝરો શોધી કાઢવાની તેમને જરુર પડી અને મને છુટો કર્યો. મારી બેડીઓ દૂર થઇ. આ તકનો મેં લાભ લીધો અને ફૂન્ચીઓની છાતીમાં મારું તલસતું ખંજર ભોંકી તેમના પ્રાણ લીધા. ત્યારેજ મેં પહેલીવાર મોટામાં મોટો તારો જોયો. તેનું તેજ આંજી નાખે એવું હતું. આ દ્રોહીઓને તેનું તેજ શી રીતે સ્પર્શી શકે?

"પણ મારી પુત્રી મારી માફક બંદીવાન વહાણ પર હતી. નસીબયોગે આ નરપિશાચો તેની જાતિ ઓળખી શક્યા નહોતા. તેને બચાવવા મારે યુક્તિ શોધવી પડી. વિચાર કરી એક મરી ગએલા સીપાઇનો યુનીફોર્મ મેં પહેરી લીધો. તેની બે પીસ્તોલ, તલવાર અને મારાં ચાર ખંજર પાસે રાખી હું વહાણ પર આવ્યો. કપ્તાન અને કેબીન બૉય (cabin boy) પહેલાં મારાં શસ્ત્રોનો ભોગ થઇ પડ્યા. બીજાઓ મારા પ્રહારોના ભોગ થઇ પડ્યા. ખલાસી લોકોનો બધો સરંજામ એકઠો કરી તેમના શબને મારી. પ્રાર્થનાની જગાએ મેં ઘસડી આણ્યા; શબને મેં આગ મુકી!

"મારા પ્રભુને આ નવી જાતનો ધુપ બહુ પ્રિય થતો લાગ્યો!"

---

વળી, કૌસ્તુભરાયનો છેલ્લો પત્ર, તાર પહેલાં, આવેલો તેમાં પિતાએ દીન બની, પુત્રની બળતા હૃદયે, માફી માગી હતી. હૃદયમંથનમાં રાત્રિ ગાળી, ઉગ્ર ધર્મની ભાવનાથી પ્રેરાઈ, ડાકતર સવારે જુનાગઢ ગયા. ઘેર પહોંચ્યા ત્યારે કૌસ્તુભરાયની સ્થિતિ ઘણીજ ચિંતાજનક હતી. સન્નિપાતનો ચાળો ઉપડેલો હતો–છુટુંછવાયું એ લવ્યાજ કરતા; "મારો કમળ આવ્યો?—મારો દીકરો ડાકટર ને મારે આમ વેઠવા વારો?—ભૂતનાથ! શિવ! શિવ!—અને સદાય કરો–એકજ ભુલ–ક્ષમા કરો–કોઈ બચાવો—" આમ લવરીમાં ડોસાને ડાકટરની ઝાંખી થઈ, અને ડોસા ગળગળા થઈ વળગી પડયા; પગે લાગી, માફી માગી. બન્નેની આંખમાં અશ્રુ હતાં; "બેટા, તું માફ કરે પણ પ્રભુ માફ કરે? પણ એ કરુણાસિન્ધુ નથી?–શિવ! શિવ!" કમળરાયે એકટસે જોઇ માથું પંપાળી થોડાજ શબ્દો કહ્યાઃ "પિતાજી બધું હવે મિથ્યા છે; પ્રભુમાં ચિત્ત જોડો–પતિતોને તારવા એજ સમર્થ છે–આત્માનું કલ્યાણ સાધો—" આ શબ્દો પુરા સાંભળ્યા વિના, ડોસા ભાગ્યુંતુટયું–તુટેલી વીણાના બસુરા અવાજ જેવું ગણગણ્યા; "જીવ બળે છે–હું વેરી થયો–પણ હશે, હવે જગ શાંતિ—" બોલતજ કૌસ્તુભરાય પંચત્વ પામ્યા...

વર્ષ પુરું થતાં, જુનાગઢનું ઘર ડાકટરે વેચી નાખ્યું. વર્ષના બાળકને જામનગર તેના મોસાળમાં ઉછરવા વીદાય કર્યો; અને પોતે રાજકોટમાં કાયમ રહેવાનો નિશ્ચય કરી, જુનાગઢનો સદાને માટે ત્યાગ કર્યો. જુનાગઢ છોડવાને અગલે દિવસ સાંજે ગિરિ ભાટી એ કુંડદામોદર એ ગયો. ત્યાં સ્નાન કરી કોણે ...હની અંજલિ આપી ત્યારે અંધારાં ... વહી રહી! યુગયુગનો સાચો સાક્ષી ગિરનાર એ કરણુ દશ્ય જોઈ રહ્યો!

૪

આ બધી વાતને દસ વર્ષ વીતી ગયાં છે. કુસુમરાય દસેક વર્ષનો જામનગરની શાળામાં ભણે છે. ડાકટર તેને ખાસ મળતા નથી; પણ દૂરથી રખાય તેટલી સંભાળ રાખે છે. આટલા સમયમાં ડાકટરની પ્રતિષ્ઠા ઘણીજ વધી છે. ગરીબો પાસેથી કોઈ જાતની ફી લેતા નથી; આથી તેમનો ધંધો ધીકતો ચાલે છે. આવક સારી હોવાથી ડાકટરે પોતાને અનુકુળ એવો નાનકડો બંગલો સ્વતંત્ર બાંધ્યો છે; અને એ મકાનમાંજ પોતાનું દવાખાનું છે. સાથે દસ વર્ષની અવિરત સેવાથી ડાકટર સમાજસુધારક તરીકે વિખ્યાત થયા છે. 'સંસાર સુધારક મંડળ' સ્થાપ્યું છે. આપણું સામાજિક જીવન નિર્મળ તથા સ્વચ્છ બનાવવા ભાષણો આપી, પત્રિકાઓ છપાવી, વિવિધ પ્રયાસો આદરી રહ્યા છે. આસપાસનાં ગામોમાં ને ગામડામાં પણ ડાકટર ઘણી વાર જાય છે ને લોકોનું દર્દ મીટાડવા અજ્ઞાન દૂર કરવા મહેનત કરે છે. સમાજના ઘણા અનિષ્ટ રીવાજો સામે તેમણે ઝુંબેશ ઉઠાવી હતી. બાળલગ્નોથી થતી હાનિઓ ઉપર તથા સંયુક્ત કુટુંબોમાં પડતી નાની વહુઓની મુંઝવણો ઉપર ડાકટર ઘણાજ આવેશથી બોલતા. તેઓ માનતા અને કહેતા કે વિદ્યાર્થી ભણી ના રહે ત્યાં સુધી તેણે પરણવુંજ ના જોઈએ. પોતાનું ને આમંત્રિત અતિથિનું સંરક્ષણ ના કરી શકે ત્યાં લગી લગ્નનો આધારજ ...ના લેવો ... કેળવણી તથા સ્ત્રીઓની સંમતિ વગર પણ દઢ વિચાર તેઓ ધરાવતા. બાળવિધવાઓના કરુણ જીવનનો ચીતાર ... સ્પર્શી તેવા શબ્દ કરતા; અને

'પણ મારામાં તમે ઘણી અપૂર્ણતાઓ જોશો; હું તમારે લાયક નથી."

"તમારી આકૃતિ, બુદ્ધિ ને શક્તિથી હું મોહ પામ્યો; અને તમારા આત્મબળ તથા સેવાભાવથી હું મહાન થયો છું. આપણો યોગ કૈંક વિધિના નિર્માણ જેવો નથી ?"

ધીમે રહીને નર્મદાનો સુકોમળ હસ્ત ડાક્ટરના હાથમાં સરી ગયો! ચંદ્ર સામે બન્ને સજળ નયને પ્રભુનો આભાર માનતાં જોઈ રહ્યાં! ડાક્ટરના જીવનમાં દસ વર્ષે અને નર્મદાના જીવનમાં પહેલીજ વાર પ્રેમનો મીઠો રસ ઉભરાયો! છતાં આ રસમાં અપૂર્વ મૃદુતા તથા ઊંડું દર્દ હતું. તે બન્નેનાં ધડકતાં હૃદય અનુભવી રહ્યાં!

"ડાક્ટર! તમારા પૂર્વાશ્રમ વિશે તો તમે કૈં હજી બોલતાજ નથી! હવે મને ના કહો!" નર્મદાએ વાત છેડી.

"નર્મદા! એ વાત તમે શું કામ સંભારો છો! હૃદયનો જ્વાળામુખી પાછો ભભૂકી ઉઠશે."

"મારા હૃદયની હોળી તો તમે સમાવી શક્યા ને?"

"બધો અગ્નિ હું મારા ઉરમાં સમાવી શકું. પણ મારું ઉર ફાટે ત્યારે કોણ એ જ્વાળાથી ના ત્રાસે!"

૬

ડાક્ટર કમળરાય તથા વિધવા નર્મદાનાં લગ્ન-અદ્વૈતભાવની શાસ્ત્રોક્ત વિધિ-રાજકોટમાં થયાને આજ એક માસ વીતી ગયો છે. નર્મદા ડાક્ટરના પૂર્વાશ્રમની વાત હવે પૂછતી નહીં ને ડાક્ટર તે કહેતા નહીં. આજ પૂર્ણિમાની રાત્રિ હતી. ડાક્ટર પુરબહારમાં ખીલેલી ચાંદનીમાં બંગલાની અગાસીમાં બેઠા છે. એક નાનકડી છબી હાથમાં લઈ ડાક્ટર તેની સામે એક ચિત્તથી નીહાળી રહ્યા હતા: જુનાં સ્મરણોના સંગાથી તરીકે અશ્રુઅંજલિ આપતા હતા; અને ખોળામાં એક લાંબી ને પાતળી ચીજ રેશમી કપડામાં વીંટેલી પડી હતી. ડાક્ટર ધ્યાનમાં મગ્ન હતા. છબી હૃદય-સરસી દબાવી, ખોળાની ચીજ તરફ જોઈ ઉંડો નિઃશ્વાસ નાખ્યો!

હાથમાં દૂધ-પૈઆની બે જર્મનની વાડકી તથા ચમચા લઈ, અગાસીમાં આવતી નર્મદા આ કરુણ દૃશ્ય જોતાં, એક બાજુ ઉભી રહી ને સ્તબ્ધ બની ગઈ! કમળરાય સુશીલાની છબી સાથે સમાધિ ધારણ કરી રહ્યો હતો. કેટલીક વારે, નર્મદા ધીરેથી પાસે આવી, સામી ખુરશી ઉપર બેસી ગઈ એટલે, ડાક્ટર એકદમ ચેંક્યા—કેં સમજ્યા વિના જોઈજ રહ્યા! થોડીવારે જરા શાંત થયા. નર્મદાએ પાણી લાવી આપ્યું. ડાક્ટરે પેલી ચીજ ને છબી સંભાળથી બાજુ ઉપર મુકયાં.

નર્મદાએ હેતાળ સ્વરે કહ્યું: "જરા ઉચું તો જુઓ—સુધાકરની કેવી સુધા વરસે છે! કેમ, મારાથી શું છુપાવો છો! પેલી છબી તો કોની છે તે જાણું છું. પણ આ બીજી ચીજ શી હશે?"

"એ પ્રશ્નોજ પુછવાના જવા દે તો કેવું સારું!"

"હું હવે તમારીજ બનીને રહી છું. તમારા કોમળ પ્રેમથી મારું જીવન તમે સુખી બનાવ્યું છે. મારામાં કુતૂહલની દૃષ્ટિ નથી. તમારી જીવ વ્યથા અંતરથી હું સમજું તો પણ દર્દ કદાપિ ના ભુસી શકું તે તો હું માનું છું: છતાં, પંપાળીને જીગર હલકું તો કરી શકુને?"

## અગ્રલેખનું લેખન

[અનુસંધાનં પૃષ્ઠ ૨૯૮ થી]

કોનીકલે' તે દિવસે એકજ વિષય પર—શ્રી. શાસ્ત્રી અને શાહી પરિષદ વીશે—લખ્યું હતું. એ બે પત્રોમાંથી તફડંચી કરવાની છુટ કોઇ કોઇ દેશી, છાપાવાળા લે છે; મેં પણ કોઇ વાર લીધી હશે. પણ આજે તો મારા મનમાં આ તુકકો ઉઠયો હતો કે એટલા બધા પરતંત્ર રહેવું, હોય તો સ્વતંત્રતા માટેના આપણા બધા પછાડા શા કામના?

પછી એક બીજું સુઝયું. અસહકાર વીશે લખું? સહેલું ને સટ. પણ તરતજ મને લાગ્યું કે એ બાબત તો ગઅેજ અઠવાડીએ મેં ચર્ચેલી. અને લોકો પણ હવે એટલા બધા અસહકારના જાણકાર છે કે એમના જ્ઞાનમાં હું ઉમેરો કરી શકું એ અશક્ય લાગ્યું. અલબત્ત સીફતથી નિરર્થક પુનરુક્તિઓ કરીને ચીતરવાં હોય એટલાં કોલમ ગમે તે સંજોગોમાં અસહકાર વીશે ચીતરી શકાય છે, પણ મને કંઈક નવું કરી બતાવવાનું ભૂત વળગ્યુ હતું. ત્યારે કરવુ શું?

ઘણીવાર મને પેન્સીલ ઘડતાં પ્રેરણા થઇ આવે છે. ને ઉપાય પણ. પેન્સીલની અણી તુરતની કાઢેલી હોવા છતાં, અજમાવી જોયો. ત્રણ વખત જાણી જોઇને અણી બટકાવી નાખી પણ પ્રેરણા તો ન થઇ તે નજ થઇ.

હવે? મગજ ઘુમતું હતું, તેમાં વળી આગલી રાતે ઉંઘ ખુબ મોડી આવેલી. એક—બે–ત્રણ એમ ઉપરાઉપર બગાસાં આવ્યાં, પાણી મંગાવીને આંખે છાંટ્યું. હોટેલમાંથી કોફી લાવવા સીપાઇને મોકલ્યો. અને તે આવે ત્યાં સુધી નિદ્રાવશ થઇને ખુરશીના ઓઠીંગણ પર માથું ઢાળ્યું.

"સાબ, પ્રીંટરને વો દીયાં."

પ્રીંટરની લેખ માગતી ચીઠ્ઠી અને કોફી સાથેજ આવ્યાં. મેં નારણને લખી મોકલ્યું કે તારે હવે ફીકર કરવી નહીં. મને પ્રેરણા થવા માંડી છે, અને લખાય તેમ તેમ લેખનાં પાનાં તને તાબડતોબ મોકલવા માંડું છું.

જે બાબત વીશે વાંચનારાઓ બહુ થોડું જાણતા હોય તેને વીશે જબરા ડોળદમામ સાથે લખવું એ પત્રકારનો ધર્મ છે. આમ કરવાથી આપણી વિદ્વત્તાની છાપ સારી પડે, અને ભુલો પકડાઇ આવવાની ધાસ્તી ન રહે. આ સિદ્ધાંતોને આધારે પશ્ચિમના દેશોની પ્રજાની ઝાટકણી કાઢવાનો વિષય ઠીક પડશે એમ માનીને મેં આખરે શરુ કર્યું:—

"પશ્ચિમની પુણ્યહીણી પ્રજાઓના પાપનું માપ મપ્યું મપાય તેવું હવે રહ્યું નથી. તે અમાપ છે, અગાધ છે. અસાધ્ય છે મેરુ કદીક ચળશે, સમુદ્ર કદીક માઝા મુકશે, શેષ કદીક શિર્ષ ડોલાવશે, પૃથ્વી કદીક ગંધ તજશે, પ્રકાશ કદીક તિમિર થશે, સુર્ય કદીક ચંદ્ર બનશે, ચંદ્ર કદીક તારો બનશે ને હરેક તારો કદીક ધૂમકેતુ થઇ જશે,—પણ આ પાપિણી પાશ્ચાત્ય પ્રજાઓ કદી–કદી પણ પુણ્યપરાગ સોહાગવંતી નહીં થાય તે નહીંજ થાય!"

એ ફકરો મેં ફરીફરીને બેત્રણ વાર વાંચ્યો. તેના સૌંદર્ય પર હજી હું મોહી રહ્યો નહોતો ત્યાં તો બીજું રત્ન મારી કલમમાંથી ખરી પડ્યું:—

"શી રીતે થાય? નજ થાય! તેના આજના રંગઢંગ તો જુઓ! આજના તેના કારમા કુછંદ તો જુઓ! તેના રાજપુરુષો

મહાભારત ભાખ્યા.* રાવણરાજનાં નહીં તો કોનાં સ્મરણ કરાવે છે? તેના ધધાદારીઓ ને મુડીવાદીઓ, દુર્યોધન–મામા શકુનિ સમા નથી તો કોણ છે? તેની નીતિભ્રષ્ટતા જેટલી નીચ છે તેટલીજ તેની ન્યાયનષ્ટતા ગલીચ નથી શું?"...... ...

"કેમ કે થાયું કે જવા દઉં પેપર એમ ને એમ?" નારણનો ચીચવાતો સ્વર મારી કલ્પના સૃષ્ટિમાં સુણાયો. મેં એ સૃષ્ટિમાં રહે રહેજ–પેલાની સામે જોયા પણ વિના, નીચે માથે લખ્યા કરતાં–તેને બ્લોકમાંથી લખાએલાં પાનાં ફાડી આપ્યાં અને આગળ ઝુકાવ્યું:—

'ત્યારે હવે તેવી પ્રજાઓનું ભવિષ્ય કેવું થશે તે કહેવાની જરુર છે? અમારી માફક જેઓ તે વાંચી શકે છે તેમની આંખ સમક્ષ તો તે ધગધગતા અગ્નિ–અક્ષરે આકાશના ઉંબરામા અહર્નિશ લખાએલ નજરે ચઢે છે. તે ભવિષ્ય શું છે? તે ભવિષ્યઃ આ છે–ઓ યુરોપ! ઓ અમેરીકા! ઓ આથમણા દેશોની દુષ્ટ પ્રજાઓ! પાપનાં પ્રાયશ્ચિત્ત હવે શરુ કરો, તમારો નાશ નજીક છે–નજીક છે!"

"બસ કરો બંધ કરો, હવે જગ્યા નથી બંધ કરો" કહેતાં કહેતાં મદદનીશ પ્રીંટરે આવીને, આગળ ઝુકવા તલસી રહેલી મારી પેન્સીલ પર હાથ મુકયો. મને પણ લાગ્યું કે પયગંબર ચેતવણીના પુકાર પાડે તેવા પુકાર સરખા એ છેલ્લા ભયાનક વાક્ય સાથે લેખ પુરો થવાથી તેના અસરકારકપણામાં ખુબ વધારો થશે. એટલે પેલાને ઉતાવળે કાગળીઆં એકઠાં કરવામાં મદદ કરીને રવાને કર્યો.

એ ગયો એટલે પેન્સીલ ટેબલ પર નાખીને મેં 'ક્રોનીકલ' પાછું ઉથામવા માંડયું. અને લેખનાં પ્રુફ તપાસીને કયારે ઘરનો રસ્તો લેવાનું બની શકશે તેની ગણત્રી ઘડીઆળ તરફ જોઇને કરવા માંડી.

* અહીં 'રામાયણ ભાખ્યા' જોઇએ એમ કોઇએ પાછળથી ધ્યાન ખેંચેલું. મેં કહ્યું: 'ભા–ભા' ના અનુપ્રાસની ઝમક માટે આમ લખ્યું છે.

## પિતાને પડખે



[અનુસંધાન પૃષ્ઠ ૨૯૧ થી]

પાડી દેવી પણ મિત્રોને કામ જરુરનું હતું બીજે દિવસે રમાનાર ક્રીકેટ મેચમાંના ખેલાડીઓની ચુંટણી તેજ વખતે કરવાની હતી. રમેશને ગયા વિના છુટકો ન હતો. તેને એમ થયું કે એમાં કેટલી વાર લાગવાની હતી ! હમણાં પાછો આવતો રહીશ. આમ ધારીને પોતાની સાઇકલ ઉપર ચઢતો કે મિત્રોની સાથે ચુંટણીના મહત્વના પ્રશ્નો ઉકેલવા પાસેના મેદાનમાં અદ્રશ્ય થઇ ગયો.

ચુંટણીમાં કંઈ કેટલા મતફેર પડયા. લગભગ મારામારી સુધીની વાત આવી એટલે રમેશને પાછા આવતાં મોડું થયું એટલામાં—

આ તરફ રંગીલદાસજી પ્રકૃતિ સારી પેઠે નિદ્રાદેવીની આરાધના કરીને ઉઠયા હતા એટલે તામસી પ્રકૃતિના માણસો સ્વાભાવિક રીતે જે પ્રમાણે ઘણીવાર આનંદમાં આવી જાય છે તે પ્રમાણે રંગીલદાસ હૃદયની બહુજ મીઠી શાંતિ અનુભવતા આખા જગત પ્રત્યે ભ્રાતૃભાવ ધારણ કરી રહ્યા હતા. એટલામાં ઇન્સ્પેકટર આવ્યો. સવારે રમેશ સાથે થએલી વાતચીત રંગીલદાસ ભુલીજ ગયા હતા. તેમ ત્યાં આ વાતનું સ્મરણ કરાવવા માટે રમેશ હાજર પણ ન હતો. આથી રંગીલદાસે તો બહુજ વિવેકથી પેલા ઇન્સ્પેકટરને વરંડા ઉપર બેસાડયો. ઇન્સ્પેકટર પણ પોતે નવો હતો અને પોતાને શ્રીમાન બંગલાવાળાઓ સાથે સારું રાખવું હતું એટલે વિનયથી વાતચીત કરતો બેઠો. ત્યાં ચહા તેમજ પાનસોપારીને ઇનમાફ અપાયો અને પછી પેલાં સસલાંના પાંજરાં ભણી જવા રંગીલદાસ તેમજ ઇન્સ્પેકટર બંને ઉપડયા. જતાં જતાં, પાડોશીઓ તો નાહક સતાવ્યાજ કરે એમ ઇન્સ્પેકટરે કહીને રંગીલદાસનું મન જીતી લીધું પણ ફરીઆદ થઇ એટલે સાધારણ તપાસ તો કરવીજ જોઇએને —આમ બોલીને સસલાંના પાંજરાંની તપાસની માગણી એણે કરી અને તે રંગીલદાસે કબુલ પણ કરી દીધી.

બંને જણ વાતો કરતા ચાલ્યા. નળનું પાણી કેવી રીતે વહી ગયું એ પણ રંગીલદાસે સમજાવી દીધું. સસલાંનું પાંજરું આવ્યું. ઇન્સ્પેકટરે તેની આસપાસ ફરીને જોઇ લીધું. પણ રંગીલદાસ ખીલ્યા હતા. તેમને આટલેથી સંતોષ થયો નહીં. તેમણે કહ્યું: "તમે માનશો ? મેં આ પાંજરું જાતે બનાવ્યું છે. સુથારની પાસે કરાવીએ તો ખાસ્સા પચીસ પચાસ રૂપીઆ લઇ જાત."

"પણ કદમાં જરા મોટું થઇ ગયું છે, ખરું ?" ઇન્સ્પેકટરે કહ્યું.

"એક પંથ ઓર દો કાજ" પોતે માપમાં કરેલી ભુલ કબુલ નહીં કરતાં તેમાં પણ પોતાની કંઈ ખુબી છે એમ બતાવવાનો યત્ન રંગીલદાસે કરતાં કહ્યું: "હેં હેં હે ! દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી સસલાંનું પાંજરું પણ કહેવાય અને જરુર પડે માળીનું ઝુંપડું પણ થઇ જાય ! જરાક ભેજું ચલાવીએ તો આપણે બધું કરી શકીએ. પણ હમણાંના જુવાનીઆઓને હાથે કામ કરવાનુંજ આળસ. જરા અંદર આવીને જુઓ તો ખરા." આટલું બોલીને રંગીલદાસે બારણું ઉઘાડયું. પોતે અંદર પેસવા જાય છે ત્યાંજ તેમનો આગલો પગ બારણા આગળજ ખાડો કરીને દાટેલી બાલદીમાં પડયો. બાલદીમાં એંઠવાડ, ગંદું ગટરનું પાણી વગેરે હતાં. પગ ઘુંટણ સુધી અંદર ઘુસી ગયો: રંગીલદાસ બેઠક કરતો બેસી ગયા અને એમના મોંમાંથી હજી તો

ભયંકરમાં ભયંકર ગાલિપ્રદાનની અખંડ ધારા વહેવાની શરુઆત થઇ ચુકે છે ત્યાં તો બારણા ઉપરજ બરાબર કૈંક અવાજ થયો. રમેશના મગજની અદ્ભુત શક્તિએ ઉપજાવેલી યોજના બરાબર ફતેહમંદ નીવડી. એક નાની સરખી બાલદી ભરીને લાલ રંગ અને બેલ તેલ રંગીલદાસના માથા ઉપર ઠલવાઇ ગયાં. પેલો ઇન્સ્પેકટર તો આ જાદુઇ સસલાના પાંજરાથી પ્રથમ તો ગભરાઇજ ગયો પણ પછી ગંદા પાણી અને એંઠવાડથી રંગીલદાસનો નીચલો ભાગ અને લાલ રંગ અને બેલ તેલથી તેમનો ઉપલો ભાગ કોઇ કાળે પણ કલ્પનામાં નહીં આવી શકે એવી અદ્ભુત રીતે રંગાએલા જોઇને અને સાથે રંગીલદાસની જીહ્વાની પ્રચંડ શક્તિને સંપૂર્ણ દશામાં ખીલેલી દેખીને મહા પ્રયાસે પોતે પોતાનું હાસ્ય ખાળી શકયો અને ત્યાંથી જતાં જતાં માત્ર એટલુંજ બોલી શકયો કે "મીસ્ટર રંગીલદાસ! પેલી બાબતમાં હવે કંઈ ફીકર કરતા નહીં."

રંગીલદાસ પોતે કેવા સ્વરૂપમાં છે એનું જરા પણ ધ્યાન રાખ્યા વિના ઘર તરફ દોડયા. દોડતાં દોડતાં પણ ચારે દિશા પોતાના પ્રચંડ ધાંટાથી આ ઘોર કૃત્ય કરનાર પ્રત્યેની ગાળોથી ગજાવતા જતા હતા. ઘરમાંથી બધાં માણસોએ રંગીલદાસના માથા ઉપરથી તેમજ ઉપલા અડધા શરીર ઉપરથી લાલ રંગ ટપકતો જોઇને કોઇ ભારે અકસ્માત થયો છે અને એથી રંગીલદાસના માથા ઉપરથી લોહીની ધારો પડે છે એમજ માની લીધું. અને આવે પ્રસંગે જેમ બને તેમ મોટી ચીસો પાડવાથીજ આવા અકસ્માતોમાંથી બચી શકે છે એવી પ્રચલિત માન્યતા માણસોએ ચીસો પાડવા માંડી. તો આટલુંજ જોયું હતું.

અજાણ્યા ગુનેહગારને બદલે તેમણે ઘરના માણસોનેજ પકડયાં. "બેવકુફો! આસપાસના બધા બંગલાવાળાઓ આગળ મારી ફજેતી કરાવવી છે? સસલાંના પાંજરાને રંગવા હું લઇ આવેલો તેજ રંગ આ કોઇ હરામખોરે આ પ્રમાણે મારા માથા ઉપર નાખ્યો છે."

આ સાંભળીને રમેશની નાની બેનથી નહીં રહેવાયું; તે બોલી ઉઠી: "શું બાપુજી, તમને પાંજરા આગળ આ થયું? ત્યારે તો રમેશભાઇએ એજ પેલા ઇન્સ્પેકટરને હેરાન કરવા આમ કરી રાખ્યું હતું. પેલા ઇન્સ્પેકટરને કંઈ નહીં થયું?"

બસ ખલાસ! આખા વરંડા ઉપર ભયાનક શાંતિ પ્રસરી રહી. રમેશની જીંદગીને માટે તેની માને ચિંતા થવા લાગી. પળવારમાં ત્રાડ પડી: "કયાં છે એ નાલાયક, પાજી છોકરો? સાળાના શરીરનું એકેએક હાડ ભાંગી નાખું."

× × ×

ગમે તે પ્રકારે રમેશને એની મહાન યોજનાનું પરિણામ પહોંચાડવામાં આવ્યું. રંગીલદાસ સુઇ ગયા ત્યાં સુધી એને ઘરમાં આવવા નહીં દીધો. છતાં પણ સવારે એને થોડી ઘણી તો શિક્ષા થઇજ. સાઇકલ (જુની) બે દિવસ સુધી રમેશે વાપરવીજ નહીં એવી આજ્ઞા થઇ ગઇ. અલબત્ત, નવી સાઇકલનાં તો નજદીકના ભવિષ્યમાં સ્વપ્નાંજ રહ્યાં.

માણસ શું ધારે છે ને શું થાય છે! પિતાને પડખે ચઢીને તેમના શત્રુને મહાત કરવાની આ મહાન યોજના સફળ થઇ હોત તો શું થાત? અને અફળ થઇ તો શું થયું? જય અને પરાજય વચ્ચે કેટલું થોડું અંતર છે, છતાં પરિણામમાં કેવડો બધો તફાવત છે! જર્મનીનો માજી કૈઝર, ફ્રાંસનો મરહુમ નેપોલીઅન વગેરે મહાન વ્યક્તિઓએ આ સત્ય સ્વાનુભવથી સમજી લીધું હતું. રમેશે પણ પોતાની નાની વયમાંજ એ જાણી લીધું.

# આપણાં કેટલાક મહાજનો



[અનુસંધાન પૃષ્ઠ ૨૯૦ થી]

વાતો અને Romanticism માં ફેર છે. નાનાલાલની કળામાં જેટલે અંશે શુદ્ધ Romanticism છે તેટલે અંશે તે ચિરંજીવી છે. જેમાં પરીઓ આવે છે તે ચિરંજીવી નહીં થાય. પરીઓની વાતો ચિરંજીવી થઇ સાંભળી નથી—બાળક જમતના અપવાદ સીવાય. અને ગુજરાત મોટું થશે પછી નાનાલાલનાં 'ડોલન'માં પણ ક્ષતિ દેખાશે. સંગીતના ઉસ્તાદને સારીગમ ઘુંટવામાં મજાહ નથી પડતી.

× × ×

કદાચ કવિ અસહકારમાં જોડાયા ના હોત તો આપણે વધારે સંપૂર્ણ Romanticism ની કૃતિઓ પામત. પણ કવિના હવેના સાહિત્યથી તો બધાજ નિરાશ થયા છે. એમનો રસવૈભવ ઘટી ગયો લાગે છે; એમની રસિક કલ્પનાના પ્રદેશના ભેખડો જણાવા માંડી છે. એક કવિ પોતાનો કવિતા પ્રદેશ મુકી બીજે જવા માંડે ત્યારે નાનાલાલના 'રાજર્ષિ ભરત' જેવું પરિણામ આવે. ઇંદુ, જયા અને પેલો રસની અમૃતધારાઓ ઉરાડતાં નાનાં ગીતોના ગાયક નાનાલાલ 'ભરત' લખે એ કમનસીબની બીના છે. કોઇ તો કહેતું હતુ કે એમનાં મોગલ સમયનાં નાટકોમાં તો મુસલમાન પાત્રો લગભગ સંસ્કૃતમાં બોલે છે. હોય, હવે તો જે ન થાય તે ઓછું. એમણે 'ફુલપાંદડી'નો ઉપોદ્ઘાત લખ્યો ત્યારથી અશક્ય ઘટનાઓ થવા બેઠી છે એમ તો મને પણ લાગતુંજ હતું.

ગાંધીજીએ રાજ્યરમતમાં જેવો છબરડો કર્યો તેવોજ કવિએ સાહિત્યના ટીકાકાર થઇ કર્યો હતો. स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः। એ સૂત્ર આવા મહાજનો પણ કેમ ભુલી જતા હશે? કવિના જીવનમાં ત્રણ વાતો બની ના હોત તો કવિ નાનાલાલ ગુજરાતના કવીંદ્ર થયા હોત. એ ત્રણ બીનાઓઃ કાઠીઆવાડનો લાંબો વસવાટ, અસહકારનો ઉતાવળો સ્વીકાર અને ટીકાકારનો નાહક આપવહોર્યો ધર્મ: પણ કીસ્મત બલબલાંને ભુલાવે છે: બીજું શું? નહીં તો રાવણ જેવો ધર્મપંડિત સીતાદેવીનું હરણ કરવા શા માટે જાય? गहना कर्मणोगतिः।

× × ×

આવું છે, બાકી કવિની કવિતા સંબંધે તો એમના એક સમ-સાહિત્યકે કહ્યું હતું કે 'નાનાલાલ જેવી કવિતા તો સાત જન્મે અમે નથી લખી શકવાના.' અને એ ખરું છે. નાટકકાર, નવલકથાકાર કે ગદ્યના લેખક તરીકે નહીં પણ કવિ તરીકે નાનાલાલ ગુજરાતી સાહિત્યમાં એક અને અજોડ છે—ભુલકણું ગુજરાત બધું ભુલશે પણ કવિનાં ચંદ્રી જેવાં મધુર ગીતો કદી નહીં વીસરી શકે

# અજ્ઞાતને પત્રો

[અનુસંધાન પૃષ્ઠ ૨૯૨ થી]

સોમવાર રાત્રિ,
માર્ચ, ૧૮૪૪.

મને લાગે છે કે હવે મેં મારો કોયડો ઉકેલવા માંડ્યો છે. ઉંડો વિચાર કરતાં સહજ અનુમાનથી હું નીચેના નિર્ણય પર આવ્યો છું કે તમારું હૃદય જીતવામાં મારો ભયંકર દુશ્મન અથવા મારો જબરો હરીફ–જો એ શબ્દ તમને વધારે યોગ્ય લાગતો હોય તો–જે કહો તે માત્ર તમારું અભિમાનજ છે. એ જ્યારે ઘવાય ત્યારે તમારો ક્રોધ ભભુકી ઉઠે છે. નજીવી બાબતમાં પણ કદાચ અજાણતાં આનો વિચાર તમને છોડતો નથી દાખલા તરીકે, તમારા હાથને હું ચુમુ ત્યારે તમારું અભિમાન સંતોષાતું નથી ! તમે મને કહ્યું હતું કે “ એથી તમને સુખ થાય છે. ને તેથી તમારી જાતને તમે એ સંવેદનને આધીન સંકોચ વિના થવા દો છો.” પણ ખરું કારણ તો એ છે કે કોઈની દીનતાનું દર્શન તમારા ગર્વને સંતોષે છે. હું એક પુતળા જેવો હોઉં તે તમને ગમે; તેથી તમે મારા આત્મામાં જીવનનો શ્વાસ મુકી શકો. પણ તમારો વારો આવે ત્યારે તમે એવાં પુતળાં જેવાં થવા ખુશી નથી એટલુંજ નહીં પણ તમને એમ પણ નથી લાગતું કે સુખની આ સમાનતા અન્યોન્ય હોવી જોઇએ. સમાનતા જેવી વસ્તુજ તમને તો ગમતી નથી.

આ બધાનું મારે શું કહેવું? મારી નમ્રતા અને આજ્ઞાંકિતપણાથી તમારા અભિમાનને જો સંતોષ થતો હોય તો અત્યાર સુધીમાં એણે ક્યારનુંએ સંતોષાવું જોઇતું હતું. ને તમારું હૃદય એની સદ્વૃત્તિનેજ અનુસરે તો એને સદાએ આધીન રહેવા ખુશી છું. હું તો સુખ અને અભિમાનને કદી એક હારમાં ગણવાનોજ નથી. અને તમે મારી નમ્રતાને જે નવું સ્વરુપ ધારણ કરવાનું સુચવશો તે હું તો જરાએ અચકાયા વિના ધારણ કરીશ. પણ, આપણી વચ્ચે અભિમાનનો–એટલે કે સ્વાર્થનો–પ્રશ્ન ઉભોજ શું કામ થવો જોઇએ ? કોઇકને ખાતર આત્મવિસ્મરણના આનંદ ઉપર તમને વિરક્તિ આવે છે? તે અદ્ભુત સ્નેહની લાગણી જે આપણે બંને કોઇકોઇ વાર અનુભવીએ છીએ, ને દાખલા તરીકે, જે આજે સવારે, જ્યાં જવાનું આપણને જરાકે કારણ ન હતું ત્યાં લઇ ગઇ–તેના જેવી લાગણીની અસર અહંતાથી યોજાએલી રાક્ષસી અસર કરતાં વધારે મીઠી અને તીવ્ર નથી લાગતી શું ? આજે સવારે તમે એવાં મીઠાં હતાં કે તમને ઠપકારુપે કંઇપણ કહેવાને હું નાખુશ અને અશક્ત બન્યો છું. પણ અત્યારે તો હું જાનવર જેવો–મીજાજમાં છું.

મેં તમને વાત કરી હતી કે એક કંટાળાભર્યા જમણમાં મને આમંત્રણ હતું. દહાડો યાદ રાખવામાંજ મેં ભુલ કરી ને એ લોકોને ખુબ ખોટું લગાડ્યું. એ દિવસે મને એમણે આવવો ધાર્યોજ નહોતો ને મનેએ એમણે કંટાળાથી અધમુવો કરી નાખ્યો. અફસોસ કરી આખી સાંજ બગાડી કે ઘેર રહી એકલાં એકલાં વિચાર કર્યો હોત તોએ સારું થાત. હવે તમારા તરફથી અણગમતા કાગળની રાહ જોઇ રહ્યો છું. તેથી તો મેં પહેલાં લખ્યું કારણકે પરમ દિવસે તો હું ખુબ ગુસ્સે થવાનો એ ચોક્કસ. તે દહાડે શરદી લાગી હતી કે! ને આજની શરદીએ ભડકાવતી નથી? મને સમજાય નથી પડતી કે કાલ તમે બહાર જશો તે ઠીક કે નહીં. તમને સલાહ આપવાનું જોખમ ખેડતાં

મને તો બીક લાગે છે ને તમને તમારે હાથેજ નિર્ણય કરવાનું સોંપવું ઠીક લાગે છે. તમારે વધારે નમ્ર થવાનો એક પ્રસગ.

પેરીસ, સોમવાર, સપ્ટેંબર ૧૮૪૪.

તે દિવસે આપણે અન્યોન્ય ખુબ ચીઢવાઇને છુટાં પડયાં એમ કરવામાં આપણે બંને ખોટાં હતાં કારણ કે વાંક જુઓ તો આવી પરિસ્થિતિ ઉત્પન્ન કરનાર સંયોગબળનો હતો. ઘણા લાંબા વખત સુધી ન મળ્યાં હોત તો ઠીક થાત. આપણે પરસ્પરને મળીએ ત્યારે આપણી વચ્ચે વિવાદ થયા વિના રહેતો નથી એ સ્પષ્ટ જણાય છે. આપણે બંને જે કદી બને નહીં તેની ઇચ્છા રાખીએ છીએ. હું પુતળાં જેવો થાઉં એ તમારી ઇચ્છા; તમે એવાં ન થાઓ એ મારી ઇચ્છા. આ અસંભાવ્ય ઇચ્છાની અશકયતા વીશેનો દરેક નવો પુરાવો આપણા વચ્ચે કડવાશ ઉત્પન્ન કરે છે.

મારે લીધે તમને કંઇપણ કલેશ સહન કરવો પડયો હોય તો તે માટે દીલગીર છું. મારા અનર્થક ક્રોધને તાબે મારાથી તરત થઇજ જવાય છે. પણ એમ તો બરફ ઠંડો છે તેથી તેની સામે ક્રોધ કર્યે શું વળે?

હવે તો મને માફ કરશો એવી આશા રાખું છું. હવે મારાથી ગુસ્સે રહેવાતું નથી, માત્ર અતિશય દીલગીરીજ થાય છે. આપણે જેવી રીતે છુટાં પડયાં તેવી રીતે ન પડયાં હોત તો મને આટલું બધું દુઃખ ન લાગત. જય જય! કેમકે આપણે તો દૂરથીજ મિત્રો રહી શકીએ તેમ છે, આપણે ઘરડા થઇશું ત્યારે કદાચ ફરી આનંદપૂર્વક મળીશું. ત્યાં સુધી સુખમાં કે બ્યથામાં મને ભુલતાં નહીં. કોણ જાણે કેટલાંએ વર્ષો પહેલાં મેં આજ માગ્યું હતું. ત્યારે તો ભાગ્યેજ આપણે ધાર્યું હશે કે આપણે તકરાર કરવાનાં છીએ?

એક વાર ફરી, સ્નેહસ્મરણો મારામાં કહેવા જેટલી હીંમત બાકી છે તેટલામાં તો કરી લઉં?

પેરીસ, જુલાઇ ૨, ૧૮૪૮.

ગયા અઠવાડીઆના દુઃખદ અનુભવ પછી મારામાં જરા ઉલ્લાસ આણવાને તમને મળવાની મને અત્યંત જરુર લાગે છે; ને તેથી મેં ધારવાની હીંમત કરી હતી તેથી વહેલાં તમારો પાછા આવવાનો વિચાર જાણી મને ખુબ હર્ષ થાય છે પેરીસ હમણાં શાંત છે અને થોડા વખત સુધી એવુંજ રહેવાનું. મને લાગતું નથી કે લોકવિગ્રહ અથવા સામાજિક વિગ્રહ પુરો થયો છે પણ ગઇ વખત જેવી ભયંકર લડાઇ તો હવે અશકય લાગે છે. એવી લડાઇ આણવામાં અગણિત સંયોગો એકઠા મળ્યા હતા. ફરી એવાજ સંયોગો બને એ અસંભવિત છે.

તમે આવશો ત્યારે એ યુદ્ધનાં થોડાંજ ત્રાસદાયક ચિન્હો—જેનાં કાલ્પનિક ચિત્રો તમે કયારનાંએ સર્જ્યાં હશે—તેને તમે જોશો. એમાંનો ઘણો ભાગ તો કાચ જડનારાઓએ અને ઘર રંગનારાઓએ કયારનોએ ભુંસી નાખ્યો છે. છતાં હું સહેલાઇથી કલ્પી શકું છું કે તમારી આંખે અમે કેવા દેખાઇશું તેઃ લાંબા ડાચાવાળા અને તમે ગયા ત્યાર કરતાંએ વધારે દીલગીરીમાં ડુબી ગએલા. પણ તેમાં અમે શું કરીએ? આજકાલનો એ શીરસ્તો થઇ પડયો છે અને અમારે પણ એનાથી ટેવાવું જોઇએજ. ધીમેધીમે આપણે એવી સ્થિતિ પર આવી જઇશું કે આવતી કાલની વાટ જોવાને બદલે સવારમાં જીવતા ઉઠીએ તોજ આપણી જાતને નશીબદાર માનતા થઇશું.

પેરીસમાં અને ખરેખર કશાની ન્યૂનતા લાગતી હોય તો તે તમારીજ છે. અને તમે જો અહીંઆં હોત તો બીજી બધી પરિસ્થિતિ વધારે મજા બનત. છેલ્લા ત્રણ દિવસથી વરસાદ પડયાંજ કરે છે. અત્યારે તો એ પડે છે તે હું જરાકે ધ્યાન આપ્યા વગર જોયા કરું છું પણ બહુ લાંબો વખત આમ ચાલ્યા કરે તે તો નહીં પોસાય.

તમે તમારા આવવાનું એવું અચોક્કસ રીતે કહો છો કે મારે શું ધારવું તેનો કૈં આધાર નથી. આ ત્રિશંકુની દશામાં કેટલો કાળ કાઢવો પડશે તે જાણવાને હું આતુર છું. તમે છેલ્લાં જતાં પહેલાં મળ્યાં ત્યારે છ અઠવાડીઆં કહ્યાં હતાં અને તમે કહો છો કે તમે તેથીએ વહેલાં આવશો. કેટલાં વહેલાં? મારે એજ જાણવું છે. મારા જન્મગાંઠના ઉત્સવમાં જે તોપો અને બંદુકોના બાર સાથે ઉજવાયો હતો—તેમાં આવતાં જે નાપસંદ બનાવને લીધે તમારે અટકવું પડયું હતું તે વીશે પણ મારે સાંભળવું છે.

જય જય! ધૈર્ય રાખવા માટે તમારા તરફથી વારંવાર સાંભળવાની મને જરુર પડશે. ઉત્તર તરત લખજો. ને કૈં સ્મરણચિન્હ પણ મોકલાવજો. હું સતત તમારોજ વિચાર કર્યા કરું છું. રુ સેંઇટ એન્ટોઇનના વસ્તીથી ત્યજાએલા ઘરોમાં જોતી વખતે પણ મેં તમારોજ વિચાર કર્યો હતો અને બારટીક્ષની ઝપાઝપી વખતે પણ તમારોજ.

# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ



## પત્રિકા નં. ૧

ગુજરાતી સાહિત્ય પરિષદ પહેલવહેલી સન ૧૯૦૫ માં અમદાવાદમાં લોકવિખ્યાત સરસ્વતીચંદ્રના કર્તા સદ્ગત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પ્રમુખપણા નીચે મળી હતી. આ પરિષદની બીજી બેઠક સન ૧૯૦૭ માં મુંબાઇમાં રા. બા. કે. હ. ધ્રુવના પ્રમુખપણા નીચે થઈ હતી. પરિષદની બેઠક ગુજરાતમાં જુદે જુદે સ્થળે થતી આવી છે અને સૌથી છેલ્લી બેઠક ૧૯૨૪ માં ભાવનગરમાં સદ્ગત રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના પ્રમુખપણા નીચે થઇ હતી, તે વખતે આગામી બેઠક અત્રે ભરવા સંબંધી અત્રેની સાહિત્ય સંસદ તરફથી તેના પ્રમુખ આપણા જાણીતા નવલકથાકાર રા કનૈયાલાલ મુનશીએ નિમંત્રણ આપ્યું હતું અને તેનો સ્વીકાર પરિષદ તરફથી કરવામાં આવ્યો હતો.

આગામી બેઠક ભરવા સંબંધી ગોઠવણ કરવા ગઇ તા. ૮–૧૦–૨૫ ને દિવસે જાહેરસભા બોલાવવામાં આવી હતી અને તેમાં કારોબારી મંડળની નીમણુક થઇ હતી ત્યાર બાદ કારોબારી મંડળે પોતાના અધિકારીઓની તથા વ્યવસ્થાપક આદિ જુદી જુદી સમિતિઓની નીમણુક કરી કાર્યની શરુઆત કરી દીધી છે. અને પરિષદની બેઠક આવતા ઇસ્ટરના તહેવારોમાં ભરવાનું નક્કી થયું છે.

આમ સમસ્ત ગુજરાતના વિદ્વાનો અને સાહિત્યવિલાસીઓને એકત્ર કરી તેમને સત્કાર કરવાનો પ્રસંગ મુંબાઇને પ્રાપ્ત થયો છે. મુંબઇ એ માત્ર મુંબઇ ઇલાકામાંજ નહીં પણ અખિલ હીંદુસ્થાનમાં પ્રથમ પંક્તિનું શહેર છે અને અમારી ખાત્રી છે કે પોતાના નામને શોભે એવી રીતે આ પરિષદની બેઠક યશસ્વી કરવામાં અને સાહિત્યરસિક સજ્જનો તથા સન્નારીઓનો સત્કાર કરવામાં પાછી પાની કરશે નહીં. વળી પરિષદને અંગે પ્રાચીન પુસ્તકો તથા વસ્તુઓનું તેમજ લલિત કળાનું પ્રદર્શન ભરવાની પણ યોજના કરવાનો વિચાર ચાલે છે. આપ જાણો છો કે પરિષદ યશસ્વી નીવડે તે અર્થે કાર્ય કરનારા ઉપરાંત નાણાંની જરુર છે.

સત્કાર મંડળનું લવાજમ રુ. ૧૦. રાખવામાં આવ્યું છે. તે અથવા અન્ય સર્વ પ્રકારની બનતી મદદ સૌ કોઇ યથાશક્તિ નીચેને સરનામે મોકલી આપશે કારણ કે ઉંચા પ્રકારના સાહિત્ય વિના કોઇપણ પ્રજા કે દેશની કદી ઉન્નતિ થતી નથી, અને સાહિત્ય પરિષદ જેવી પ્રવૃત્તિ વિના પ્રજાને સંગીન અને ઉંચું સાહિત્ય પુરુ પાડવાનું તથા તને લોકપ્રિય બનાવવાનું કામ સર્વથા અશક્ય છે

સાહિત્ય પરિષદ આખી ગુજરાતી બોલતી સર્વ પ્રજાનું કેંદ્ર છે; એ રાજકીય, સામાજિક ને ધાર્મિક ભેદ વિના આખા ગુજરાતને એકતા અનુભવવાનું સ્થાન છે. અમને આશા છે કે મુંબાઇનું ઉત્સાહી ગુજરાત આ તકનો લાભ લઇ, સમસ્ત ગુજરાતને યોગ્ય આદર આપશે.


સાહિત્ય પરિષદ કાર્યાલય,<br>
c/o. સાહિત્ય પ્રેસ,<br>
નં. ૧૦–૧૪, બેકહાઉસ લેન,<br>
કોટ, મુંબાઇ.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,<br>
પ્રમુખ, કારોબારી મંડળ.

વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય,<br>
જહાંગીર જમશેદજી વીમાદલાલ,<br>
ઉપપ્રમુખો, કારોબારી મંડળ.

## પત્રિકા નં. ૨

# નિબંધો માટે માર્ગદર્શક યાદી

૧ ભાષા અને વ્યાકરણ.
- ભાષાશાસ્ત્ર.
- ગુજરાતી ભાષાનો વંશાવતાર.
- પ્રાંતિક બોલીઓ.
- જોડણી.
- લિપિ.
- વિદેશી ભાષાશાસ્ત્રીઓના ગુજરાતી ભાષા વિશે વિચારો.
- ગુજરાતી વ્યાકરણ.

૨ સાહિત્ય.
- છંદઃશાસ્ત્ર.
- રસ તથા અલંકાર.
- સમાલોચનાની કળા, તથા વિવેચન.
- ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ.
- ગુજરાતી સાહિત્યકારોનાં ચરિત.
- લોકગીત.
- લોકકથા.
- ભજનો.
- સંસ્કૃત અંગ્રેજી આદિ સાહિત્યની ગુજરાતી સાહિત્ય ઉપર અસર.
- ગુજરાતમાં ઉદ્ભવેલાં ઇતર સાહિત્યો.

૩ ધર્મ અને તત્ત્વજ્ઞાન.
- સાહિત્યકારોના ધર્મ કે તત્ત્વચિન્તન સંબંધે ચર્ચા.

૪ ઇતિહાસ.
- ગુજરાતનો રાજકીય, ધાર્મિક તથા સાંસારિક ઇતિહાસ.
- ગુજરાતની ભૂગોળ–હિંદુ મુસલમાન અને મરાઠી સમયની પુરાણુ વસ્તુશાસ્ત્ર ઇત્યાદિ.
- ગુજરાતને લગતું પુરાતત્ત્વ.

૫ કલા.
- કવિતા, સંગીત, ચિત્ર, શિલ્પ, અભિનય, નૃત્ય.

૬ રંગભૂમિ.

૭ વિજ્ઞાન.

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદની બેઠક મુંબાઇમાં ભરાવાની છે, તે સંબંધી નીમાએલી કાર્યવાહક સભાએ કામની વહેંચણી કરવા માટે જુદી જુદી પેટાસમિતિઓ નીમી છે. એમાંથી ત્રણ સમિતિઓની બેઠકો ગયા માસ દરમ્યાન મળી હતી, તેમાં નીચે પ્રમાણેનું જાણવાજોગ કામ થયું છેઃ—

## ૧

## વ્યવસ્થાપક સમિતિ

આ સમિતિની બેઠક તા. ૫–૧૧–૨૫ ના રોજ મળી હતી, તેણે ઠરાવ્યું છે કે **પરિષદની બેઠક ૧૯૨૬ માં, ઇસ્ટરના તહેવારોમાં ભરવી;** અને તે માટે સત્કાર મંડળના સભ્યો નોંધવાનું કામ ચાલુ થયું છે.

પરિષદ માટે સ્વયંસેવક મંડળ તૈઆર કરવા, મુંબાઇમાં પરિષદની બેઠકને લોકપ્રિય કરવા જુદા જુદા લત્તાઓમાં જાહેર સભાઓ ભરવાની ગોઠવણ કરવા, તેમજ નાણાં ઉઘરાવવાની વ્યવસ્થિત યોજના કરવા માટે વ્યવસ્થાપક સમિતિએ પેટાસમિતિઓને કામ સોંપ્યું છે.

નાણાં ઉઘરાવવા વીશે વ્યવસ્થિત યોજના તૈઆર થાય તે દરમ્યાન, જાહેર પ્રજા જોગ એક વીનંતીપત્ર ( જુઓ આ સાથે છાપેલી પત્રિકા નં. ૧ ) બહાર પાડવાનું ઠરાવ્યું છે.

પરિષદની ઓફીસ સાહિત્ય પ્રેસની ઓફીસ (૧૦–૧૪, બેકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ)માં રાખવામાં આવી છે.

## ૨

## વૃત્તાંત સમિતિ

વૃત્તાંત સમિતિની બેઠક તા. ૧૨–૧૧–૨૫ ના રોજ મળી હતી. તેણે પરિષદને લગતી પત્રિકાઓ વખતોવખત તૈઆર કરીને વર્તમાનપત્રોમાં પ્રકટ કરવાની ગોઠવણ કરવા માટે સાત સભ્યોની એક પેટાસમિતિ નીમી છે.

## ૩

## નિબંધ સમિતિ

આ સમિતિની બેઠક તા ૧૩–૧૧–૨૫ ના રોજ મળી હતી, તેણે નિબંધો માટે એક માર્ગદર્શક યાદી ( જુઓ પત્રિકા નં. ૨) તૈઆર કરી છે, અને પરિષદમાં વંચાવા માટે સ્વીકારાએલા નિબંધો બનતા સુધી છપાવીનેજ પરિષદ આગળ રજુ કરવાનો સમિતિનો ઇરાદો હોવાથી, નિબંધ લખવા ઇચ્છના ગૃહસ્થોને, પોતાના લેખો મોડામાં મોડા તા. ૧ લી માર્ચ ૧૯૨૬ સુધીમાં મોકલી આપવાની વીનંતી કરવાનું ઠરાવ્યું છે.

અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણ ભસ્મ જેવી મજબુત,
સ્વાદીષ્ટ ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક
લેવાની ઈચ્છા હોય તો તમારી બ્હેનોને,
માતાઓને, પુત્ર વધુઓને અને તમારી
ગૃહીણીને અવશ્ય વંચાવો.

( મારવાડી બ્હેનોએ અવશ્ય આ ગ્રન્થ વાંચવો. )

અન્નફળ, શાક, જાત જાતનાં પકવાનો બનાવવાની
રીત દર્શાવનારૂં પુસ્તક.

દરેક કુટુંબમાં રાખવા લાયક—નાની બાળાઓએ
અભ્યાસ કરવા લાયક.

# પકવાન પોથી

અથવા

# પાકશાસ્ત્ર.

લેખક તથા પ્રકાશક,
ગં. સ્વ. લલિતાગારી સામરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.

નવીન સુધારેલી બીજી આવૃત્તિ.
કિમ્મત રૂ. ૩-૦-૦; સોનેરી ગીલ્ટનું પુઠું રૂ. ૩-૮-૦.

આ પુસ્તકની અંદર ૬૦૦ થી વધુ તરેહ તરેહનાં
ખાવાનાં પકવાનો બનાવવાના જુદા જુદા પ્રકારો
દર્શાવવામાં આવ્યા છે.

## પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર સંબંધી થોડાક અભિપ્રાયો.

### અલ-કમાલ, મે ૧૯૨૪.

"પકવાન પોથી યાને પાક શાસ્ત્ર નામનું એક ઉપયોગી પુસ્તક બે હીન્દુ બાઈઓ ગં. સ્વ. લલિતાગૌરી શામરાવ તથા ગં. વિમલાગૌરી મગનલાલની કલમથી લખાયલું બાહેર પડેલું છે. રાંધણકળા એક એવી કળા છે કે જેની સીમા નથી. ખોરાકના કાચા પદાર્થમાં જે સ્વાદ કુદરતી સમાયલો છે તે રાંધણકળામાં ત્યારેજ જાળવી રાખી શકાય છે જ્યારે કોઈ પાકશાસ્ત્રમાં ખરેખર પ્રવીણ હોય છે. ખરી ખુબી દરેક વાનિમાં મસાલા વગેરેનું પ્રમાણ જાળવી રાખવા ઉપર ટકી રહે છે. આગળ જ્યારે રસોઇકળા ઉપર સ્ત્રી વર્ગનો અજબ મોહ હતો ત્યારે હાલના સમયમાં તે દીનપર દીન ઓછો થતો જાય છે. અને જેઓ પકાવી જાણે છે તેઓ બધાજ તે પદાર્થનો કુદરતી સ્વાદ રાંધણકળામાં જાળવી શકતાં નથી. આ ખામી દુર કરવાના હેતુથી ઉપલી બંને બાઈઓએ પોતાની પકવાન પોથીમાં જે કાંઇ સમજાવ્યું છે તે ઉપર અમલ કરવામાં આવે અને સંગીન રાંધણકળા શીખવા માટે એ પુસ્તકનો ખાસ અભ્યાસ કરવામાં આવે યા તેનો બરાબર ઉપયોગ કરવામાં આવે તો હાલના બારીક અને મોંઘવારીના સમયે હાથે સ્વાદિષ્ટ વાનિઓ તૈયાર કરવા સાથે ઘણી કરકસર કરી શકાય એમ છે.

અલબત્ત, આ પુસ્તકમાં જે વાનિઓ પીરસવામાં આવી છે તે ગોશ, મચ્છી, ઇંડાં વીગેરે હજમ કરી કંટાળી ગયલાઓ માટે એક મોટા આશીર્વાદ સમાન અમો લેખી છીએ. એક ગરીબમાં ગરીબ હીન્દુને ઉપયોગી થઈ પડે

એવી વાનિઓથી તે રાજરજવાડાઓને અનુકુળ થતી વાનિઓ બનાવવાની રીત આ પુસ્તકમાં ઘણી સહેલી, સારી અને સરળ રીતે એવી તો સીફતથી આપવામાં આવી છે કે એકાદ બીન અનુભવી પણ પોતાને મન ગમતી અને અને ગજાને પેશ પડતી વાનિઓ પોતાને હાથે તૈયાર કરી શકે. દરેક જાતનાં શાક, દરેક જાતનાં અથાણાં, દરેક જાતની ચટણી, કચોરી, ચુરમું, સરણતો હલવા વીગેરેની બનાવટથી આ પુસ્તકને શણગારવામાં આવ્યું છે. આ પુસ્તકની શરૂઆતમાં 'ઘર ઉપયોગી પદાર્થની પરીક્ષા' ના મથાળા હેઠળ દૂધ, ખાંડ, માખણ, મધ, હીંગ, આટા વીગેરેની પરીક્ષાની જે સમજ ટુંકમાં આપવામાં આવી છે તે ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. પુસ્તકમાં આ એક બહુજ ઉપયોગી પ્રકરણ છે, જે ઉપર અમારા વાંચકોનું ખાસ લક્ષ ખેંચીએ છીએ.

આ રીતે ઉપલા બંને હીન્દુ બાઇઓનો સાહસ જેમ વખાણને પાત્ર છે, તેમ ઉત્તેજનને પાત્ર છે. જેની નકલ કરવા અમારી મેહોમેદન બાનુએ લક્ષ દોડાવ્યું હોય એ અમારા લક્ષમાં નથી. આ પુસ્તક ૨૮૫ સફાઓનું છે અને તેની પ્રીન્ટીંગ, પુઠું અને છપાઇ વીગેરેનું ગેટ-અપ ઘણું સુંદર હોવા છતાં તેની ફક્ત રૂ. ૩ની કીંમત રાખવામાં આવી છે, જે દરેક કોમ કે દરેક વર્ગના મકાનોમાં જળવાઇ રહેવું જોઇએ છે."

---

ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ,
તા૦ ૧ લી જુન ૧૯૨૪.

"ઉપલા નામનું લગભગ ત્રણસો ઉપર સફાનું સુંદર ગૃહઉપયોગી પુસ્તક, બે હીંદુ બ્હેનો ગં. સ્વ. લલિતાગૌરી સોમેશ્વર તથા ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલે રચીને બહાર પાડયું છે, જે ગુજરાતી સાહિત્યમાં ઘણું આવકારદાયક

લેખાશે. ઉપલા પુસ્તકને ત્રણ ભાગમાં વહેંચી નાખીને મીષ્ટાન્નની વીવીધ જાતની વાનીઓ, શીયાળાની મોસમમાં ખાવાના પુષ્ટીકારક પાકો, અને દરરોજ ખાવાના ખોરાકની સમજ, સાધારણ ભણેલી બ્હેનો પણ વાંચી સમજી શકે એવી સરળ ભાષામાં સમજાવવામાં આવી છે. તે પારખવાની રીત પણ આપવામાં આવી છે.

અન્ન, શાક ખાનારાઓ (વેજીટેરીયનો) ને એ પુસ્તક હંમેશ ઘરમાં રાખવાથી બહુજ ઉપયોગી થઈ પડશે. આ પુસ્તક હીંદુ, મુસલમાન તેમજ પારસી—સર્વ કોમોને ઉપયોગી છે. તેમજ તેનું ઉપયોગીપણું જોતાં રૂ. ૩ ની કીંમત વધારે પડતી નહીંજ લેખાશે.

શાળામાં આભ્યાસ કરતી બાળાઓને આવાં પુસ્તકો ઇનામમાં વહેંચવાની હમો મજબુત ભલામણ કરીએ છીએ."

---

## સત્ય મિત્ર, તા૰ ૨૫ મી જુન ૧૯૨૪.

" પકવાનપોથી અથવા પાકશાસ્ત્રની બીજી આવૃતી એક વર્ષ જેટલી ટુંકી મદતમાં પ્રગટ કરવી પડી છે તે એ પુસ્તક જનસમાજ વચ્ચે કેટલું બધું લોકપ્રીય થઈ પડયું છે તેનો જીવતો જાગતો પુરાવો છે. પાકશાસ્ત્ર એ એક એવી વિદ્યા છે કે જે આપણા દેશમાં સ્ત્રી વર્ગે જાણવી આવશ્યક છે. આ શાસ્ત્ર ખોટી ફીશીયારીને લીધે આપણો સ્ત્રી વર્ગ ભુલતો જતો હતો, પણ એ શાસ્ત્રનું જ્ઞાન તો એક જાતનું ભુષણ છે અને પશ્ચિમના લોકો પણ તેમાં રસ લેવા લાગ્યા છે એવી આપણા લોકોની ખાત્રી થતાં પાકશાસ્ત્ર તરફ લોકોનું લક્ષ પાછું ખેંચાવા માંડયું છે અને હવે તો શાળાઓમાં પણ રાંધણકળાનું શીક્ષણ આપવામાં આવે છે. શાળાઓમાં આ વિષય દાખલ

થયો છે, અને સ્ત્રી વર્ગ આ વીષયમાં સામાન્ય રીતે રસ લેતા થતો ગયો છે ત્યારે પાકશાસ્ત્રના પુસ્તકની જરૂર પડે એ સ્વાભાવીક છે. આ સાહીત્ય નડીઆદનીવાસી ગંગાસ્વરૂપ લલીતાગૌરી શામરાવ અને ગંગાસ્વરૂપ વીમલાગૌરી મગનલાલે લખી પુરૂં પાડયું છે. પુરૂષો કમાઇ લાવે છે પણ ઘરમાં તેમની સગવડ સાચવી સ્વાદીષ્ટ ભોજન જમાડવા નું કામતો સ્ત્રીઓનું છે. જો સ્ત્રીઓ ગમે તેવી હુશીયાર, બાહોશ અને ભણેલી હોય પણ સ્વાદીષ્ટ રસોઇ કરવા જેટલી આવડત ધરાવતી ન હોય તો સમાજમાં તેની ગણના આદર્શ સ્ત્રી તરીકે થતી નથી. અનાજને પણ કેળવીને ખાવાનું છે. એકજ જાતના ઘઉંમાંથી રોટલી અને પકવાન બને છે પણ રોટલી અને પકવાનની બનાવટમાં ફેર છે. આ પુસ્તકમાં જુદા જુદા અનાજને જુદી જુદી રીતે કેળવવાથી કેવા સ્વાદીષ્ટ બને છે તે સારી રીતે બતાવવામાં આવ્યું છે. ભાષા પણ એવી સરળ છે કે ઓછી ભણેલી સ્ત્રીઓને પણ સમજ પડી શકે તેમ છે. લખનાર સન્નારીઓ નડીયાદના સંસ્કારી નાગર કુટુંબનાં છે અને પાકશાસ્ત્રનો તેમને અનુભવ છે તેનો તેઓ સમાજને લાભ આપે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. સાહિત્યની પણ તેમણે એક પ્રકારની સેવા બજાવી છે. સાહિત્ય એકઅંગી કે એકપક્ષી હોવું જોઇતું નથી. આ પુસ્તક નીશાળોમાં ચલાવવા જેવું, લાઇબ્રેરીમાં રાખવા જેવું અને પરણતી વખતે કન્યાઓને ભેટ આપવા જેવું છે. મેસર્સ એન. એમ. ત્રીપાઠીની કુંપની આવા ઉપયોગી પુસ્તકના પ્રચાર માટે ભારે પ્રયાસ કરી રહી છે. પુસ્તક ગમે તેવું કીંમતી અને અગત્યનું હોય પણ જ્યાં સુધી તેનો પુરતો પ્રચાર થતો નથી ત્યાં સુધી જનસમાજને તેનો લાભ મળતો નથી અને પુસ્તકની કીંમત લોકો સમજી શકતા નથી. ત્રીપાઠી કંપનીએ આ રીતે ગ્રંથ લખનારી સન્નારીઓની

તેમજ સમાજની સેવા બજાવેલી ગણી શકાય. આ પુસ્તકની પાકી બંધામણી સોનેરી સુંદર નામ અને તેનું કદ તથા સ્વચ્છ સફાઇ જોતાં તેની કીંમત રૂ. ૩॥ ભાગ્યેજ વધારે પડતી ગણાશે."

---

**જામે-જમશેદ, તા૦ ૧૨મી જુલાઇ ૧૯૨૪.**

"આ પુસ્તકની નોંધ થોડાક માસની વાત ઉપર અમોએ લીધી હતી, પણ તેની પહેલી આવૃતી સઘળી ખપી જવાથી હાલ બીજી આવૃતી બાહેર પાડવામાં આવી છે. માત્ર એ એકજ બીના આ પુસ્તકના ઉપયોગીપણાંનો પુરાવો છે. પણ એવું એક ઉપયોગી પુસ્તક બાહેર પાડવા માટે તેના કર્તા બાઈ લલિતાગૌરી શામરાવ અને વિમલાગૌરી મગનલાલને મોટો ધન્યવાદ ઘટે છે. હાલના જમનામાં ખોરાકીની લગભગ દરેક વસ્તુમાં ભેળસેળ થાય છે. આથી દુધ, ઘી, ખાંડ, તેલ, આટો, મધ વગેરેની ભેળસેળ પારખવાની રીત આ પુસ્તકમાં આપી છે. વળી ખોરાક કેવો અને શી રીતે ખાવો તે સમજાવ્યું છે અને માંસ વધારનારા તેમજ શરીરને ચરબી આપનારા પદાર્થો કયા છે તે વીગેરે વીશે આ પુસ્તકમાં વીવેચન કર્યું છે. તે પછી દરરોજના ખપની તેમજ મીઠાઇ વગેરેની તરેહવાર વાનિઓ પકાવવાની રીત આપી છે. તેમાં અથાણાં, મુરબ્બા, ખીચડી, કઢી, ચટણી, પેંડા, બરફી, શીયાળામાં ખાવાના પાક વગેરે તરેહવાર ચીજો સમાઇ જાય છે. પુસ્તક કપડાના પાકા પુઠામાં બાંધેલું અને સોનેરી નામ સાથનું છે. હીંદુઓ તેમજ ફળ શાકનો ખોરાક લેનારા બીજા સઘળાઓ માટે ઉપયોગી છે."

---

## બીજી આવૃતીની પ્રસ્તાવના.

મ્હારી આ ચોપડી લગભગ ચાર વરસ થયાં ખલાસ થઇ ગએલી હતી. બીજી આવૃત્તિ કાઢવાનો ઘણોજ વિચાર કર્યો હતો પણ નાદુરસ્ત તબીયતને લીધે ગુજરાતી વાંચક વર્ગ આગલ મુકવામાં ઢીલ થઇ હતી, તેની ક્ષમા માગું છું. આ વખતે વાંચક વર્ગની સરળતાને માટે બે ભાગમાં બહાર પાડી છે. મ્હને આશા છે કે જેમ પહેલી આવૃત્તિને વાંચક વર્ગ ને ખાસ કરીને આપણી બ્હેનો પ્રત્યેથી જે આદર સત્કાર થયો હતો તેવોજ આદર સત્કાર આ મ્હારી બીજી આવૃત્તિને થશે એમ ઇચ્છું છું. છાપવામાં કોઇ પણ ભુલ રહી ગઇ હોય તો તેને માટે દરગુજર કરશો એવી આશા છે.

## સુચના.

સુતળીમાં એક સફેદ મોતી પોરવી તે મોતીની સામેની બાજુએથી બીજી તરફનો છેડો કહાડો, જેથી મોતી આંટીમાં આવી જશે. હવે બંને છેડા એકઠા કરી સરખા કરો અને પહેલાં સુતળીમાં જે મોતી, આંટીમાં નાખ્યું છે, તે મોતી સાથે જે પડદામાં દરેક હારમાં જેટલાં મોતી પોરવ-વાનાં હોય તેટલાં પોરવવાં. પડદાની સેર હંમેશાં નીચેથી શરૂ કરી તેને ઉપર સુધી લેવી એટલે એક સેર તૈયાર થઇ, તેના બંને છેડા લાકડીની નીચેના સારમાંથી ઉપર લો. ઉપર લીધા પછી બે છેડાને છુટા પાડી જે પેલી લાકડાની પટી

ઉપર સુતરાઉ પટી જડેલી છે તેની બે બાજુએ એકેક છેડો રાખી, તે પટીને બંને છેડાની વચ્ચે લઇ તેની ઉપર મુજબ દશ બાર ગાંઠ મારવી અને પછી બાકી રહેલી સુતળી કાપી નાખવી. આ પ્રમાણે દરેક સેર પોરવવી અને તેને ગાંઠવી. હવે પછી કોઇ પણ પડદામાં વારંવાર સેર ગાંઠવા કે સેર કેવી રીતે પોરવવી તે સુચવવામાં આવશે નહીં. ભરનારે પડદાની સેર ગાંઠતી વખતે ગાંઠો મજબુત વાળવાની સંભાળ રાખવી કે જેથી પડદો નીચે ધસી આવે નહીં. પડદાની લાકડીને બન્ને છેડે જો તમારે કડી જડાવવી હોય તો પિત્તળની કડી અગર જો હુક જડાવવા હોય તો તે જડાવવા અને જે સુતરાઉ પટી, અને દોરી મુકવાની પડદામાં દર્શાવવામાં આવેલી છે, તે સુતરાઉ પટીમાં મુકીને તે બેવડાવવી, ને લાકડીને બંને છેડે નાની લોખંડની ચુંકોથી મજબુત જડી લેવી. લાકડાંની પેટીને હંમેશાં પડદા બનાવતાં પહેલાં સારી પોલીશ કરાવવી, જેથી લાકડું સાફ અને સારૂં લાગશે. આ પડદો બનાવવામાં લાકડીનો કેવી રીતે ઉપયોગ કરવો તે આ સુચનામાં જણાવ્યા સીવાય બીજી કોઇ પણ વખતે એટલે દરેક પડદામાં બતાવવામાં આવશે નહીં. પડદો બનાવનારે મોતી બધાં એક સરખાં લેવાં, નાના મોટાં લેવાં નહીં, તેમજ આગલી સેરના મોતીની બરોબર બીજી સેરના મોતી આવી રહે છે કે નહીં તે જોઇ સરખાવીને લેતાં જવું. પડદો બનાવનારે આ સુચના ખાસ ધ્યાનમાં લેવી, અને પછી શરૂ કરવું. આ પડદો હોલમાં મુકવાથી ઘરનો સર સામાન અને હોલ ઘણોજ સુશોભીત લાગે છે. પડદા બનાવવામાં હંમેશાં પથરીઆ મોતી વાપરવાં કેમકે આવાં મોતીના પડદાઓ ઘણા સુશોભીત લાગે, અને દેખાવ પણ ઘણો સુંદર આપે છે.

# સ્ત્રી ઊપયોગી પુસ્તકોનું લીસ્ટ.

| પુસ્તક | રૂ. | આ. |
|---|---|---|
| અમર ચરિત્ર. ભા. ૧–૨–૩–૪ | ૧૬ | ૦ |
| સરસ્વતિચંદ્ર. ભા. ૧–૨–૩–૪. | ૧૨ | ૧૨ |
| સતિધર્મ પતિસેવા. ભા. ૧–૨ | ૫ | ૮ |
| પતિવૃતા સતિઓ- (સચિત્ર) | ૩ | ૮ |
| પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર. | ૩ | ૦ |
| વેતરવા તથા શીવવાની કળા. | ૨ | ૦ |
| ગુંથણ કળા ભાગ. ૨:જો તથા ૩ જો. | ૫ | ૦ |
| લીલાવતી જીવન કલા | ૧ | ૮ |
| ઝાંસીની રાણી | ૩ | ૦ |
| ગુજરાતની જુની વારતા | ૩ | ૦ |
| પૃથુરાજ ચોહાણ અને ચંદબરદાઇ | ૩ | ૦ |
| વહુને શીખામણ | ૧ | ૪ |
| સતી મંડળ. ભા. ૧–૨ | ૭ | ૦ |
| પંચરત્ન ગીતા. | ૨ | ૦ |
| ગૃહવ્યવસ્થા. | ૧ | ૦ |
| સ્ત્રી હિત શિક્ષક. | ૪ | ૦ |
| વનિતા વિનોદ. | ૨ | ૮ |
| કુસુમાવલી. | ૧ | ૧૨ |
| અરેબીયન નાઇટસ. | ૧૦ | ૦ |
| કરણ ઘેલો. | ૨ | ૮ |
| કથા સરિત્સાગર. ભા. ૧–૨. | ૬ | ૦ |
| નવલગંગા. ભા. ૧–૨ | ૪ | ૦ |
| પ્રેમાનંદ કાવ્ય. | ૫ | ૦ |
| મણી અને મોહન. | ૨ | ૮ |
| વહેમી વનિતા. | ૨ | ૮ |
| મોહબત કે મુસીબત (સચિત્ર.) | ૫ | ૦ |
| કલાપીનો કેકારવ. | ૪ | ૦ |
| ડૂબતું વહાણ. | ૪ | ૦ |
| સૈનીકની સૂંદરી. | ૪ | ૦ |
| શ્રીમતિ વિજયા | ૩ | ૦ |
| મણીકાન્ત કાવ્યમાલા. | ૩ | ૮ |
| પ્રેમઘેલી પદ્મા. | ૩ | ૮ |
| મ્હારી કમલા અને બીજી વાતો | ૧ | ૮ |
| ભક્તમાલા. | ૨ | ૮ |
| કાવ્ય માધુર્ય. | ૨ | ૮ |

આજના અંકનો વધારો

ગૂજરાતના ગૌરવરૂપ — એક નવું સાહસ

શ્રેષ્ઠ સાહિત્યકારો અને કાર્યકર્તાઓનો પૂર્ણ સહકાર ધરાવતું

# 卐 પ્રસ્થાન 卐

[ દર પૂર્ણિમાએ નિયમિતપણે પ્રગટ થતું માસિક ]

તંત્રીઃ અ. રામનારાયણ વિ. પાઠક — પ્રકાશકઃ ગૂજરાત સાહિત્ય મંદિર

આપણે ત્યાં માસિકો તો ઘણાંયે છે, પરંતુ વિનાશના મ્હોંમાં હોમાઇ જતા આપણા હાલના લોક-જીવનનો આબેહૂબ ચિતાર આપનાર અને તેમાંથી બચવાના ઉપાયો ચર્ચનાર

## ક્યાં એકે માસિક છે ?

છેલ્લાં કેટલાંક વરસોમાં નહતી તેટલી વિકટ-ભયંકર સ્થિતિ અત્યારે આપણી છે. આપણું સમાજ-શરીર અનેક રુઢીઓ અને રાજપ્રકરણી બંધનોથી જકડાઇ ગયું છે. બહારથી પવિત્ર જણાતાં આપણાં ગામડાં ભયંકર ઝેરી વાયુથી ભરેલાં છે. દિનપ્રતિદિન આપણી આર્થિક સ્થિતિ વધુ જોખમમાં આવતી જાય છે; અને વિનાશક દારિદ્ર પોતાનું વિકરાળ જડબું મ્હોણું રાખી આખી જનતાને સ્વાહા કરી જવાની દાનતથી છલંગ મારતું ધસી આવે છે.

આ શાથી ? આના ઉપાય શા ?

આ માસિક આ અને આ[illegible] ની ઉદારભાવથી

# વિશેષતાઓ

<u>સાહિત્ય:</u> વાર્તા: આમાં અર્થ વિનાની વાણીવિલાસવાળી તુચ્છ વ ર્તાઓ નહિ, પરંતુ સાચી કળાથી ઝરતી પ્રેરક વાર્તાઓ આવશે.

કાવ્ય: કેવળ શબ્દાલંકારવાળાં નહિ, પરંતુ જીવનને સંસ્કારી બનાવે એવાં ઉચ્ચ પ્રતિનાં કાવ્યો આવશે.

નાટક: પ્રતિભાશીલ લેખકોનાં અત્યુત્તમ નાટકો આવશે.

<u>લોકચર્યા:</u> ગૂજરાતના ગ્રામ્યાદિ વિવિધ પ્રકારના જીવનની અને અન્ય પ્રાન્તો તથા દેશોની ગૂજરાતને ઉપયોગી થાય એવી માહિતી.

<u>જ્ઞાનગોચરી:</u> જ્ઞાનના વિશાળ ક્ષેત્રોમાંથી માર્ગસૂચક અને બુદ્ધિપ્રેરક સામગ્રી.

<u>નોંધ:</u> વર્તમાન જીવનમાં ચાલતા વિવિધ પ્રશ્નોનો નિડરપણે ઉહાપોહ.

આ સિવાય કળાના અને તત્ત્વજ્ઞાનના, સાહિત્ય અને સાહિત્યચર્ચાના, કેળવણી અને લોકશિક્ષણના, સંપ્રદાય અને નાતજાતના, હુન્નર ઉદ્યોગ અને વ્યાપારના, વિજ્ઞાન અને હિંદની પ્રાચીન સંસ્કૃતિના વિગેરે વિષયક તળસ્પર્શી નિબંધો અને લેખો આવશે.

તંત્રી:

પોતાનું સમસ્ત જીવન ગૂજરાતની સેવામાં અર્પણ કરનાર, છ સાત પુસ્તકો શારદાને ચરણે ધરી સાહિત્યસૃષ્ટિમાં પ્રખ્યાત થયેલ અને 'યુગધર્મ' ના એક વખતના સાહિત્યવિભાગના તંત્રી અ. **રામનારાયણ વિશ્વનાથ પાઠક** આ માસિકના તંત્રી રહેશે.

આ મનોરથો અને ભાવનાઓ સિદ્ધ કરવા ખાતર નીચેના વિદ્વાનોનું એક તંત્રી-મંડળ નીમ્યું જ છે.

તંત્રી મંડળ:

ડૉ. સુમન્ત મહેતા: 'યુગધર્મ' ના એક વારના તંત્રી
અ. રસિકલાલ છો. પરીખ: ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના મંત્રી અને 'પુરાતત્ત્વ' ત્રિમાસિકના તંત્રી
અ. ત્રિકમલાલ મ. શાહ: ગૂજરાત વિદ્યાપીઠના માજી મહામાત્ર
અ. નંદલાલ મ. શાહ: ગૂજરાત મહાવિદ્યાલયના અધ્યાપક.
શ્રી૦ ગજાનન વિ. પાઠક: સ્થાપત્ય અને કળાના ઉંડા અભ્યાસી

તંત્રી અને તંત્રીમંડળના સભ્યો ગૂજરાતની વિવિધ પ્રવૃત્તિઓમાં આગેવાની ભર્યો ભાગ લેતા હોવાથી તેમજ ગૂજરાતના પ્રસિદ્ધ લેખકોના પરિચયમાં આવેલા હોવાથી માસિકમાં આવતી દરેક વસ્તુ સંગીન

# અમારો પહેલો અંક.

**નિવેદનઃ**—તંત્રીજીઃ આપની હાલની વિકટ સ્થિતિનું સ્પષ્ટ દર્શન અને આપણા કાર્યપ્રદેશની સુંદર રુપરેખા.

**કાવ્યમાં વર્ણનું મહત્વઃ**—અ. રામનારાયણ વિ. પાઠકઃ ગૂજરાતી કાવ્યશાસ્ત્રમાં નહિ ચર્ચાયલી એક અંગની સુંદર સમીક્ષા.

**અનુપમા અને ગૌરીઃ**—શ્રી પ્રાણજીવન વિ. પાઠકઃ 'આરણ્યક' ના ઉપનામથી 'અનંતા' નાટક લખી મશહુર થયેલ નાટ્યકારની કલમથી લખાયેલું અદ્ભુત રસભર્યું એકાંકી નાટક.

**બગાડઃ**—ડૉ. સુમન્ત મહેતાઃ આપણી બેદરકારીથી થતા કરોડો રૂપીઆના બગાડનું મૂર્તિમંત સ્વરૂપ અને તે અટકાવવાના ઉપાયો સૂચવતો એક મનનીય નિબંધ.

**કમળાઃ**—રા. મુસિકારઃ ગૃહજીવનમાં અકાળે કરમાઇ જતી એક તરુણ યુવતીની દર્દભરી જીવનલીલા.

**બેકારીનું ઓસડઃ**—શ્રી. છગનલાલ ન. જોશીઃ આપણી હાલની આર્થિક મુસ્કેલીઓનો ઉકેલ સૂચવતો એક સચોટ લેખ.

**હિંદની સાંપત્તિક તપાસઃ**—હિંદુસ્થાનની સાંપત્તિક સ્થિતિની તપાસ કેવી રીતે કરવી તે માટે સરકારે નીમેલી કમિટીના રીપોર્ટની તારવણી, તે ઉપરની સચોટ નોંધ સાથે.

**લોકચર્યાઃ**—નડીઆદ તાલુકાના અંત્યજોની થયેલી ધાર્મિક, સામાજિક, અને આર્થિક ઉન્નતિ દર્શાવતી ઉંડા અભ્યાસવાળી ચર્ચા.

**નોંધઃ**—મહાસભાનું અધ્યક્ષસ્થાન, વહોરાકોમની કેળવણી, મહાસમિતિ, અખિલભારત કાંતનાર મંડળ, વિદેશી થાપણ વગેરે વગેરે.

જ્ઞાનગોચરી, પુસ્તકપરિચય વગેરે નિયમિત અંગો.

Printed at The Sahitya Press, Fort Bombay.

# ગુજરાત



પુસ્તક ૮ ફાલ્ગુન ૧૯૮૨ ની અનુક્રમણિકા અંક ૬

— ચિત્રદર્શન —



— લેખ સૂચિ —

---

લવાજમ: હીંદુસ્થાનમાં રૂ. ૮-૦-૦. પરદેશમાં ૧૦-૦-૦. છુટક નકલ રૂ. ૧.

આ 'ગુજરાત' માસિક ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે 'સાહિત્ય પ્રેસ'માં નં. ૧૦-૧૪, બેકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, ફોટ, મુંબાઈ મધ્યે અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી લાભશંકર પ્રભુરામ ભટ્ટે છાપ્યું અને પ્રગટ કર્યું છે.

શુદ્ધિ પત્ર: એ તે કોલેજીઅનો: અનુસંધાન પૃષ્ઠ ૬૪૨ ને બદલે ૬૫૦ વાંચવું.

'ગુજરાત'ના

## ગ્રાહકોને ખાસ સુચના

કાર્યાલય સાથે પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર ખાસ જણાવવો ગ્રાહક નંબર શીવાયના કાગળો ઉપર ધ્યાન આપવામાં આવશે નહીં. ઠેકાણું બદલવા બાબત તે તે માસની અમાસ સુધીમાં ખબર આપવી. તે પછીના કાગળોનો અમલ બીજે મહીને કરવામાં આવશે. સઘળો પત્રવ્યવહાર વ્યવસ્થાપક, ગુજરાત કાર્યાલયના શીરનામે કરવો.

વ્યવસ્થાપક: 'ગુજરાત' કાર્યાલય,
C/o 'સાહિત્ય પ્રેસ', બેકહાઉસ લેન, મેડાઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ ૧.




પુસ્તક ૮ ]　　ફાલ્ગુન ૧૯૮૨　　[ અંક ૬

## ગુજરાત અને યુગધર્મ

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યવહારિકતા ને ઉંચી અભિલાષા છે એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મ ને પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને તે વ્યવહારિક છતાં બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી છતાં, શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે; એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

અણુએઅણુએ બધા એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; શબ્દબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ—નિર્મલ ને નિરંકુશ—આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી.



ગુજરાત] નાયક: [નાયિકાનું મુખ ઉંચું કરી જુએ છે] પ્રિયે! કુસુમાકરોદ્યાન જોવાના કુતૂહલથી અમે આપને નાહક શ્રમ આપ્યો. [ફાલ્ગુન ૧૯૮૨

—નાગાનંદમ્] [—પૃ૦ ૬૪૨





શ્રી હર્ષદેવ પ્રણિત

( પંચાંકી નાટક )

—o—

અનુવાદક :

રા. રમણિકલાલ જયચંદભાઈ દલાલ બી. એ.

ચિત્રકાર :

રા. રવિશંકર શિવશંકર પંડિત બી. એ.


## પાત્રો

| | |
|---|---|
| સૂત્રધાર............................ | ..............................નટી |
| જીમૂતવાહન (નાયક)............... | ..............મલયવતી (નાયિકા) |
| વિદૂષક ............................ | ..................ચતુરિકા ( ચેટી ) |
| મિત્રાવસુ........................... | ..............મનોહારિકા ( ચેટી ) |
| વિટ................................ | ...... ..................નવમાલિકા |

—o—

## આગલા પ્રવેશોનો સાર

નાંદી ને અંતે વિદ્યાધરવંશ જીમૂતવાહન તેના મિત્ર વિદૂષક સાથે પ્રવેશ કરે છે. જીમૂતવાહનનાં માતાપિતા સંન્યસ્તાશ્રમમાં છે અને જીમૂતવાહન તેમની સેવા કરે છે. માતાપિતાની આજ્ઞાથી તે તેના મિત્ર વિદૂષક સાથે મલયપર્વત તરફ ફલફૂલાદિ લેવા જાય છે. મલયપર્વત પાસે સિદ્ધકુમારી મલયવતી યોગ્ય પતિ મેળવવા ગૌરીના મંદિરમાં પૂજા કરે છે. મલયવતીને ગૌરીએ રાત્રે સ્વપ્ન આપ્યું હતું તેનું વૃત્તાંત તે તેની સખીને કહે છે. તે વિદૂષક અને નાયક એક ઝાડની પાછળ છુપાઈ સાંભળે છે. અંતે વિદૂષકના આગ્રહથી બન્ને ભેગા થાય છે અને મલયવતી તથા જીમૂતવાહન વચ્ચે સ્નેહનું આરોપણ થાય છે.

મલયવતી પોતાની પ્રેમપીડા ચેટીને કહે છે અને એકાંત શોધવા ચંદનલતા ગૃહમાં જાય છે. ત્યાં સ્નેહ-થી વ્યાકુળ થઈ નાયક અને તેનો મિત્ર વિદૂષક આવતા હોય છે એટલે તેઓ બને એક ઝાડ ઓથે સંતાઈ જાય છે. નાયક મનને કૈંક શાંત કરવા તેની પ્રિયતમાનું ચિત્ર એક શિલા ઉપર આંકે છે. મલયવતી એ સમજી શકતી નથી એટલે પોતાનો સ્નેહી કોઈ અન્યને ચહાય છે એમ માની ચેટીને દૂર કાઢી ફાંસો ખાવા તૈયાર થાય છે. અને તે વખતે તે પકડાઈ જાય છે. નાયક મલયવતીને તે ચિત્ર કોઈનું નહીં પણ તેનુંજ છે તેની ખાત્રી કરાવે છે. ત્યાં લગ્નની વેળા સૂચવનારા શ્લોક સંભળાય છે એટલે સૌ જાય છે.

(હવે આગળ વાંચો)

## અંક ત્રીજો

સુરાના નશામાં ચકચુર થઈ હાથમાં તેનો જામ રાખી, વિચિત્ર ને વિહ્વલ વેષવાળો વિટ, અને હાથમાં સુરાનું પાત્ર ખભે ઉંચકી ચાલતો ચેટ પ્રવેશ કરે છે

### વિટ

[હર્ષથી.]

નિત્યે સુરા નશામાં, સખી તણો પ્રિયસંગ સદા કરતા;
માનું દેવ ખરે એ—કામદેવ, બલદેવ, બેજ મોટા.

[દારુના ઘેનમાં ધુણતો] ખરેજ! સફલ છે મારો અવતાર! ધન્ય છે શેખરકના જીવનને—

વક્ષઃ સ્થળે દયિતા મુખે નીલાં પદ્મગંધી મદિરા;
જે મસ્તકે હંમેશાં પુષ્પો મંજરી મહીં ગુંથ્યાં—સોહ્યાં

[ઠોકર ખાતો] અરે! કોણ મને ધક્કો મારે છે? [હર્ષથી] અવશ્ય નવમાલિકાજ મારી મશ્કરી કરતી હશે.

### ચેટ

શેઠજી! નવમાલિકાબા હજી નથી આવ્યાં.

### વિટ

[રોષથી] મલયવતીબાના વિવાહનું મંગલ-કાર્ય પહેલે પહોરેજ પુરું થઇ ગયું છે. છેક પરોઢીયુંએ થયું. તોએ એ કેમ ન આવી? [વીચારીનેઃ હર્ષથી] પણ...આજે તો મલય-વતીબાના વિવાહના મંગલ પ્રસંગનો મહોત્સવ થનાર છે. એટલે બધા સિદ્ધો ને વિદ્યાધરો પ્રિયા સાથે મદ્યપાનની મોજ માણવા કુસુમાકરોદ્યાન-માં ક્યારનાએ પહોંચી ગયા હશે. કદાચ નવ-માલિકા પણ મારા પહેલાંજ ત્યાં પહોંચી, મારી વાટ જોઇ રહી હોય. ચાલ! હું પણ ત્યાંજ જાઉં. નવમાલિકા વિના શેખરક કેમ હોઈ શકે! [અથડાતો ને ઠોકર ખાતોખાતો પ્રયાણ કરે છે.]

### ચેટ

આ બાજુ શેઠજી! આ બાજુઃ કુસુમા-કરોદ્યાન આ રહ્યું. અંદર પધારો, મહાશય!

[બંને જાય છે]

વસ્ત્રો ખભે નાખેલાં છે તેવા વેષે વિદૂષક પ્રવેશ કરે છે.

### વિદૂષક

મને ખબર મળી છે કે પ્રિયમિત્ર આજે કુસુમાકરોદ્યાન તરફ જનાર છે. ચાલ, હું પણ એજ રસ્તો લઉં! [થોડું ચાલી, નીહાળીને] આજ કુસુમાકરોદ્યાન જણાય છે. લાવ, અંદર જાઉં. [પ્રવેશતાંજ મધુકરો પજવે છે] અરે! આ દુષ્ટ ભમરાઓ મારી ઉપર કેમ ભમે છે! [પોતાનું શરીર સુંઘી] હાં! હાં! સમજાય પડી. હું તો જમાઈરાજનો ખાસ ભાઈબંધ છુંને? એટલે મલયવતીના સંબંધીઓએ બહુ બહુ વાનાં કરી મારા શરીર પર સુગંધીદાર પદાર્થોનો લેપ કર્યો છે. વળી આ સંતાનક પુષ્પોની મંજરી મારે માથે ચઢાવી છે. ખરેખર! એ બધો આદરજ અત્યારે મને

પીડાકર થઇ પડયો છે. હવે હું શું કરું? મલયવતીએ વળી આ રાતાં વસ્ત્રો આપ્યાં છે; એને સાલ્લા પેઠે ઓઢી ઘુમટો તાણીને જવા દે! પછી જોઉં કે આ દુષ્ટમધુકરો મને કેવી રીતે સતાવી શકે છે! [તેમકરે છે]

વિટ

[નિરુપણ કરી, હર્ષથી] અરે ચેટ! [આંગળીથી બતાવી હસતાં] આ રહી નવમાલિકા! હું મોડો આવ્યો-ને, એટલે ગુસ્સે થઇ મોઢું સંતાડી બીજી દિશામાં ચાલી જાય છે. લાવ, એને આલિંગન દઇ મનાવી લઉં. [એકદમ ધસી જઇ, વિદૂષકને ગળેથી પકડી, તાંબુલ આપવાની ચેષ્ટા કરે છે.]

ખરેજ! સફલ છે મારો અવતાર! ધન્ય છે શેખરકના જીવનને—

વિદૂષક

[સુરાગંધ સુચવતો] છટ્! છટ્! દૂર થા. [નાક દાબી પીઠ ફેરવી] અરે! એક દુષ્ટમધુકરોના વૃષથી માંડ માંડ છુટયો ને વળી આ બીજા મધુપાન કરનાર પાસે ક્યાંથી આવી ચઢયો!

વિટ

અરે! રોષથી અવળી કાં વળી ગઇ? હશે બાઇ! લાવો તમારે પગે પડું. માનો, બાઇ સાહેબ માનો! [પ્રણામ કરી, વિદૂષકના પગ માથે મુકી] મનાઇ જાવ! નવમાલિકા! મનાવ!

ચેટી પ્રવેશ કરે છે.

ચેટી

કુમારીબા મલયવતીનાં માતાજીએ મને કુસુમાકરોદ્યાનમાં જવાની આજ્ઞા કરી છે, અને માલણ પલ્લવિકાને તમાલવિથિકા બરાબર તૈઆર રાખવાની સુચના કરવા કહ્યું છે.

કારણ કે મલયવતીબાની સાથે જમાઇરાજ ત્યાં પધારનાર છે. એ પ્રમાણે પલ્લવિકાને તો હું કહી આવી. પણ આથી બીચારો શેખરક આખી રાતનો વિયોગીજ રહ્યો. કેટલો બધો ને આતુર થઇ રહ્યો હશે! લાવ! પ્રિય શેખરકને શોધી કાઢું. [જોઇને] આ રહ્યો શેખરક! [રોષે ભરાઇ] આતો બીજી ઓને મનાવી રહ્યા જણાય છે! જોઉં તો ખરી કે એ વળી કોણ છે!

વિટ

દુહિરિહર ને બ્રહ્માએ કદી નમાવી શકે ન ગર્વીને—
એ શેખરક પાદે તારા હે નવમાલિકા! નમશે.

વિદૂષક

અરે! દુષ્ટ નશાબાજ! ક્યાં છે અહીં નવમાલિકા!

ચેટી

[નીહાળી હસતી] નશાના ઘેનમાં આર્ય આત્રેયને નવમાલિકા માની આ શેખરક મનાવી રહ્યો છે. ચાલ, જરા દમ કસી બંનેને બનાવું.

ચેટ

[નવમાલિકાને જોતાં શેખરકનો હાથ હલાવી] અરે શેઠજી! મુકી દો! મુકી દો આને! એ તો ન હોય નવમાલિકાબા! એ તો બા આવ્યાં રાતી આંખે ધુરકતાં—

ચેટી

[આવી પહોંચી] શેખરક! કોને મનાવો છો?

વિદૂષક

[ધુમટો દૂર કરી] મને—અભાગણીના છોકરાને—

વિટ

[વિદૂષકને જોતાં રોષથી ઉભા થઇ જઇ] અસ્યા વાનરમુખા! મને...શેખરકને... બનાવ્યો? અયે ચેટ! પકડ આને. એટલામાં હું નવમાલિકાને મનાવી લઉં.

ચેટ

જેવી શેઠજીની આજ્ઞા.

વિટ

[વિદૂષકને છોડી દઇ, ચેટીને પગે પડે છે] કૃપા કરો, નવમાલિકા! ના રીસાવ!

વિદૂષક

[મનમાં] નાસી જવાનો ખરો લાગ છે [ભાગી જવા ધારે છે.]

ચેટ

[વિદૂષકને જનોઇથી પકડે છે: જનોઇ તુટી જાય છે] અસ્યા વાનરમુખા! ક્યાં નાસી જાય છે? [ઉત્તરીય ગળે વીંટી ખેંચે છે.]

વિદૂષક

અરે બાઇ! ઓ નવમાલિકા બહેન! જરા કૃપા કરો! મને છોડાવોને!

ચેટી

[હસીને] જમીનને માથુ અરાડી મારે પગે પડે તોજ છોડાવું.

વિદૂષક

[રોષથી કંપતો] હું ગંધર્વરાજનો મિત્ર વળી બ્રાહ્મણ...તારા જેવી દાસીના પગે પડું!

ચેટી

[આંગળીથી ધમકાવતી હસતી] હમણાંજ પગે લગાડું છું. શેખરક! ઉભો થા! તારા પર હું પ્રસન્ન છું. જો, આ તો આપણા જમાઇ રાજના પ્રિય મિત્ર છે. વળી બ્રાહ્મણ છે એમનું તેં અપમાન કર્યું છે. કુમાર મિત્રાવસુ કદાચ આ વાત જાણશે તો ગુસ્સે થશે; માટે આદરથી એમનું સન્માન કર.

વિટ

જેવી નવમાલિકાની ઇચ્છા. [વિદૂષકને આલિંગન દઇ] આર્ય! તમે તો અમારા સંબંધી થયા એટલે હું તો જરા હસતો હતો. [વિદૂષકનું માથું હલાવી] જુઓ! આ શેખરક દારુડીઓ છે કે?

વિદૂષક

ના, ભાઇ! ના.

વિટ

[હર્ષથી] તો બસ. હવે હસવાનો ખેલ ખલાસ. [ઉત્તરીય ગોળ ઉઠાણાની રીતે વાળી વિદૂષક માટે આસન બનાવે છે] બીરાજો મહાભાગ!

વિદૂષક

[મનમાં] ચાલો ઠીક થયું કે આનો નશો ઉતરી ગયો. [બેસે છે]

વિટ

નવમાલિકા ! તમે પણ આમની સાથે બેસો; એટલે તમને બંનેને સરખું માન આપું.

ચેટી

[ હસીને બેસે છે. ]

વિટ

રે ચેટ ! લે ! ભર આ પ્યાલી સ્વાદિષ્ટ સુરાથી.

[ ચેટી પ્યાલી ભરે છે. ]

[માથેથી પુષ્પો લઇ પ્યાલીમાં નાખે છે ] હે નવમાલિકા ! અધરામૃતે પવિત્ર કરી આમને આપો.

ચેટી

[સ્મિત કરી] વહલા શેખરકની જેવી ઇચ્છા. [તેમ કરે છે]

વિટ

[વિદૂષક આગળ પ્યાલી ધરી] નવમાલિકાના-મુખસ્પર્શથી આ સુરાની મીઠાશમાં કૈં ઓર વધારો થયો છે. આ શેખરક વિના એ પ્રસાદ મેળવવા હજી સુધી કોઇજ ભાગ્યશાળી થયું નથી અનુપમ સુધાપાન સમોવડું સુરાપાન કરો. આથી તમારુ વધુ સન્માન શું કરું ?

વિદૂષક

[ ગુંચવાતો-હસી] પણ શેખરક ! હું તો બ્રાહ્મણ છું.

વિટ

બ્રાહ્મણ છો તો તમારી જનોઇ કયાં ?

વિદૂષક

[શરીર પર યજ્ઞોપવીતની ખોળ કરી] તે તો આ ચેટે ખેંચી એટલે તુટી ગઇ.

ચેટી

[હસી] એમ છે તો ભાઇ ! વેદનો મન્ત્રોચ્ચાર તો જરા કરો.

વિદૂષક

ભાઇ સુરાની ગંધથી મરા વેદમંત્રો પણ રુંધાઇ ગયા છે. પણ તમારી સાથે વિવાદ કેવો કરવો ? લો આ બ્રાહ્મણ તમારે પગે પડે છે. [પગે પડવા જાય છે.]

ચેટી

[અટકાવીને] હાં, હાં, આર્ય ! એમ ન કરો. [શેખરકને] શેખરક ! આ ભાઇ બ્રાહ્મણ છે [ વિદૂષકને પગે પડીને] ખોટું ના લગાડશો હોં ! સંબંધી થયા એટલે જરા મશ્કરી કરીએએ ખરાં.

વિટ

લાવ ! હું પણ એમને મનાવી લઉં. [ પગે પડીને ] કૃપા કરો ! કૃપા કરો ! આર્ય ! નશામાં તે નશામાંજ મેં આપનું અપમાન કર્યું છે. હું તથા નવમાલિકા હવે મધૂત્સવમાં જઇએ છીએ.

વિદૂષક

બધુંએ માફ છે. જાઓ ભાઇ ! ખુશીથી સીધાવો. હું પણ પ્રિય વયસ્યને જઇ મળું.

વિટ

આર્ય ! તથાસ્તુ !

[ નવમાલિકા સાથે વિટ અને ચેટ જાય છે ]

વિદૂષક

હાશ ! હવે નીરાંત થઇ. આ બ્રાહ્મણ અકાળ મૃત્યુથી બચ્યો. દારુડીઆના સંગથી હુ દૂષિત થયો છું એટલે આ સરોવરમાં સ્નાન કર્યા પછીજ મિત્રને જઇ મળીશ. [ તેમ કરે છે. નેપથ્યે નજર નાખી ] પ્રિયબંધુ પણ આવી પહોંચ્યા. મલયવતી પણ સ્વયં સ્વયંવર લક્ષ્મી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૪૧]



# અપરાજિતા *

લેખક:
રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર
બી. એ., એલએલ., બી.

ચિત્રકાર:
રા. દત્તાત્રેય જોગલેકર, એ. એમ.

ધીમે ધીમે દિવસ નમી ગયો, સંધ્યાની લાલ સુરખી ઝાડનાં ઝુંડમાંથી જણાઇ. સાથે સાથે પૂર્વ તરફથી બાલચંદ્ર, પણ કુતૂહલથી તિલોત્તમાની માછલીને હોજનાં સોનેરી પાણીમાં નહાતી જોવા બહાર નીકળી આવ્યો.

તિલોત્તમા એક ઝરણામાં રહેતી. ઝરણું ઉંડું અને એકાન્ત જગામાં હતું. જંગલનાં ઝાડની ઘટાને લીધે બનેલી ભુલભુલામણીમાં એ એવું તો ઢંકાઇ ગયું હતું કે ત્યાંનાં પક્ષીઓને પણ એની ખબર ન હતી. નજીકના નગરવાસીઓ પણ ત્યાં ભુતાવળ છે એમ ગણી તેની પાસે આવવા હીંમત કરતા નહીં.

એ હતી તો અપ્સરા; પણ એનો પિતા નાગ પાતાલ લોકમાં રહેતો; અને તેથી ઝરણ ઉપર એ એકલી છતાં એનાં સંબંધીઓની પાસેજ હતી.

તિલોત્તમાના રૂપની સ્પર્ધા કરે એવું તો ફક્ત ઝરણામાં દેખાતું એનું પ્રતિબિંબજ હતું. તેની આંખો ઝરણનાં જલ જેવીજ કાળી અને ઉંડી હતી. એના દેહનો વર્ણ પારદર્શ ક્આરસના જેવો હતો. વર્ષાનું પુર આવતાં, નદીનાં પાણી ખડકમાંથી ઘુમરડી ખાતાં, વલોવાતાં જ્યારે બહાર વહેવા માંડે અને ઉપર દુધ જેવું ફીણ તરતું દેખાય તેના જેવો એનો વર્ણ શ્વેત હતો.

ઝરણના કલકલ અવાજ જેવો એનો મધુર સ્વર હતો. એનો કેશકલાપ એટલો તો લાંબો હતો કે પોતાના આખા શરીરને એમાં એ ઢાંકી શકતી.

જલદેવી સરીખડી તિલોત્તમા અત્યારે સહસ્રદલ કમલ ઉપર જમણો હાથ ટેકવી બેઠી હતી. તેના ડાબા હાથમાં ભુરું કમલ હતું; અને ગોળાકાર રહેલા પગ ઉપર ઝુલી રહેલા વાળની લટ ઉપર તેને રમતમાં મુક્યું હતું.

અધમીંચેલી આંખોથી પેલી માછલીને હોજમાં કુદાકુદ કરતી એ જોઇ રહી હતી. એનાં પોપચાં અડધાં બીડાઇ જતાં હતાં; અને જરા ઉંઘમાં આવી હોય એમ લાગતી હતી. એટલામાં પાછળ ઝાડીમાં કૈં ખડખડાટ સંભળાયો.

---

* "તિલોત્તમા—એક અપ્સરા સૃષ્ટિની વાર્તા-એ નામના લેખકના અપ્રસિદ્ધ પુસ્તકમાંનું એક પ્રકરણ.

અચાનક બીકની મારી એ એકદમ ચમકી ઉઠી; અને "ઓ રે ! પાછો પેલો મુઓ મદન આવતો હશે!"—એમ બોલતી, પગ સંકોરી ઝરણામાં પડવા તૈઆર થઇ ગઇ.

મદન કુરુપતાનો નમુનો હતો. તિલોત્તમાના ઝરણથી થોડેક દૂર, જ્યાંથી જંગલનાં ઝાડની ઘટા બંધ થાય છે ત્યાં આવેલી એક નગરની ભાગોળમાં તે રહેતો.



મદન કુરુપતાનો નમુનો હતો

સર્જનહારે તિલોત્તમાને બનાવ્યા પછી, એ સૌંદર્યમૂર્તિના સંપૂર્ણ વિરોધની તરીકેજ જાણે એને સરજ્યો હતો; કારણ કે તે વડે બ્રહ્માને તિલોત્તમાના રૂપગુણનો જગતમાં પરછો પાડવો હતો.

પદેપદે તાલ ભંગવાળું ગીત બસુરી વીણા ઉપર જાણે વગાડાતું ન હોય તેમ એના શરીરનું દરેક અંગ એક બીજા સાથે મેળ ખાતું નહીં. એના દેહઘાટના પ્રમાણમાં માથું ઘડા જેવું મોટું હતું. કલેવરના પ્રમાણમાં પગ ઢાંગા હતા મોંના પ્રમાણમાં હોઠ લાંબા હતા.

આંખો નાની અને એક બીજાથી વાંસુ જોતી હોય એવી રીતે ભાવમાં ગોઠવાએલી હતી. એના કાન ઘડાના જેવા હતા; અને એ સાંભળવાના ઉપયોગ કરતાં જાણે એને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઉંચકીને મુકવા કામ લાગે એવા હતા.

એ સ્વરૂપમાં એવો તો અદ્વિતીય હતો કે એના પાડોશીઓ પણ એની મોં કળાથી ટેવાઇ ગયા ન હતા. કોઇ અજાણ્યો એને જોતો તો એ પેટ પકડીને ખુબ હસતો; વિધાતાએ બીજુંજ કંઇ ઘડતાં ઘડતાં મનુષ્યના કલેવરમાં આશ્ચર્યનો બધો સાર જાણે ઠાલવી દીધો ન હોય એવો એ દેખાતો.

ગામમાં એ ફરવા નીકળતો ત્યારે લોકો એને જોઇ ચેષ્ટાળીઓ કરતા; આમ હંમેશ થવાથી, કોઇની પણ આંખે ન ચઢાય તેથી પોતાના પડછાયા સીવાય બીજા એકકે સાથી વગર પોતાનું કામકાજ છોડી એ એકલો ભટકતો અને જાણે પડછાયો પણ સાથે આવે તે ન ગમતું હોય તેમ, જ્યાં સૂર્યનાં કિરણ પેસી ન શકે એવા ગીચ જંગલમાં નાસી જતો.

એક વખત ભોગજોગે એવું બન્યું કે પોતાના તરંગમાં ને તરંગમાં તિલોત્તમાના ઝરણ આગળ મદન એક દિવસ ભુલો પડયો. જંગલમાં પેઠા પછી કયાં નીકળાશે એનું એને ભાન ન હતું. 'રખેને ઝાડના થડ પાછળથી કોઇ આવીને એને જોઇ લેતું ને મશ્કરીમાં ઉડાવતું!' એવી બીકથી એ આઘુંપાછુંએ જોવા રહ્યો નહીં.

તિલોત્તમાએ આ આશ્ચર્ય મૂર્તિને જોઇ; અને એની આંખમાંથી ક્રોધના ફુવારા ફુટી રહ્યા. પોતે ગોતાનો સત્તાવાહી અવાજ વધારે કડક બનાવી એ બોલી: " જતો રહે અહીંથી, ઓ અભાગી! મારા એકાન્ત ઉપર હુમલો કરનાર તું કોણ ?"

અને મદન, કોઇ પાળેલો હાથી કહ્યું કરે તેમ પાછો ફર્યો; પરંતુ તિરસ્કારથી એ ધુવાં-પુંવાં થઇ ગયો હતો. તિલોત્તમાને તો થયું કે "આ તે સ્વપ્ન કે સાચું ? આવું કદરુપું શરીર મેં કદી દીઠું નથી!"

તિલોત્તમાને અત્યારે એજ ફાળ પડી હતી. "પાછો પેલો મુએો મદન તો નહીં આવતો હોય ?"

પણ એમ વિચાર કરતાં કરતાં, સહજ ડોકું પાછળ ફેરવતાં, એ તો ત્યાં જડાઇજ ગઇ; અને અંદર ભુસ્કો મારવાને બદલે કોણ જાણે કેમ એ તો જેમની તેમ અવાજની દિશામાં જોઇ રહી. એની આંખે શુએ નજરે પડયું કે એ તો કોઇ આરસની પુતળી હોય તેમ સ્થિર બની ગઇ.

એકજ પલક પહેલા ભયને લીધે શીયા-વીયા થઇ ગઇ હતી તે બીજીજ ક્ષણે કૈંક જાદુ થવાથી કૈંક અણધાર્યું જોવાથી બદલાઇ ગઇ. ભગવાન અનંગનું ઝેર પાએલું બાણ સહસા હૃદયમાં વાગ્યું હોય અને એના વિષનું ઘેન ચઢયું હોય તેમ ઘવાએલી હરણી જેવી એ હતી તેવીને તેવીજ ઉભી થઇ રહી.

આ ઘડીએ યુવરાજ નંદકિશોરની નજર એના ઉપર પડી.

નંદકિશોર. મદન જે નગરની ભાગોળે રહેતો તે નગરનો યુવરાજ હતો. એ હતો તો અઢાર વર્ષનો; ને એને રાજતિલકએ હમણાંજ થયું હતું; છતાં એને એક સ્નેહ–રાણી નહોતી વરી તેટલા પુરતો તેના સચિવ મંડલને તથા સમસ્ત પ્રજાજનને અસંતોષ હતો. એનુ ખાસ કારણ તો એ હતું કે સર્વ તરફ એક ગરુડ જેવી વૃત્તિથી જુએ તેવીજ દષ્ટિ સ્ત્રી તરફ એની હતી.

યુવરાજના સ્વભાવમાં આવી સ્ત્રી જાતિ પ્રત્યેની સુગ કે અણગમો પૂર્વ જન્મનાં કૃત્યોના પરિપાકરૂપ ન હતાં. એના પિતાજ એવા ઉછેરના ઉત્પાદક હતા. કારણ કે પુત્ર કરતાં પિતા વધારે સુંદર હતો. જુવાનીમાં સ્ત્રીઓ એની દેવમૂર્તિ હતી; પણ પરિણામે સૌંદર્ય મૂર્તિના પુજારીની અવગણના થઇ. પુજારીની પ્રાર્થનાઓથી એ સ્નેહ દેવીઓનાં વજ્ર હૃદય પીગળ્યાં નહીં. અને આમ તેના પ્રણય જીવન-માં ઝેરી કાંટા રોપાયા હતા.

ભર્તૃહરિની પેઠે ' यां चिन्तयामि सततं मयि सा विरक्ता ' એવો અનુભવ રાજાને એક વખતે થતાં, કોઇ પાયમાલ થઇ ગએલો જુગારી છેલ્લી હોડ ગુમાવી બેસતાં આશાનાં બધાં દ્વાર બંધ થએલાં જુએ તેમ એને થયું. એણે આખી સ્ત્રી જાત તરફ મોં મરડયું.

એણે ધાર્યું: " સૌંદર્યના વિષ વૃક્ષની છાયામાં લહેરાં લેવાનું મારું દુર્ભાગ્ય હતું; તેવું મારા યુવરાજનું ન હજો!" અને તેથી ' પુત્ર ધીમેધીમે બાલક મટી કુમાર થયો અને કુમાર માંથી યુવરાજ થયો તે વખતે યૌવનની મસ્તી તેના અંગે અંગમાં જણાય તે પહેલાં પિતાએ એ વાત્સલ્યના રોપા ઉપર શીખામણનાં ખુબ જળ સીંચ્યાં; અને એ કુમળા છોડને પોતે કલ્પેલા વિચિત્ર વલણમાં વાળવા માંડયો.

પુત્રના યૌવનતરુની આસપાસ ઉગી નીકળ-નાર સ્વાભાવિક સ્નેહના અંકુરો જ્યારે એની નજરે ઉગેલા જણાયા ત્યારે તેને તરત નીંદી નાખવાની એણે ખાસ કાળજી રાખી; અને તેથી એ કુમળા છોડનાં ડુંડામાં ભરાતા દુધ-કણ ખાવાને ચોપાસ ભમ્યા કરતાં પંખેરુ જેવાં સ્ત્રી–અનુચરોને પણ રાજાએ એની પાસેથી તરત ઉરાડી મુકયાં.



આ ઘડીએ યુવરાજ નંદકિશોરની નજર એના ઉપર પડી.

પોતાના અંગત પ્રયત્નો અને સાવચેતી ઉપર પુરતી શ્રદ્ધા ન રહેતાં રાજાએ, એક કુશળ ખેતી કરનારની જેમ પુત્રનું રખોપું કરવાને માટે સાધુઓ, સન્યાસીઓ અને સ્ત્રી-જાતના વિરોધી સમગ્ર પંડિતોને એકઠા કર્યા.

તેઓ સ્ત્રીસાગરની પેલેપાર જઇ આવ્યા હતા: તે સાગરને તરી પાર ઉતર્યા હતા. અને તેથી એમના કોમળ ડંખના વિષને ઉતારે એવી અકસીર જડીબુટ્ટીઓ તેઓ જાણતા હતા. એ બધાએ એકઠા થઇ યુવરાજ ઉપર અસંખ્ય અનુભવના અર્ક ઢાળ્યા, જેથી ગમે તેવું સ્ત્રી-ઝેર તેને ચઢી શકે નહીં.

અને ખરેખર, ધારેલો હેતુ બર આવ્યો હોય એવું પિતાને લાગ્યું પણ ખરું; કારણ કે

પંડિતોના ડહાપણ ઉપર ઝઝુમતો યુવરાજ હવે પોતાને અભેદ્ય માનતો હતો; અને સંયમ–બળ નો આત્મવિશ્વાસ વધી જવાથી એ કહેતો:

"સ્ત્રીના મદર્થનનો સાગર પી જવો એ મારે મન અગત્સ્ય ઋષિની જેમ નજીવી રમત હતી! અને ભગવાન નીલકંઠ હલાહલ પી ગયા હતા છતાં તેમાંથી કેટલાક છાંટા રહી જવા પામ્યા હતા તેમ તેટલા છાંટાએ રહેવા દઉં તેમ નહોતું."

છતાં યુવરાજને ખબર નહોતી કે પંડિતોની વાતો જાણ્યા છતાંએ સ્ત્રી તે સ્ત્રી! જ્યાં સુધી શત્રુઓ દારુગોળાથી, લાંચથી કે વિશ્વાસઘાતથી ગાબડું પાડી કોટની દીવાલોમાં પેઠા નથી ત્યાં સુધી ઘણાએ કીલ્લાઓ દુર્ભેદ્ય મનાયા છે! તેમ ગમે તેવો તાપ ખમી શકે એવું પથ્થરના જેવું કઠણ બનાવેલું તોએ એ હૃદય આખરે માખણ હતું. અથવા તો લાકડા જેવું લાગતું ધાતુનું ઢીમચું પાણી ઉપર ફેંકયા વગર કયાંથી કહી શકાય કે તે તરશે કે નહીં?

તિલોત્તમા અવાજની દિશામાં અનિમિષ આંખે જોઇ રહી હતી તે વખતે ફકત એકજ સેવક સાથે નંદકિશોર જંગલમાં મૃગયા કરવા નીકળી પડયો હતો. ત્યાં પુષ્પધન્વાની ધારણા હશે તેથી એનો ઘોડો એક રાફડાની સાથે ઠોકર ખાઇને પડયો અને લુલો થયો.

એટલે નગરમાંથી બીજો ઘોડો લઇ આવવા યુવરાજે પેલા અનુચરને મોકલ્યો. એની વાટ જોઇ કંટાળો આવતાં જંગલમાં તે આમનેમ ફરવા લાગ્યો. અને મદનને પગલે પગલે એક પગથીએથી ચાલતાં અણધાર્યો પેલા ઝરણ આગળ એ આવી ચઢયો.

તિલોત્તમાને એણે જોઇ એટલે એકદમ એ પણ થંભી ગયો, અને તિલોત્તમાને થયું તેથી વિરૂદ્ધ લાગણીનું આશ્ચર્ય એને થયું.

ભારે મુઝવણ થતાં એ, બોલ્યો: "નક્કી, આ તો કોઇ સ્ત્રી છે. અહીંઆં એ શું કરતી હશે? લાગે છે તો આરસ જેવી શ્વેત અને પાર્શ્વ-નાથના પુતળા જેવી. પણ મને થાય છે, મેં એને હાલનાં જોઇ ખરું?"

આમને આમ બારીકાઇથી જોઇ રહેલો યુવરાજ એ શાંત અને લોકોત્તર આકૃતિને એકાંતમાં દેખતાં ભારે ગુંચવણમાં પડયો; વળી પોતે પણ એકલોજ હતો એનું ભાન થતાં એની ગુંચવણ વધી.

નંદકિશોરના મનમાં કુતુહલ જાગ્રત થયું અને એની મરજી વિરુદ્ધ એક અણઅનુભવેલ લાગણી એને સર કરી બેઠી.

એનું મોં પણ પ્રસંગ સમજ્યું હોય તેમ અમસ્થું હસવા માંડયું. ફરીથી એ વિચારમ પડયો. એને થયું: "આવી સ્ત્રી મેં કદી દીઠ નથી; કારણ કે ઉજળા દુધથી જાણે એ નવરાવી ન હોય એવી એ શ્વેત છે?"

તિલોત્તમાને પણ ગએલું ભાન ઘડીક પછ આવ્યું. ઉંડો શ્વાસ લઇ એ લવી: "હાશ ઠીક થયું કે ડુબકી મારતાં પહેલાં એના સાં એકવાર મેં જોઇ લીધું! નહીં તો મારા જીવનના ધન્ય પળ હું ગુમાવત–અને તેમાંએ તે જ્યારે હું કામરૂપને જોવાનું ધારતી'તી ત્યારે!"

સહસા એ હસી પડી; અને હાસ્ય–ફુલડાં ચોપાસ વેરાયાં. જંગલના નિઃશબ્દ એકાંતમાં તેના હસવાનો પડઘો પડયો અને પાછો શમી ગયો.

તિલોત્તમાએ કાજળ કાળા વાળની લાંબી સેરો શરીરની આસપાસ કંચુકીની પેઠે વીંટી લીધી; અને ફકત એના હાથ, પગ તથા ડાબી બાજુના ગળાનો ભાગ––એટલું ખુલ્લું રહ્યું હતું.

[વધુ માટે જુઓ પૃ ૬૪૫]

# જોહર*

લેખક:

સૌ. દીપકબા દેસાઇ

(અનુષ્ટુપ્)

રણશીંગાં વગાડંતા યુદ્ધમાં સુભટો પળે:
બલિ જૌહરનો દેવા રૂપસુંદરીઓ મળે.

(ઇંદ્રવજા)

જો! સેંથસે સીંદુર રમ્ય પુરી,
વીરાંગનાઓ દીપતી મધુરી;
જાણે છબીલી મળી રાસરંગે,
અગ્નિ સમીપે જતી શા ઉમંગે!

(સોરઠો)

વદન વીકાસી કાલ ગળવા ઉભો વિશ્વને:
તેમ ચિતાગ્નિ લાલ જો! ભભુકી રહ્યો!

---

* રજપુતોના ઇતિહાસપ્રસિદ્ધ "કેસરીઆં"નો ધરતો જરાબ રજપુતાણીઓ "જોહર"થી વાળતી એ પ્રસંગ હીંદવાસીઓને નવો નહીં લાગે. પદ્મિની, રાજેશ્વરી વગેરે જેવી રાણીઓનાં યશોગીતમાં આ જોહરનાં કાળજાં કંપાવનાર અને હૃદય ચીરનાર વર્ણન બહુ ભભુકભરી વાણીમાં લખાએલાં મળી આવે છે.

(મંદાક્રાંતા)

જે પ્રાસાદે દુઃખદ પ્રસર્યું વાદળું શ્યામ આજે!
ને પંખીઓ પણ કકળતાં ઝાળથી સ્તબ્ધ થાએ;
જ્વાળાઓથી કર પ્રસરતો વહ્નિ આલિંગવાને,
રૂડું ભુંડું નવ સમજતો સર્વભક્ષી જરાએ!
રે! રે! કિંતુ જીભ લળકતો ૨! તું કાં ન લાજે?
બાળે કાયા કનક સરીખી સુંદરીવૃંદ આજે.
હાં હાં જાણ્યું! શશીવદનીને ભેટવા ભાન ખોયું;
જે સૌંદર્યે મુનિવર ચળ્યા—વન્હિ તારું ગજું શું?

(વસંતતિલકા)

અન્યાય કાં કરું? હશે દીલ શુદ્ધ સાચે,
ફૂલી રહ્યો સતીતણું શીલ રક્ષવાને;
જ્વાલા ધીકાવી ઝટ નિજ ઉરે સમાવે;
ના દુઃખ થાય, જઇ દિવ્ય પદે વિરામે.

(ઇંદ્રવિજય)

કલી ચંપકશી રુપસુંદરી કો ઉર કાંતનુ ધ્યાન ધરી મલકાતી,
વદતી કો હૃદયા શું ભીડી 'મળશું સજની! સુરમંડલ માંહીં;'
તહીં વાદ કરે સરખેસરખી 'કરું પહેલ મને નવ રોક સખી! તું,'
હસતી રમતી જયમ ફુલદડે ત્યમ પદ્મિનીદલ અગ્નિ સમતું

× × × ×

(વસંતતિલકા)

ઝંકાર ઝાંઝર તણા ન હવે સુણાએ,
કલ્લોલતું સદન હા! સુનકાર ભાસે!
તત્ત્વો મળ્યાં પ્રકૃતિમાં પળમાં, છતાં શું?
એ પુણ્ય રાખ મહીં ઉડતી કીર્તિરેણું!



# એ તો કોલેજીઅનો



લેખકઃ
રા. મનહરનાથ માણેકનાથ ઘારેખાન

ચિત્રકારઃ
રા. હરિલાલ પ્રેમજી ત્રિવેદી



માર્ચની તા. ૧૦ મી. થઇ ગઇ હતી. કોલેજો બંધ થઇ હતી. પરીક્ષાના દિવસો પાસે આવતા હતા. કેટલાક વિદ્યાર્થીઓ પોતાને વતન ગયા હતા. કેટલાક વિદ્યાર્થીગૃહમાં હતા અને કેટલાક શહેરમાં હતા.

"કેમ દલાલ, આજે આવવું છે કે વિચાર માંડી વાળ્યો ?"

"ના, આજે તો ટેકરી ચડવી નથી. જરા વાંચીશ. એકાદ કલાક તેમાં જાય છે; હવે તો પરીક્ષા પાસે આવી, તેથી વખત બગાડવો નથી." દલાલે કહ્યું.

"જોને હજી સાધારણ ઠંડી છે. જરા કસરત થશે તો વાંચવાને શરીર પહોંચશે. આજે તો હજી ૨૦ મી માર્ચ થઇ. પરીક્ષાને હજી વાર છે, ચાલ." એમ કહી, દલાલનું મન ફેરવવા મહેતાએ કોમળતાથી પ્રયત્ન કર્યો.

મુંબાઇમાં ઠંડીના દિવસોમાં મલબાર હીલની ટેકરી ચડી, હેગીંગ ગાર્ડન્સમાં સવારમાં જરા વહેલા ફરવા જવાનો રીવાજ છે. હજારો લોકો ત્યાં નજરે પડે છે. આ રીવાજ કોલેજના વિદ્યાર્થીઓ પણ અનુકુળતાએ પાળે છે.

મી. દલાલ અને મી. મહેતા એ યુવકો કોલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ છે. એમણે પોતાને વતન નહીં જતાં, હોટેલમાંજ રહી વાંચવાનું યોગ્ય ધાર્યું હતું, અને પરીક્ષા પછી જવાના હતા. તેઓ પણ ઠંડીમાં વહેલા ફરવા જતા હતા. સાધારણ ઠંડી પડતી હતી, પણ સવારમાં ફરવા જવાનું તંદુરસ્તીને પોષતું હતું, તેથી તેઓએ ફરવા જવાનું જારી રાખ્યું હતું. માર્ચની ૩૦ મી થઇ હતી અને પરીક્ષા પાસે આવતી હતી તેથી દલાલનો વિચાર મંદ હતો પણ મહેતાએ જરા નમ્રતાથી કહ્યું તેથી બંને જવાના વિચાર પર આવ્યા.

"સારાંજ કપડાં પહેરી લેને; ખાદીની



એક ટેકસી, હેમંતરાયના બંગલાના પોર્ટીકો નીચે આવીને અટકી ને તેમાંથી ત્રણ છોકરા નીચે ઉતર્યા, અને સામાન હાથોહાથ ઉતારવા માંડયા.

એમના ધણીઓ સામે બંડ ઉઠાવડાવ્યાં, અહિંસાને નામે હજારો નિર્દોષ મનુષ્યોનો સંહાર કરાવ્યો, અસહકારને નામે સહકાર કરાવ્યો—ઠીક છે. એ તો બધું સ્વરાજ અપાવવાને બહાને સત્તા લેવાની અને કરોડો રૂપીઆ ભેગા કરી

ટોપી લે, એટલે તારે મોટા શણગાર સજવા પડશે નહીં અને જલદીથી બહાર નીકળાશે" મહેતાએ સુચવ્યું.

"ઠીક લાવ ત્યારે તારી ખાદીની ટોપી; આજે પહેરીએ. તારી આપવી પડશે. ખાદીએ તો પોલીટીકસની ઘડીઆળાનો કાંટો સો વરસ પાછો ફેરવ્યો. પણ લાવ અત્યારે ચાલશે." દલાલે જવાબ વાળ્યો.

"કેમ, અત્યારે પોલીટીકસમાં ઉતરવું છે? હું તો તૈઆર છું. પણ આ સમયમાં તેની માથા ફોડી કરવી છે?" મહેતાએ પુછ્યું.

"ના, પરીક્ષાના દિવસ છે એટલે વાચનની એકાગ્રતા છોડવી નથી. નહીં તો હું પણ મારો કક્કો સાબીત કરવા તૈઆર છું. છોકરાઓ વંઠાવ્યા અને ઘણાની જીંદગી ખરાબ કરાવી, તેમના માબાપોને દુઃખી કર્યાં. સ્ત્રીઓ પાસે જાદુથી ઉરાડી દેવાના! પણ તું કહે છે તે પ્રમાણે હમણાં કયાં માથાફોડી કરવી? આ વાત પડતી મુકી—બસ?" દલાલે ઉપસંહાર કરતાં ટુંકાણુમાં જ પતાવ્યું.

બંને ભાઇબંધો ચાલ્યા, અને તેમની હાસ્ટેલ ચોપાટીની નજીકજ હોવાથી, ટેકરીની તળેટીમાં આવી પહોંચ્યા. ધીમેધીમે ઉપર ચઢયા. ગાર્ડન્સમાં પહોંચ્યા એટલે અરુણોદયનો આભાસ દેખાતો હતો. એક ચક્કર લીધું. પછી થોડી વાર બેસવાનો વિચાર કર્યો. બેન્ડસ્ટેન્ડ પાસેની એકાદ બેંચ ઉપર બેસવાનો વિચાર કર્યો. એક બેંચ પર એક સાધારણ વયોવૃદ્ધ ગૃહસ્થ તથા બે બૈરાં બેઠેલાં હતાં, તેથી તે બેંચ પસંદ ન કરતાં, તેની પાછળની બેંચ પસંદ કરી, તેના ઉપર વિશ્રાંતિ લેવા જગ્યા લીધી.

થોડી વાર શાંત બેસી રહ્યા પછી, મહેતાને

કે યાદ આવ્યું હોય તેમ તે બોલી ઉઠ્યો: "અરે દલાલ, પેલા પ્રમોદ દેસાઇને તો આવવાનું બંધ રહ્યું."

"કેમ, એ તો પરમ દિવસે બપોરના આવવાનો હતોને? અને ચોથે દિવસે તો એનો વિવાહ થવાનો હતો; સાકર અને રુપીઓ અપાઇ ચાંલ્લો થવાનો હતો?" દલાલને નવાઇ લાગતાં પુછ્યું.

"હા, એ બધો પ્રોગ્રામ તો હતો, પણ એનો પ્રોફેસર વચ્ચમાં આવ્યો. એક મોટો પ્રયોગ કરી બતાવવાનો છે, તેથી બધા છોકરાઓ એક અઠવાડીઆ માટે રોકાઇ જવાના છે, અને તું એમ ધારે છે કે વિવાહ થવાના નિમિત્તે તે રજા માંગી શકે?"

"ના, એ નિમિત્તે તો એનાથી રજા મંગાય નહીં. ત્યારે બીચારાના વિવાહનું શુ થશે? એના સસરાજીને તો બહુ ઓછું આવશે."

"જો, તને એમ લાગતું હોય કે એના સસરાજીને બહુ ઓછું આવતું હોય તો પછી એક રસ્તો કાઢીએ. પેલો પ્રબોધ દેસાઇ છે ને? તે સ્વરૂપે બરોબર પ્રમોદના જેવોજ છે. તેને પરમ દિવસે સવારમાંજ અથવા બપોરે ટ્રેનના ટાઇમે સામાન સાથે લઇ જઇએ. એ પણ બીચારો જરા સારી મહેમાનગીરી ભોગવશે અને હેમંતરાયને ઓછું આવશે નહીં. બંનેનું કામ થશે અને આપણને આનંદ મળશે."

"અરે મહેતા, તું કહે છે એ તો ઠીક, પણ ચોથે દિવસે વિવાહ થવાનો તેનું શું? કે પ્રબોધ જોડે વિવાહ તો નજ થવા દેવાય?"

"આપણે એમ સુચવીશું, અણધાર્યું મુહૂર્ત તેરસ અને ત્રીજ; અને ત્રીજ હવે પાસેજ આવે છે. વેકેશનમાં ઠીક પડશે, માટે અક્ષયતૃતિયા "પરજ રાખો" મહેતાએ રસ્તો શોધી આપ્યો.

"ઠીક છે, પ્રબોધ સ્વરૂપે તો બરોબર મળતો આવે છે. આપણે એ બંનેના આટલા બધા સમાગમમાં આવ્યા છીએ તો પણ ઘણી વાર ભુલમાં પડ્યા છીએ તો હેમંતરાય અને એમના ઘરનાં ભુલમાં પડે તો નવાઇ નહીં. આપણે મી. દેસાઇ કહીનેજ વાત કરીશું, એટલે શંકા રહેશે નહીં" દલાલે સુચવ્યું.

"ચાલ હવે જઇએ. આજ તો મોડું થઇ ગયું. ચોપડીઓ રાહ જોતી હશે."

બંનેને મિત્રો ઉઠયા, અને વાંચવાનો પ્રોગ્રામ કરતા કરતા હોસ્ટેલમાં ગયા.



"વીરીઆ, સ્નાન કરવાને પાણી અને કુંડી?" પ્રમોદરાયે પુછ્યું: "શેઠ આ રહ્યુંને," ડબ્બો અને કાથલી બતાવતાં નોકરે કહ્યું.

૨

હેમંતરાય, એમનાં પત્ની સૌ. ધનલક્ષ્મી અને એકની એક પુત્રી વનશ્રી પણ ગાર્ડનમાં ફરવા આવ્યા હતાં; હેમંતરાય અને તેમનાં પત્ની દલાલ અને મહેતાની પાછળજ બેઠાં હતાં. અને વનશ્રી જરા દૂર ફુલના ક્યારા પાસે બેઠી હતી. બંને મિત્રોની વિનોદ મેળવવાની વાત આ દંપતીએ સાંભળી હતી, તેથી વિચારમાં પડ્યાં અને તેઓ થોડીવાર બેસી, પોતાના બંગલા તરફ વીદાય થયાં.

ઘેર જઇ દીવાનખાનામાં બેસતાંજ સૌ. ધનલક્ષ્મીએ વાત ઉપાડી અને પુછ્યું: "આ તોફાન માટે શો રસ્તો શોધ્યો ?"

"હું એજ વિચારમાં છું. પેલો પ્રમોદ-એ આવે તો બરોબર આવકાર આપવો. આપણે કંઇ જાણતાંજ નથી એમ રાખવું, અને હું કહું તેની હા-હા પાડવી અને તે પ્રમાણે કરવું. આપણે પણ મીઠી મશ્કરી બનાવશું. લઢવું નહીં અને ઠંડા રહેવું." હેમંતરાયે પણ જાણે કોલેજના વિદ્યાર્થીજ હોય એવું સ્વરૂપ ધર્યું અને કહ્યું.

"તમે પણ બરોબર તે છોકરાઓ જેવાજ અત્યારે દેખાઓ છો. કોલેજ અને તેની જીંદગી કંઇ યાદ આવી કે શું?" ધનલક્ષ્મીએ જરા ટેકારમાં કહ્યું.

વનશ્રી તો વિચારમાં ગરકાવ થઇ ગઇ હતી. તેને આ વાતમાં સમજણજ પડતી નહોતી.

ત્રીજે દિવસે બપોરના લગભગ એક વાગે એક ટેક્સી, હેમંતરાયના બંગલાના પોર્ટીકો નીચે આવીને અટકી. તેમાંથી ત્રણ છોકરાઓ નીચે ઉતર્યા, અને સામાન હાથોહાથ ઉતારવા માંડયા.

"એ વીરીઆ, જો પ્રમોદરાય શેઠ આવ્યા; સામાન લે" હેમંતરાયે પોતાના નોકરને ધાંટો પાડી કહ્યું; અને સૌ. ધનલક્ષ્મી તે સામાન પ્રમોદરાયના ઓરડામાં મુકાવવામાં રોકાયાં.

હેમંતરાય ત્રણેને લઇને દીવાનખાનામાં આવ્યા.

થોડી ઘણી વાતો કરી, દલાલ અને મહેતા રજા લઇને ઉઠવા માંડ્યા.

"જરા બેસોને, તમે પણ તમારા મિત્ર સાથે અહીંજ જમજો."

"ના, હવે પરીક્ષા પાસે આવે છે... એમાં વખત બગડે, તેથી અમને તો રજા આપો."

"ત્યારે, કાલે તમારા મિત્રનો વિવાહ થવાનો છે, તો કાલે આવશોને? આ અવસર પર મિત્રોએ તો હાજર રહેવુંજ જોઇએ" હેમંતરાયે વિવેક દર્શાવ્યો.

"આપનો ઉપકાર માનીએ છીએ, પણ મી. દેસાઇએ અને અમે વિચાર કર્યો છે કે 'અણધાર્યું મુહૂર્ત તેરસ ને ત્રીજ'—ત્રીજ પાસે આવે છે તો વિવાહનું કાર્ય અક્ષયતૃતિયાને દિવસેજ રાખવું કે જેથી વેકેશનમાં અમે બધા મિત્રો આવી શકીએ" મહેતાએ કહ્યું. '

"મારો પણ એજ વિચાર છે". મી. દેસાઇએ ટેકો આપ્યો.

"તારો તો એજ વિચાર હોયને" સૌ. ધનલક્ષ્મી મનમાં બબડ્યાં

બંને મિત્રોએ રજા લીધી અને ત્યાંથી હસતા હસતા વીદાય થયા.

"વીરીઆ, પ્રમોદરાયશેઠને એમના ઓરડા-માં લઇ જા.—રાયજી, પધારો ત્યારે આપના ઓરડામાં; ત્યાંજ સ્નાન વગેરેની સગવડ રાખી છે. જોઇએ તે માગી લેજો. જુદાઇ ગણતા નહીં. ઘરજ સમજજો" હેમંતરાયે કહ્યું.

પ્રમોદરાય તો ઘરનો ઠાઠ જોઇને આભો બની ગયો. દીવાનખાનામાં શું કીંમતી ફરનીચર!

[ વધુ માટે જુઓ પૃ ૬૪૨ ]



ગુજરાત]

[ફાલ્ગુન ૧૯૮૨

જલદેવી સરીખડી તિલોત્તમા

—અપરાજિતા

—પૃષ્ઠ ૫૮૨

૨

હેમંતરાય, એમનાં પત્ની સૌ. ધનલક્ષ્મી અને એકની એક પુત્રી વનશ્રી પણ ગાર્ડનમાં ફરવા આવ્યા હતાં; હેમંતરાય અને તેમનાં પત્ની દલાલ અને મહેતાની પાછળજ બેઠાં હતાં. અને વનશ્રી જરા દૂર ફુલના ક્યારા પાસે બેઠી હતી. બંને મિત્રોની વિનોદ મેળવવાની વાત આ દંપતીએ સાંભળી હતી, તેથી વિચારમાં પડ્યાં અને તેઓ થોડીવાર બેસી, પોતાના બંગલા તરફ વીદાય થયાં.

ઘેર જઇ દીવાનખાનામાં બેસતાંજ સૌ. ધનલક્ષ્મીએ વાત ઉપાડી અને પુછ્યું: "આ તોફ ન માટે શો રસ્તો શોધ્યો ?"

"હું એજ વિચારમાં છું. પેલો પ્રમોધીઓ આવે તો બરોબર આવકાર આપવો. આપણે કૈં જાણતાંજ નથી એમ રાખવું, અને હું કહું તેની હા–હા પાડવી અને તે પ્રમાણે કરવું. આપણે પણ મીઠી મશ્કરી બનાવશું. લડવું નહીં અને ટાંડા રહેવું." હેમંતરાયે પણ જાણે કોલેજના વિદ્યાર્થીજ હોય એવું સ્વરૂપ ધર્યું અને કહ્યું.

"તમે પણ બરોબર તે છોકરાઓ જેવાજ અત્યારે દેખાઓ છો. કોલેજ અને તેની જીંદગી કૈં યાદ આવી કે શું?" ધનલક્ષ્મીએ જરા ટહેકારમાં કહ્યું.

વનશ્રી તો વિચારમાં ગરકાવ થઇ ગઇ હતી. તેને આ વાતમાં સમજણજ પડતી નહોતી.

ત્રીજે દિવસે બપોરના લગભગ એક વાગે એક ટેક્સી, હેમંતરાયના બંગલાના પોર્ટીકો નીચે આવીને અટકી. તેમાંથી ત્રણ છોકરાઓ નીચે ઉતર્યા, અને સામાન હાથોહાથ ઉતારવા માંડ્યા.

"એ વીરીઆ, જો પ્રમોદરાય શેઠ આવ્યા; સામાન લે" હેમંતરાયે પોતાના નોકરને પોરો પાડી કહ્યું; અને સૌ. ધનલક્ષ્મી તે સામાન પ્રમોદરાયના ઓરડામાં મુકાવવામાં રોકાયાં.

હેમંતરાય ત્રણેને લઇને દીવાનખાનામાં આવ્યા.

થોડી ઘણી વાતો કરી, દલાલ અને મહેતા રજા લઇને ઉઠવા માંડ્યા.

"જરા બેસોને, તમે પણ તમારા મિત્ર સાથે અહીંજ જમજો."

"ના, હવે પરીક્ષા પાસે આવે છે... એમાં વખત બગડે, તેથી અમને તો રજા આપો."

"ત્યારે, કાલે તમારા મિત્રનો વિવાહ થવાનો છે, તો કાલે આવશોને? આ અવસર પર મિત્રોએ તો હાજર રહેવુંજ જોઇએ" હેમંતરાયે વિવેક દર્શાવ્યો.

"આપનો ઉપકાર માનીએ છીએ, પણ મી. દેસાઇએ અને અમે વિચાર કર્યો છે કે 'અણધાર્યું મુહૂર્ત તેરસ ને ત્રીજ'–ત્રીજ પાસે આવે છે તો વિવાહનું કાર્ય અક્ષયતૃતિયાને દિવસેજ રાખવું કે જેથી વેકેશનમાં અમે બધા મિત્રો આવી શકીએ" મહેતાએ કહ્યું.

"મારો પણ એજ વિચાર છે' મી. દેસાઇએ ટેકો આપ્યો.

"તારો તો એજ વિચાર હોયને" સૌ. ધનલક્ષ્મી મનમાં બબડ્યાં.

બંને મિત્રોએ રજા લીધી અને સાંથી હસતા હસતા વીદાય થયા.

"વીરીઆ, પ્રમોદરાયશેઠને એમના ઓરડામાં લઇ જા.–રાયજી, પધારો સારે આપના ઓરડામાં; સાંજ સ્નાન વગેરેની સગવડ રાખી છે. જોઇએ તે માગી લેજો. જુદાઇ ગણતા નહીં. ઘરજ સમજજો" હેમંતરાયે કહ્યું.

પ્રમોદરાય તો ઘરનો ઠાઠ જોઇને આભો બની ગયો. દીવાનખાનામાં શું કીમતી ફરનીચર!

[ જુ આ જુઓ પૃ ૫૪૨ ]

ગુજરાત-એક મહાવૃક્ષ:

# ગુજરાતના જ્યોતિર્ધરો

લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ. એલ એલ બી., એડવોકેટ,
પ્રમુખ, સાહિત્ય સંસદ

અનેક વર્ષો પહેલાં મેં લખ્યું હતું કે ગુજરાત એક મહાવૃક્ષ છે; તેના મુલમાં શ્રીકૃષ્ણનો કર્મયોગ છુપાયો છે; તેને દયાનંદ ને ગાંધીજીની કુંપરો લાગી છે. આ માત્ર એક ચિત્રાત્મક વર્ણન નહોતું. જેમ હું વિચાર કરું છું તેમ ગુજરાતના સાતત્યનું મને ભાન થતું જાય છે. એક ને અવિયોજ્ય ગુજરાત જાગતાં ને સ્વપ્નમાં-ઘણીવાર-નજર આગળ રમી રહે છે. ને મને એ સાતત્યના મણકારુપ મહાત્માઓ એક હારમાં આવતા દેખાય છે...

આ એક ખરાબ આદત થઇ ગઇ છે. આ મહાત્માઓની વણતુટી હાર ચોખ્ખી ને ચોખ્ખી દેખાતીજ જાય છે;-દરેક જણ એક તેજસ્વી જ્યોતિ હાથમાં લઇ, એક પછી એક, ભૂતકાલના અસ્પષ્ટ પ્રદેશ તરફ ધીમેધીમે ચાલ્યા જાય છે; ને એ જ્યોતિનાં તેજ આછાં થઇ, ભેગાં મળી મારી ચારે તરફ વીંટાઇ રહેલાં છે; અને મારી પાછળ પણ એ બધાનો પ્રકાશ ક્ષિતિજ સુધી પ્રસરે છે. આ જ્યોતિઓની હારમાંથી પ્રગટેલો પ્રકાશ મારો પંથ ઉજાળે એવી શ્રદ્ધાથી હું તેમાં ને તેમાં રહેવા મથું છું. એ પ્રકાશમાંજ મારાં ચક્ષુઓ જોઇ શકે એવી મહેનત હું કરી રહું છું. ગુજરાતી સંસ્કાર ન મળે તો અંધ રહેવા હું ખુશ છું.

આ જ્યોતિર્ધરો મારે મન માત્ર કલ્પના નથી-પણ સજીવ વીરો છે. તેમને હું કોઇને કોઇ રીતે મળ્યા કરું છું. તેમની સજીવતાનુ રહસ્ય પારખવા મથું છું; તેમનો સદેશ સાંભળવા ફાંફાં મારું છું; ને સંદેશ સંભળાય તો સંભળાવવા ઉત્સુક છું.... આ જ્યોતિર્ધરો

ઘણીવાર એકજ રીતે દેખાયા કરે છે...આ એક રીતમાં કૈં રહસ્ય રહ્યું હશે શું?...

ભૂતકાલની અંધકારમય ઉગતી ઉષામાં હું ચ્યવન ભાર્ગવને ચાંદોદ સામે વૈદૂર્ય પર્વત પર જોઉંછું. અશ્વિનોએ દીધેલી અપૂર્વ યુવામાં જળહળતા મુનિ મુગ્ધ બનેલી સતીનો વિચાર કરતા ઇંદ્રને ડારી રહ્યા છે. એની આંખમાં ભયંકર દર્પ છે. માત્ર મૈત્રીથીજ એ મઘવાને સોમ દેવા ખુશ છે. દેવાધિદેવનો તેને ડર નથી. .

—અનૂપ દેશના માહિષ્મતીને સીમાડે, નર્મદા તટે બેઠેલા પ્રચંડ ને વિકરાલ સહસ્રાર્જુન કાર્તવીર્ય ને નવા વિજયો યોજતો હું જોઉં છું. અજમેરથી તાપી સુધી સામ્રાજ્ય સ્થાપી, મદમસ્ત થઇ રહેલા આ હૈહય આદ્ય સમ્રાટની ભયાનક ગર્જનાથી દેવોને ગભરાતા જોઉં છું. એની આંખમાં વિજયની ક્રૂર વિનાશકતા છે. એના બાહુમાં સહસ્રો દળને સંહારવાનું બળ છે. ગર્વમાં ફાટેલા, આ નરશાર્દુલની મહત્વાકાંક્ષા દશે દિશનો કચ્ચરઘાણ વાળવા તત્પર થઇ રહેતી જણાય છે......

—અને જમદગ્નિનો પ્રતાપી પુત્ર–ઇશ્વરના અવતાર સરખો–સંસ્કારી ને ઉગ્ર વિનાશક ને સ્રષ્ટા–રામ કોઇવાર નક્ષત્રીના નિશ્ચલ સંકલ્પો કરતો જોઉં છું; અને કોઇવાર એકવીસવાર કરેલી નક્ષત્રીના ગર્વમાં આ કાર્તવીર્યના વિજેતા ને શૂર્પારકમાં વાસ કરી રહેલો હું જોઉં છું. સમારંગણોથી શ્રમિત થઇ યુદ્ધ વિદ્યાના પાઠો પઢાવતી, રેવા કે સમુદ્રને તીરે ઉભેલી પ્રચંડ, તેજસ્વી, સ્નાયુવાળી એકલી મૂર્તિનાં વૃદ્ધાવસ્થાનાં ઝાંખા પડતાં તેજથી તરંગો નીહાળી રહેતાં નયનોમાં પણ સંસ્કાર ને શક્તિની વિજય ધજા દેખાય છે. એસીરીયા ને મીસરનો પૈસો વહીલાવતી ગુજરાતી પ્રજા એ તેજની ભવ્યતાની ઓથે ઝુમે છે. ને ભીષ્મ ને કર્ણ જેવા ઉછરતા, યુદ્ધાકાંક્ષી યુવકો મહાગુરુની કીર્તિનાં સ્મરણોથી પોતાની માનવતા ઘડે છે. અને એના છત્ર નીચે આર્યાવર્તના સંસ્કારસ્રષ્ટાઓ રેવાતટને ઋચાઓથી ગજવે છે......

—તાપી નદીને તીરે આવેલા સુંદર આશ્રમમાં સૌમ્ય ને સત્યપ્રિય માર્કંડેય ઉભા છે: અનેક શિષ્યોને સંસ્કાર ને સત્યના આદેશો દેતા. તેના વિશાલ ભાલ પર ઇતિહાસપુરાણનું જ્ઞાન ચમકે છે. હરિશ્ચંદ્ર જેવા રાજવીનાં ચારિત્રનું રહસ્ય શોધવા, શીખવવા તે મંડ્યા રહ્યા છે. આર્યાવર્તનું, ગંગાતીરનું, પરમવિશુદ્ધ મુનિઓનાં આશ્રમોનું વાતાવરણ તે ગુજરાતમાં પ્રસારી રહ્યા છે.

—અને મને દેવકીપરમાનંદ વાસુદેવ નજરે પડે છે: દેવોથીએ દેદીપ્યમાન ને મલ્લોથી પણ મજબુત. એની આંખમાં હરામખોરીનાં ઉંડાણને ઢાંકતાં બુદ્ધિનાં તેજ ચમકે છે, ને વિલાસના તરંગો નાચે છે. ગુજરાતની તોફાની, વિલાસી, ને મુત્સદ્દી પ્રજાનો પ્રાણ; સમસ્ત ભારતને નચવતો-મગધ અને આસામને કંપાવતો-હસ્તિના પુરના સિંહાસન સાથે ખેલતો–પાર્થ દ્રૌપદીનો સહચાર સાધતો ને રૂક્મણીના કોડ પુરતો પિતાંબર દ્વારકાંની વૈભવભરી શેરીઓમાં વીચરતો હું જોઉં છું. એને જોવો એટલે આકર્ષાવું–આકર્ષાવું એટલે પ્રણિપાત કરવો–પ્રણિપાત કરવો એટલે જીવનમુક્તિ પામવી...

—અને પછી દેખાયા કરે છે મહા ક્ષત્રપ રુદ્રદામ; કાર્તવીર્યનાં છિન્નભિન્ન થએલાં સામ્રાજ્યનાં અંગોને ભેગાં કરી સજીવન કરતો વીર ને મુત્સદ્દી; ગ્રીક ને ગુજરાતી સંસ્કારોને મેળવતો મહા પરાક્રમી યોદ્ધો......

—ને દદ્દો-ભરુચની ભૂમિ કંપાવતો ધુવાંતા જ્વાળામુખી સમાન ઉગ્ર ને એકાગ્ર યોદ્ધો





કવિઓમાં શ્રેષ્ઠ એવા માઘ પંડિત

—ગુજરાત-એક મહાવૃક્ષ —પૃષ્ઠ ૫૯૫

ચારે તરફ ભય પ્રસારતો જણાય છે.

—અને કવિઓમાં શ્રેષ્ઠ એવા માઘ પંડિત શ્રીમાળના સરોવરને તીરે અર્થગૌરવ ને પદલાલિત્યનાં ગૂઢ રત્નો શોધતા શબ્દબ્રહ્મની સેવા કરતા, પંડીતાઇને સરસ કરી રહ્યા છે. તેના અંતરમાં કાલિદાસની સ્પર્ધા કરવાની હોંસ છે. તેના હૈયામાં અમરત્વની આશા તે પોષે છે. અને પંડિતયુગના આ પ્રતિનિધિ 'શિશુપાલવધ' રચી ગુજરાતનું ગૌરવ દીપાવી રહ્યા છે.

—અને સોલંકીઓની મહત્તાનો સ્રષ્ટા મૂલરાજ પાટણને સિંહાસને જણાય છે: શ્રીમાળથી ને કલ્યાણથી સંસ્કારી બ્રાહ્મણોને ગુજરાતમાં આવવા નિમંત્રણ પાઠવતો. એનાં વિશાલ ચક્ષુઓમાં શોભતાં રાષ્ટ્રવિધાતાનાં ગહન તેજથી કચ્છ, સોરઠ ને લાટને ગુજરાતમાં સમાવવાનો પંથ ખોળતો, તે 'ગુર્જરતા'નો ડંકો ચારે તરફ વગડાવવા આતુર છે; અને શાણપણ કે ભક્તિની ઝનુનમાં 'જય સોમનાથ'-ની વિજય ઘોષણા પ્રસારે છે...

—અને ભીમદેવ બાણાવલી, લોહી તરસી આંખે, ને ઘવાએલે અંગે–નિરાશ સેનાનો આશાવાન નાયક–યવનોને ડારતો સોમનાથ ભગવાનનું ગર્ભદ્વાર રક્ષતો ઉભો રહેલો દેખાય છે. પૂર્વજોના પૂજ્યદેવની પવિત્રતા સાચવવા તે મરણીઓ થયો છે. એના હાથ થાકયા છે,–પણ હામ થાકી નથી. એનું સૈન્ય તુટયું છે; પણ શ્રદ્ધા ચળી નથી. સ્વતંત્ર ગુજરાતની મૂર્તિસમો તે મહમદ ગઝનવીના દારુણ દળને ડારતો ઉભો રહ્યો છે .....

—અને કાર્તવીર્ય સમો મહત્ત્વાંકાંક્ષી ને મહાક્ષત્રપ સમો દુર્ધર્ષ–અનેની કીર્તિની સ્પર્ધા કરતો પરમભટ્ટારક જયસિંહ સિદ્ધરાજ મને નજરે ચઢે છે. વહેમી ને ઝનુની સોલંકી અવંતીને જીતી સહસ્રલિંગને તીરે માલવરાજને દંડ આપતો, ને ચારે તરફ દાનાઇ દાખવતો હું જોઉં છું...ને ગુજરાતના મહાપ્રતાપી નરવીરને સ્વતંત્ર ગુજરાતને ગૌરવાન્વિત કરતો જોઇ હરખું છું... અજમેરથી કોલ્હાપુર ને સિંધથી બુંદેલખંડ કુકુટધ્વજનો ફરકતો ત્રાસ જોઇ હૈયું ઉચું આવે છે.

—કાર્તવીર્યના આ મધ્યકાલીન અવતારની પાછળ આવતા જ્ઞાનીઓના મોર એવા કલિકાલ–સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય હાથમાં ઓઘો લઇ ચાલી આવે છે. એરીસ્ટોટલથી વધારે સર્વગ્રાહી બુદ્ધિનું તેજ તેના મુખ પર ચમકે છે, શંકરની સૂક્ષ્મદષ્ટિનું

સ્મરણ તેનાં નયનો કરાવે છે: પાણિનિ ને મમ્મટની સ્પર્ધા કરવાની ઉત્કંઠા તેનું અંતર બાળે છે. અને જીવન લાલસાઓ, તટપર ઉભેલાને સ્પર્શ્યા વિના સરિતાનાં તરંગો ચાલ્યાં જાય તેમ આ અરાગીને સ્પર્શ્યા વિના ચાલી જાય છે. બુદ્ધની સુકુમાર અનુકંપાને બદલે તેના અંતરમાં તીવ્ર અહિંસાની ધુન લાગી છે; અને તેને પ્રસારવાને ચાણાક્યની કુટિલના સેવવાથી ડરતા નથી. ગુજરાતી બુદ્ધિની આ અદ્દભુત મૂર્તિ–શાંત ને સ્વસ્થ નિશ્ચલતામાં મારા અંતરને કંપાવતી–ચાલી જાય છે; ને હું–પૂજ્યભાવ સ્પષ્ટ કરવાને સ્વસ્થ નહીં એવો–દિંગ થઇ જોઇ રહું છું.

—ને ક્ષુલ્લક લાગતો નરસિંહ નાગર, તુટેલી ઝુંપડીને ઓટલે કીરતાલ લઇ અંતર વલોવતો દેખાય છે. તેની ભક્તિની નજર વ્યોમમાં ઠરી છે. તેના અતરમાં પ્રિયતમની વાટ પેખતી પ્રિયાની આતુરતા વસી છે. "વિઠ્ઠલા" શબ્દ દયભેદક ને આર્તસ્વરે તે અડધી મીંચેલી આંખે ઉચ્ચારે છે; ને વિઠ્ઠલાની વાટ જોતાં તેનાં રોમાંચ ખડાં થાય છે. તે કવિઓનો પણ કવિ છે. એક દૈવી ભાવનાનો પ્રેમ તેણે સેવ્યો છે–ને તેને માટે તે ઘણું ઘણું સહે છે; અને તે પ્રેમ વ્યક્ત કરવા જતાં તે સરસમાં સરસ સાહિત્ય ઉચ્ચારે છે. આ નિર્મલ પ્રેમને તે ભક્તિ કહે છે; ઊર્મિગીતો ને તે પદ કહે છે. પણ પ્રણયીનો નટવર નરસિંહ ભક્તિગાનમાં તલ્લીન બની, ગુજરાતના પ્રણય રસનો પરાગ ઉરાડતો ગોપીવલ્લભ પાછળ ઘેલો બનીને ફરતો મને દેખાયા કરે છે. એને મન જગત એ પ્રણયથી ભર્યો છે. એનો પ્રણય સૂક્ષ્મતમ ભાવના પર ચોંટયો છે. નિરંકુશ પ્રેમપદની મુક્તિ મેળવી તે કલ્પનાનાં વૈકુંઠમાં વીહરે છે; અને ગુજરાતી હૃદયની એક મહાપ્રચંડ ઊર્મિની મને ઓળખ કરાવે છે......

...ને ભટ્ટ પ્રેમાનંદ! એની માણમાંથી ઉત્સાહ ને વીરતા રણકે છે; એની વાણીમાંથી ગુજરાતીનું માધુર્ય ઝર્યા કરે છે. એની મહત્ત્વાકાંક્ષા ભગવાન વ્યાસ થવાની છે–ગુજરાતીને સંસ્કૃતની સાહેલી બનાવવાની છે. દર રાતે, શિષ્યોમાં ને એકચિત્તે સાંભળી રહેલા લોકવૃંદમાં તેનો પ્રચંડ અવાજ ગર્જે છે; ને નલ ને ધ્રુવ એની વાણીના અમૃતથી સજીવ બની ગુજરાતને ઘેલાં બનાવે છે...

—વડતાલનો સંન્યાસી સ્વામીનારાયણ અધમને ઉદ્ધારતો ચારે દિશામાં વીચરે છે; ને લોકને સમાન ને સદાચરણી કરતો ગુજરાતની ભાવિ મહત્તાનો પાયો નાખે છે. સુધારકોનો શિરોમણી ધર્મનો પ્રભાવ પ્રસારે છે, ઉદ્ધારવા; બ્રાહ્મણનો પ્રતાપ વાપરે છે અધમોને ઉચ્ચ કરવા......

—અને દાદાભાઇ નવરોજી શાંત સરલ, ને પ્રમાણિક જીવનની અપૂર્વતામાં શોભતા વ્યવસ્થિત ઉત્સાહના પ્રણેતા–ને શાણપણ ભરી મુત્સદ્દીગીરીથી પરાધીનતા સંહારવા તત્પર થએલા મહર્ષિને સ્વરાજ્યનો અમર મંત્ર ઉચ્ચારતા હું દેખું છું...

—ને રાષ્ટ્રવિધાતા 'વેદદંકારકારી' દયાનંદ–ગુજરાતના અનુપમ ને અણમોલા જ્યોતિર્ધરને આર્યતાનો દિગ્વિજય કરતા જોઉં છું. એની દૃષ્ટિ વિશ્વકર્માની છે; એના હૈયામાં વનરાજની હામ છે; એના શબ્દમાં બ્રહ્માસ્ત્રની વિનાશકતા છે. કાર્તવીર્યનો જનુની વિજયપ્રેમ, બાણાવલી ભીમદેવની સચોટતા ને હેમચંદ્રની અલક્ષ્ય વિદ્વત્તાની ઝાંખી કરાવતા;–સંસ્કાર ભક્તિની એકનિષ્ઠામાં પરશુથી વિયોગી થએલા પરશુરામ સમા;–ને વૈરાગ્યની ઉગ્ર ને અસ્ખલિત સિદ્ધિમાં શુષ્કતા વીસરેલા તપોનિધિ હેમચંદ્રસૂરિસમા આર્યવર્તને સજીવન કરવા અમૃત શોધતા પ્રતાપી ને ભવ્ય મહર્ષિને ગુજરાતનો વિજયધ્વજ સિંધુતટે રોપતા હું જાઉં છું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૬૩]

# મા છ લી ઓ

લેખકઃ
રા. સનત્કુમાર ચી. વીણુ

દુનીઆમાં સર્જનહારે અનેક જાતની અજાયબી ભરેલી વસ્તુઓ બનાવીને ગોઠવી છે; મનુષ્યો હજારો વર્ષથી દુનીઆરુપી ઘરમાં વસે છે, તોએ તેમના ઘરમાં કેટલું, ક્યું, અને શું ફર્નીચર છે, તેમની તેમને ખબર નથી. ઘણા પ્રયત્નો, તેની નોંધ લેવાને થયા છે, ઘણા પ્રયત્નોમાં તેમને સફળતા મળી છે, તોએ એ નોંધ પુરેપુરી ક્યારે થશે તેની કોઇ અટકળ કરી શકે તેમ નથી–ક્યારે ઇશ્વરે બનાવેલી દુનીઆની બધી વસ્તુઓ આપણે જાણી અને જોઇ શકીશું, તે સમજાતું નથી.

મનુષ્યોએ માછલીઓની પુરી નોંધ લેવાને જેવાતેવા પ્રયત્નો કર્યા નથી. અને તેમાં આપણને ઘણી જાતો આશ્ચર્યમાં ડુબકાં ખવડાવે એવી છે. ખાસ કરીને 'જળની માછલી જળવીણ મરે' એ વાક્ય ખોટી પાડતી માછલીઓની વાત સાંભળીને, આપણે એ ન છુટકે માનવી પડે–મન માનવાની ના કહે, અને સત્ય મનાવવાની હઠ લે.

છીપવાળી માછલીઓ (Cockle) ને એક લાલ અથવા નારંગી રંગને મળતો એકજ પગ હોય છે. તેનાથી તે પાણી બહાર આવી રેતીમાં ખાડો ખોદી અંદર રહે છે. કેટલીકવાર, એ પગની સહાયતાથી ઉંચા ઉંચા પાણી બહાર કુદકા પણ મારે છે. કેટલીકવાર એ માછલીઓ નાના ગોળ મરડીઆ કે પથ્થર પર બેસે છે, અને પછી એકાએક કુદકો મારે છે. પરિણામે તે નાનો પથ્થર, માછલીનો ભાર જતો રહેવાથી અને માછલીના કુદકાના વેગથી હવામાં ઉછળે છે. ઘણી વખત, એવા પથ્થરવાળા કીનારા પર લોકો ફરવા જાય છે અને તેમને આવા પથ્થરો પગ પર જાણે આકાશમાંથી પડતા હોય તેમ પડે છે, ત્યારે તેઓને એનું કારણ સમજાતું નથી. કેટલીક વખત તો આને લીધે, પાસે કોઇ માછીનો નાનો છોકરો કામ કરતો હોય, તો તો ફરવા આવનાર માણસ એમ સમજે છે કે તેણે મશ્કરીમાં કાંકરો માર્યો હશે; અને કદીક તે બીચારા છોકરાને વગર વાંકે બેચાર ધોલો લગાવી પણ દે છે. સ્કવીડ (Squid) જાતની માછલી પણ આ છીપવાળી માછલીના જેટલીજ હોય છે. તેને પક્ષીની પાંખની માફક બે બાજુ સખત



**કોકલ નામની માછલી.**
કેટલાક ફુટ લાંબો કુદકો લઈ શકે છે.

હાંડકાની પાંખો હોય છે. પાણીમાં આ પાંખો હલેસાંની ગરજ સારે છે. પાણી બહાર તે પાંખો તરીકે ચાલે છે. કેટલીક વખતે તો આ માછલીઓ કુદકા મારી, પાણી બહર નીકળી, વહાણ અને આગબોટોના તુતક ઉપર પણ ચઢી બેસે છે.

કુદતી માછલીઓ (Carpeina Arnoadi) આનાથીએ વધુ વિચિત્ર હોય છે. માદા સરોવર કે નદીને કાંઠે ઉગેલા ઝાડની ડાળી કે પાંદડા પર કુદકો મારીને જાય છે, અને ત્યાં ઇંડા મુકે છે. આવી રીતે એક ઝાડ પર બસે-એક ઇંડા મુકી, પાછી પાણીમાં જતી રહે છે. આટલું કર્યા પછી માદાની ફરજ પુરી થાય છે, અને નર પોતાની પુંછડીથી પાણી ઉરાડીને ઇંડાને ભીનાં અને ભીનાં રહેવા દે છે. આખરે ઇંડાં ફોડીને માછલીઓ બહાર નીકળે છે, અને પાણીમાં અદૃસ્ય થઇ જાય છે. ઉંઘતી માછલીઓ (Synodontis membranaceus) આફ્રીકાની નદીઓમાં મળે છે; તેમની ફક્ત આખી જીંદગી એકજ મઝા માટે મળી હોય તેમ આખો વખત પાઠ નીચે રાખી નદીને બીજે કીનારે જાણે ઉંઘતી હોય તેમ ફર્યા કરે છે.

એક જાતની રંગીત માછલી (Paratilapia multicolor) પણ ઓછી વિચિત્ર નથી. માદા ઇંડાં મુકયા પછી ઇંડાંને મોંમાં રાખી ફરે છે; એક માછલીઓના શોખીને કહ્યું છે કે "આ માછલીઓનો ગાલ ઇંડાની સંખ્યાને લીધે, બહુ વખતનો ભુખ્યો છોકરો એકદમ કશાનો બુકડો ભરે, ને જેવા તેના ગાલ લાગે તેવા લાગે છે. ઇંડાં ફોડીને બહાર નીકળ્યા પછી પણ બચ્ચાઓ માના મોઢામાંજ થોડો વખત રમતગમતમાં ગાળે છે.

એક જાતનાં કરચલાં (Thorn-Back crabs) પોતાની છીપ તરફ બહુજ ધ્યાન આપે છે, અને એમનામાં સરસ છીપ કોની છે, તેને માટે સખત હરીફાઇ ચાલે છે. લીમ્પેટ (Limpet) ખડકોવાળા કીનારા પર વસે છે. તોએ કોઇ પણ માછી તેને પકડવા પર ધ્યાન આપતો નથી, કારણ કે તે માછલીમાં સાઠ રતલની ખેંચાણ રોકી શકે છે. આથી એકજ લીમ્પેડ પકડતાં માછીને ઘણુંજ અઘરું પડે છે. "દરીઆનો ઘોડો" (sea-horse) તો પાણીમાં મનુષ્યની માફક ઉભો ઉભો અક્કડ થઇનેજ ફરે છે. એક જાતની માછલી ફક્ત અરબસ્તાનના હુકુર નામના ઉકળતા પાણીના ઝરામાંજ મળી શકે છે. તેને ઠંડા પાણીમાં મુકવાથી ઉલ્ટી તે મરી જાય છે; અને નક્કી કરવામાં આવ્યું છે કે તે ૧૦૦° થી ૧૧૦° સેન્ટીગ્રેડ ગરમ પાણીમાંજ રહી શકે છે. વહેલના કુટુંબની માછલીઓમાંથી ઘણીજ ગરમી ઝરે છે. જો નાના તલાવમાં બેચારેક મુકી હોય તો બે દિવસમાં તે તલાવનું પાણી અતિશય ગરમ થઇ જાય છે.

વીલાયતના દક્ષિણ કીનારા પર Torpedo Ray (Torpedo Marmorata) નામની માછલી થાય છે. તેના શરીરમાં વીજળીક બળ ઘણુંજ હોય છે, અને તેને લીધે તેને અડકવાથી આંચકા (shocks) પણ લાગે છે. તે માછલીના માથામાં વીજળીક સાધનો કુદરતી રીતે ગોઠવાએલાં હોય છે અને ત્યાંથી આખા શરીરના બહારના ભાગમાં તંતુઓ વાટે વીજળી પ્રસરે છે. તે માછલીમાં વીજળીક બળ એટલું બધું હોય છે, કે તેને લીધે વીજળીનો દીવો સળગાવી શકાય છે. લોહચુંબકના સાધારણ નિયમો પ્રમાણે તેનાથી લોઢાની સોયને લોહચુંબક બનાવી શકાય છે, અને તેમાંથી તણખા પણ નીકળે છે. કહેવાય છે કે વીલાયતમાં પહેલાં સંધીવા માટે આ માછલી ઉપર ઉઘાડા પગે ઉભા રહેવાથી ઘણા જણાઓનો સંધીવા મટી ગયો હતો ને તે વીશે દાખલાઓ મોજુદ છે. 'ઇલેકટ્રીક કૅટ ફીશ'





હોર્સ શુ નામની માછલી કંધી ચાલતાં શીખે છે.

અને 'ઇલેકટ્રીક ઇલ'માં લગભગ ૪૦૦ વોલ્ટસનું વીજળીક બળ હોય છે।

"કાદવમાં કુદનારી" માછલી (Periopthalmus Koelreuteri) તો જમીન પર આવે છે એટલુંજ નહીં પણ સહેલથી ઝાડ પર ચઢી તેનાં ફળ ખાય છે તેને માંખી અને મચ્છર તો ઘણાંજ ભાવે છે. કામ નામની માછલીને કુતરાની માફક જાતજાતની યુક્તિઓ શીખવાડે છે. ગમે તેવી ઠંડીમા એ ખુશાલ રહી શકે છે. 'વેધર ફીશ' (Misgurnus fossilis) એટલી બધી સનેજ અને ચંચળ હોય છે કે તે આવતા તોફાનને અને વરસાદને પારખી શકે છે. કેટલાક દેશોમાં તો તેને કાચની બરણીમાં નાખી હવામાપક યંત્ર તરીકે વાપરે છે!



ઈલ નામની માછલીમાં ૪૦૦ વોલ્ટસનું વીજળીક બળ હોય છે.

બ્રહ્મદેશ અને સીઆમ તરફ "બેટા" નામની માછલી થાય છે. અગાઉમાં હાથી અને આખલાની જેમ કુસ્તી થાય છે તેમ ત્યાં "બેટા" ની કુસ્તીએ થાય છે. તેમાં શરતો પણ બકાય છે, અને કેટલીકવાર

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૫૩]



# કુમારીના અનુભવ

સંપાદક:
**રા. રતિપતિરામ ઉધ્ધમરામ પંડ્યા બી. એ.**

ચિત્રકાર:
**રા. જગમોહન મીસ્ત્રી**

**કુમારીનો** ઇતિહાસ દુઃખદ છે. તેને સારી ગૃહિણી થતાં આવડે છે, પણ વિધિ તેને એ પદ આપતાં ડરે છે. તેનામાં સત્સ્ત્રીને લાયક દરેક ગુણ છે, છતાં એકંદર દુનીઆને તેની કીંમત નથી.

નાનપણથી સારા સંસ્કાર મળેલા હોવાથી કુમારી સમર્થ લેખિકા છે, છતાં દુઃખી જીવનથી કંટાળી તેણે લેખિનીને નવગજના નમસ્કાર કર્યા છે. "જો દુઃખ હોય દીલમાં કશુંએ ન રુચે" એ પ્રમાણે કુમારીને હવે કૈંજ સુઝતું નથી. મારા તરફ નિરંતર ભગિની ભાવ રાખતાં હોવાથી તેમણે મારા ઉપર કેટલાંક પ્રાસંગિક ચિત્રો મોકલ્યાં છે. તે રસિક વાચકો સમક્ષ રજુ કરતા પહેલાં એક સુચના કરવાનું મન થઇ જાય છે. કુમારના અછકલા અનુભવ જેવું આ ચિત્ર નથી. જીંદગીમાં મરણ અને જીવનનો પ્રશ્ન જેને નડે ને જેવું ચિત્ર ખડું થાય તેવું આ ચિત્ર દર્શન છે. આમાં લેશ પણ અતિશયોક્તિ નથી. વાંચનાર, કુમારીનાં આવાં દુઃખી ચિત્રદર્શનથી તારી આંખ ઉઘાડજે, અને કેટલાએ અછકલા કુમારો આવી કુમારીનાં જીવનને રહેંસી નાખતા હશે તેનો વિચાર કરી બે આંસુ સારજે !—

× × ×

આજથી વીસ વર્ષ ઉપર હું માત્ર ૭ વર્ષની હતી. તે સમયની મારી બાલક્રીડા મને હજુએ ઝાંખી ઝાંખી સાંભરે છે. મારી બે માહેલીઓ હવે તો તેમનો સંસાર સુખરૂપ ચાલે છે, અને તેઓ સુખ શાંતિથી પોતાનો સંસાર ચલાવે છે,—(નામ આપવાનું સાહસ મારાથી નહીં થાય) લગભગ મારી સમોવડીઅણો હતી. અમે ઢીંગલા ઢીંગલીની રમત રમતાં. મારા ઘરને તેમજ પાડોશીના ઘરને સુંદર ઓટલા હતા. એક ઓટલો ઢીંગલાનું અને બીજો ઓટલો ઢીંગલીનું ગૃહ બનતું લગ્ન ગાળામાં હરતાંફરતાં સંસાર વ્યવહારની જે કૈં રુઢિઓ અમને યાદ રહેલી તેનો ઉપયોગ અમારાં ઢીંગલા ઢીંગલીનાં લગ્નમાં અમે કરતાં. મારો નાનો ભાઇ 'છાવધામ

છાવધામ' બોલતો, અને અમે બધાં ગીત ગાતાં. આમ અમારા ઢીંગલા ઢીંગલીનાં લગ્ન થતાં. ઘેરથી ધાણીચણા કે પ્રેમંદી લાવી તેની ન્યાત જમાડવાનો દાઠ કરતાં. ખરું જોતાં તે વસ્તુઓ અમેજ ખાઇ જતાં. ઢીંગલીની પત્રાળીમાં મુકેલી વસ્તુ હું ખાઇ જતી. વરકન્યાને અમે વધારે ભાગ આપતાં તે માત્ર એટલાજ ઇરાદાથી કે એ ભાગ પાછો અમને મળે. બાકીમાંથી જેટલા હોઇએ તેટલાના સરખા ભાગ પડતા. હવે જ્યારે હું એ પ્રસંગ સંભારું છું ત્યારે અનુભવથી હું એટલું જાણતી થઇ છું કે ઘણાંએ માબાપો ઢીંગલા ઢીંગલીની પત્રાળીમાંથી જ મોટો ભાગ પચાવી જાય છે.

એક વખત મારી મોટી બેન સાથે હું મારા સગાની મેડી શણગારાતી હતી તે જોવા ગએલી. મેડી શણગારવાનું ઊંડું રહસ્ય હું તે સમયે સમજતી નહોતી. અત્યારે તે સંભારતાં મારું હૃદય કંપે છે. શણગારાએલી મેડીમાં મારી બહેને પોતાની સરખી બ્હીઅરો સાથે તાળી દઇ દઇને મશ્કરીઓ કરી હસવા માંડેલું. પરણ્યા પછી મેડી શણગારવીજ જોઇએ, એમ હું સમજતી, તેથી અમારાં ઢીંગલા ઢીંગલી પરણતાં, પછી અમે ઢીંગલાની મેડી શણગારવાની રમત રમતાં. એક આખા નાળ લાવી તેને ચતી રાખી તેના ઉપર લુગડાનો કકડો વીંટાળતાં, એટલે એનો આકાર ખાટલા જેવો થતો. તે ઉપર અમે ઢગલાને સુવાડતાં. આસપાસની ભીંતો ઉપર રસ્તામાં પડેલા રંગીન કાગળના ટુકડાઓ લાવી ચોટાડતાં, મેડી શણગારવાનું મુળ રહસ્ય અમે સમજતાં ન હોવાથી ઢીંગલાને બનાવટી પલંગ ઉપર સુવાડી ઢીંગલીને અમે સામેના ઓટલા ઉપર સુવાડતાં. નવા સંગમ વખતે આમ ઢીંગલા ઢીંગલીનો ઉપયોગ કરવાની અમારી રમત મારા જીવનમાં ઉતરશે તેનું મને તે સમયે મુદ્દલે ભાન નહોતું. અત્યારે મને વિચાર કરતાં એમજ લાગે છે કે હું રમતદ્વારા મારા ભાવિ જીવનની રેખાઓ અજાણ્યે દોરી રહી હતી.



અમે ઢીંગલા ઢીંગલીની રમત રમતાં.

મારાં માસી નવાં પરણીને સાસરે આવ્યાં, ત્યારે, મારા માસા ભર્યાભાદર્યા ઘરમાં પણ બાડી આંખે માસી સામે જોતા, અને માસી નીચું જોઇ હસી પડતાં. આ સંકેત કળા મારા જોવામાં આવી હતી તેનો માયનો નહીં સમજતાં હુ પણ રમતમાં ઢીંગલાને આડુ જોવડાવવા અને ઢીંગલીને નીચું જોઇ હસાવવા યત્ન કરતી. એક હાથમાં ઢીંગલો, ને બીજા હાથમાં ઢીંગલી રાખી આડું જોઇ હું તેમને એક બીજા સામે જોવડાવતી. પણ સ્થૂલ વસ્તુમાં મારાં માસામાસીના ભાવ

ઉતર્યાજ નહીં. મારા એ જીવનમાં વિધિએ પોતાના એકેક હાથમાં મને ને મારા પતિરાજને પકડીને એમજ તીરકસ રીતે જોવડાવવા પ્રયત્ન કર્યો હશે, અને ઢીંગલા ઢીંગલીની બાબતમાં નિરાશ થઇ મેં જેમ પ્રયત્ન લઇ દીધો, તેમ તેણે પણ અમારા સંબંધે તેવો પ્રયત્ન લઇ દીધો હશે. આવી તો કેટલીએ રમતો અમે રમ્યાં હોઇશું. પણ મને તો ઢીંગલા ઢીંગલીનો પ્રસંગ બરોબર યાદ રહ્યો છે. તેજ અત્રે મુકું છું.

જ્યારે હું આઠેક વર્ષની થઇ ત્યારે મને નીશાળે મુકવામાં આવી. હું નીશાળમાં ભણવામાં હોંશીઆર ગણાતી. માસ્તર મારા ઉપર સારો ભાવ રાખતા. મારી ભુલ તે ધીમેથી સુધારતા. ભણવા કરતાં ગુંથણની કળામાં મારો હંમેશાં પ્રથમ નંબર રહેતો. કેટલીકવાર ઉચા ધોરણની છોકરીઓ સાથે પણ હું હરીફાઇ કરતી. ગુંથણના વિષયમાં મને સારાં સારાં ઇનામો પણ મળ્યાં હતાં.

મારી ન્યાતમાં યુવકોએ એક મંડળ કાઢયું હતું. તેમાં ભરત ગુંથણના નમુનાઓ મોકલવાની હરીફાઇમાં મેં ઘણીવાર ભાગ લીધેલો. નીશાળમાં ઉંચા ધોરણની છોકરીઓને હરાવી ઇનામો મેળવેલાં હોવા છતાં કોણ જાણે કેમ મને આ હરીફાઇમાં નાસીપાસીજ મળતી. મારાથી આ કોયડો હજુ ઉકલતો નથી. અત્યારે તો હું જીવનની વધુ વિકટ હરીફાઇમાં ઉતરી છું, એટલે મારો એ અનુભવ મને હવે ક્ષુલ્લક લાગે છે. તે સમયે કશું દોષ થએલો કે પરીક્ષકો કાકદષ્ટિથીજ તુલના કરે છે. આમાં સત્ય કેટલું છે, તે જાણવાનો કે વીચારવાનો મેં પ્રયાસજ કર્યો નથી. કારણ મને નીશાળમાંથી સારું પ્રોત્સાહન મળતું હોવાથી જ્ઞાતિમાં થતી હરીફાઇમાં થએલી નાસીપાસી મને ભાગ્યેજ સાંભરતી.

તેર વર્ષે ગુજરાતી અભ્યાસ મેં પુરો કર્યો. મારા પિતા ક્યારે સ્વર્ગવાસી થયા તે મને યાદ નથી. પણ મારા કાકા મને ઘણા હેતથી ઉછેરતા. તેમને સંતતિ નહોતી, તેથી તેઓ અમને ત્રણ ભાંડુઓને–મારી મોટી બહેન, હું ને મારો નાનો ભાઇ–પોતાનાં છોકરાં પેઠે ઉછેરતા. મારાં કાકી હું જ્યારે નવ વર્ષની હતી, ત્યારે મરણ પામેલાં; તે સમયે મારા કાકા પાંત્રીસ વર્ષના હતા, છતાં તેમણે બીજીવાર લગ્ન નહોતાં કર્યાં. તેમણે અમને ત્રણેને પોતાની પાંખમાં લીધાં, અને પોતાની પાસે બે પૈસા હોવાથી અમને સારી કેળવણી, સારા સંસ્કાર અને સારા આચારનો વારસો આપવાનો પ્રયત્ન તેમણે કરવા માંડયો. મારાં મોટી બહેનને તેમણે મેટ્રીક સુધીનું જ્ઞાન આપેલું; પણ બહેનની નબળી મગજશક્તિને લીધે અભ્યાસ છોડાવી મોટી વયે તેમને સાસરવાસો દીધેલો. મારા નાના ભાઇના અભ્યાસને માટે તેમણે ખાસ શિક્ષક રોકેલો.

તેર વર્ષે મેં ગુજરાતી અભ્યાસ પુરો કર્યો. એટલે મારા કાકાએ મને અંગ્રેજીનો અભ્યાસ કરવા શાળામાં બેસાડી. આ વખત સુધીમાં તો એમણે ખાસ કાળજી લઇને મને સારા સારા સંસ્કૃત શ્લોકો શીખવાડેલા, સારી સારી સતી સ્ત્રીઓની વાર્તાઓ કહેલી. ટુંકમાં સારા સંસ્કાર અમારામાં કેમ પડે, તેની પુરેપુરી કાળજી તેમણે રાખી હતી.

કોણ જાણે કેમ, પણ મારા કાકા મને વારે વારે પુછતા: "બહેન! તું કુંવારી રહેશે? જો તું મારી પાસે રહેને તો હું તને એવું તો મારું સારું શીખવીશ કે તને તારા જીવનમાં દુઃખ શું તેજ નહીં સમજાય." હું તે સમયે તો 'હા' કહેતી. પણ ભવિષ્યના ઉદરમાં શી ઘટના રચાઇ છે તેની અમને કાંઇ ખબર નહોતી.

મારા કાકાના અથાગ પરિશ્રમથી અરાઢ વર્ષે હું મેટ્રીકની પરીક્ષા આપવા શક્તિમાન થઇ. પરીક્ષા આપવા અમદાવાદ ગઇ, ત્યારે કાકાની તબીઅત સારી હતી, પણ પરીક્ષા આપીને ચાર દિવસ પછી પાછી ફરી ત્યારે મેં મારા કાકાને બીછાને પડેલા જોયા. હું એકદમ ગભરાઇ ગઇ. મેં એમની છાતી ઉપર માથું નાખી દઇ ધ્રુસકે ધ્રુસકે રડવા માંડયું. કાકા બોલ્યા: "બહેન, શીદ મુંઝાય છે? મને મટી જશે. તું ગભરાઇશ નહીં. મને બે દિવસથી સહેજ તાવ આવે છે. એ સીવાય બીજું કશું દુ:ખ નથી. બેટા, ગભરાઇશ નહીં." એમ કહી પોતે પથારીમાં બેઠા થયા, અને મને છાતી સરસી દાબી આશ્વાસન આપ્યું. મારા કાકાના મોસાળ પક્ષનો દૂરનો સગો એક ડોક્ટર દરરોજ તેમને જોવા આવતો અને યોગ્ય દવા આપતો. હું એક પગે તેમની ચાકરી કરતી. રાત્રે તેમને આનંદ આપવા સારુ પુસ્તક વાંચતી. ચર્પટ પંજરિકા સાંભળ્યા વિના તેમને ઉંઘ આવતીજ નહીં. હું હંમેશાં, રાત્રે શ્રીમદ્ શંકરાચાર્યની ચર્પટ પંજરિકા સંભળાવતી.

પરિણામ બહાર પડવાના દિવસો પાસે આવતા ગયા, તેમ કાકાની તબીઅત સુધરવાને બદલે વધારે વધારે બગડવા લાગી. મારી હીંમત ન રહી, એટલે મેં મારાં મોટી બહેનને તેમને સાસરેથી બોલાવ્યાં. અમે ત્રણેએ મળીને સગા બાપની સારવાર કરીએ તેમ અમારા પિતા સમાન કાકાની શુશ્રૂષા કરવા લાગ્યાં.

મને બરાબર યાદ છે. શા માટે ન હોય? મારા નશીબનો આડો આંક વળવાનો હતો. એવા દિવસો ને એવી ઘડીઓ શેં વીસરાય? પંદરમી મે નો દિવસ ને શુક્રવારને દિવસે મારી પરીક્ષાનું પરિણામ જણાવાનું હતું. મંગળવારે મેં મારા કાકાને કહ્યું: "કાકા, પેલે દિવસે મારું પરિણામ જણાશે." તે દિવસે કાકાની તબીઅત સારી હતી. તેમણે મને પાસે બેસાડી, મારે માથે હાથ ફેરવ્યો અને જાણે ભવિષ્ય કહેતા હોય તેમ અડધી આંખ મીંચીને મને કહેવા લાગ્યા: "બેટા, જો ન કરે નારાયણ ને મને કંઈ થાય, તો તું આગળ ભણવાનું છોડી દેજે. મેં મારી હીંમત ઉપરજ તને આગળ ભણાવવાનું ધાર્યું હતું. પણ મારી હીંમત હવે નથી. આ મંદવાડ જીવલેણ નીકળશે એમ મને લાગે છે." કાકા આટલું



મારા માસા ભર્યાભાદર્યા ઘરમાં પણ ત્યાડી આંખે માસી સામે જોતા

બોલીને શ્રમથી શાંત થયા એટલે મારી છાતીમાં ડુમો ભરાયો, અને ચોધાર આંસુએ મેં રડવા માંડયું. "કાકા! આમ શું બોલો છો? આજે તો તમને તદ્દન સારું લાગે છે. આમ ધીમે ધીમે રોગ શાંત પડશે. તમે નાહકના શું કામ ખોટા વિચાર કરો છો!"

કાકાએ મને પોતાની પાસે બેસાડી. મને આશ્વાસન આપ્યું અને કહેવા લાગ્યાઃ "નીલુ, બેટા, તું આમ ગભરાઇશ, એમ મેં ધાર્યું હોત, તો હું તને સત્ય વાત કહેતજ નહીં. તું ભણેલી છું, સારા સંસ્કાર પામેલી છું."

"કાકા! એ બધું તમારા વડેજને?" મેં વચમાંજ કહ્યું.

"હા, બહેન, હા! પણ તારે ધીરજ રાખવી જોઇએ. જો, હવે તું નાની નથી. તારો ભાઇ હજુ બાળક છે. એને પણ ગભરાવા દેવો નહીં. બહેન, શું કરીએ વિધિની ઘટના તો સહન કર્યેજ છૂટકો. એમાં પામર મનુષ્યનું શું જોર! મને એટલીજ ઇચ્છા છે કે તું પાસ થાય, એવા સમાચાર હું સાંભળું એટલે બસ!" આટલું બોલતાં બોલતાં કાકાને ઘણો શ્રમ પડયો. તેમણે પથારીમાં પડતું નાખ્યું. મેં તેમના માથા ઉપર હાથ ફેરવવા માંડયો.

ભાઇ! એ સમયની પળેપળની મને યાદ છે. સ્વજન ગુમાવવાનું હોય, ત્યારે તેવી ક્ષણો વીસરવી સહેલી નથી. એટલામાં ડૉક્ટર આવ્યા. મેં તેમને બનેલો બધો પ્રસંગ કહ્યો. ડાક્ટરે કહ્યું: "ભાઇને સારું દેખાય છે, એજ ખોટું ચિહ્ન છે. તેમને તાવ ઉતરે છે, એ સારી નીશાની નથી. અત્યારે તેમનામાં જેમ તાવ હોય તેમ તેમની તબીઅત સુધરવાની આશા રખાય. હું તાવનીજ દવા આપું છું. પણ તેનું પરિણામ હજુ કશુંજ આવ્યું નથી." ડૉક્ટરને આમ નિરાશ થતો જોઇ મારાં તો અંગો શિથિલ થઇ ગયાં. મેં મોટી બહેનને બોલાવ્યાં, અને તેમને ડૉક્ટરનો અભિપ્રાય કહી સંભળાવ્યો. મોટી બહેન મને હાથ ઝાલીને બહાર લઇ ગયાં. અને આંખમાં આંસુ સાથે ધીમેથી કહ્યું: "નીલુ, તું સમજણી થઇ ક્યાં સુધી ઘેલાં કાઢીશ. મને કાકાની આશા નથી પડતી. હવે ગભરાયે કંઈ વળવાનું નથી. હવે તો જે થાય તે જોયાંજ કર." આથી વધારે મોટી બહેન બોલી શક્યાં નહીં. તેમનો કંઠ પણ ગળગળો થઇ ગયો હતો. આખરે આ બધાથી મુંઝાઇને મારી ઓરડીમાં જઇ, બારણું બંધ કરી, સાંકળ વાસી, ટેબલ ઉપર માથું મુકી, ધુસકે ધુસકે રોઇ અંતરનો ઉભરો મેં ખાલી કર્યો, ત્યારેજ હું કંઈ શાંત થઇ.

ગુરુવારે રાત્રે સાડા ત્રણ વાગે કાકાએ ભાન ખોવા માંડયું. હવે કઠણ હૈયું રાખી અમે તેમની સારવારમાં પડ્યાં હતાં. મારા નાનાભાઇને પાડોશીને ઘેર સુવા મોકલ્યો હતો. તેને એક ટેવ હતી કે હંમેશાં સવારે કાકા સાથેજ તે ચહા પીતો. ગુરુવારની સવાર સુધી તેણે તે ક્રમ સાચવ્યો હતો. કાકાએ પણ તેની એ ટેવનું આજની સવાર સુધી પોષણ કર્યું હતું. તેથી આવતી કાલે પણ કાકા સાથેજ ચહા પીશ, એમ કહીને તે પાડોશીને ત્યાં સુવા ગયો હતો. કાકા જેમ જેમ એ ભાન થતા ગયા, તેમ તેમ મને એકજ વિચાર આવતો, કે કાલે જો મારું પરિણામ કાકાની હયાતીમાં જણાય તો કેવું સારું? ગુરુવાર તેજ શુક્રવાર હોત તો? વિધિ ઉપર મને ઘણીજ રીસ ચઢી. મીનીટેમીનીટ હું ઉતાવળી થવા લાગી. હવે કાકાને માટે તેનો વિચાર મને ન રહ્યો. પણ કાકાના પ્રાણ જાય તે પહેલાં મારું પરિણામ જાણવામાં આવે તો એજ વિચાર મારા મગજમાં પ્રાધાન્ય ભોગવી રહ્યો હતો. શુક્રવારના બપોરના દોઢ વાગે કાકાને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૫૭ ]




# અરવિંદનાં આંસુ


લેખક:
રા. કુસુમાકર

ચિત્રકાર:
રા. ગોરક્ષકર


—o—

જર્મન મહાકવિ ગેટેની 'સૅરોઝ ઑફ વર્ધર' નામની વાર્તા ઉપરથી આ વાર્તા લખાઈ છે મુળ વાર્તા જ્યારે પ્રસિદ્ધ થઈ ત્યારે સમાજમાં ભારે કોલાહલ થયો હતો. અને જે જે જુવાનો એ વાંચતા તે તે પ્રેમના અને દુઃખના ગગનગામી કલ્પનાવિલાસોમાં રચ્યાપચ્યા રહેતા ને પરિણામે તે દિવસોમાં આત્મહત્યા કરવી એ શોખ થઈ પડયો હતો.

એવી સરસ વાર્તાનું ગુજરાતી સંયોજન વાંચક આગળ રજુ કરતાં અમને આનંદ થાય છે.

ઉપતંત્રી

**વસંતની** વાયુ લહરી કયા આત્માને નથી અડી? કોયલ રાણીના કલ્લોલ કુંજે કુંજે કોણે નથી સાંભળ્યા? રઢીઆળા કયા રાજહંસે માનસને રુપાળે કાંઠે હંસી રાણીને નથી નોતરી? છતાંએ બ્રહ્માંડ વીશાળાં ગગનપટમાં પ્રેમની તારાક્ષરીનો સારાંશ એકજ બોલમાં આટોપીએ તો નિરાશા નથી?

જહાંગીરી–ફકીરીના લલાટે લેખ લખાવનારા કેટલાએ હૃદય ભગવાં કરી સંસારસાગરનાં અદૃશ્ય તળીઆં શોધવા મન્થન કર્યા નથી? પ્રેમનાં પુનિત રામાયણ–મહાભારતની મિતાક્ષરી અશ્રુજલથીજ લખવાની હોય.

પ્રેમનાં આંસુ કોને વહાલાં નથી? વહાલાં હશે તે વીણશે. અરવિંદની પ્રણયકથા ગુંથવા બધી સુલભ–દુર્લભ સામગ્રી મેળવી અંતે રજુ કરી છે. આવાં આંસુની માળા વાચક તેં ગુંથી તારી પ્રણયિનીને યૌવનને મધુકાળે અર્પી છે સ્તો. આ આંસુઓમાં તારાં આશ્વાસનનાં શું ઓછાં અમી છે? આ નિર્ભાગી આત્માના ચારિત્રને તું પૂજ્ય વૃત્તિથી જરૂર જોઇશ. તેનાં દુર્ભાગ્ય પર થોડાં આંસુ તું જરૂર ખેરવીશ. વિજયની વરમાળ તને ન વરી હોય, પ્રણયપંથે નિષ્કંટકગતિ તું ન કરી શકયો હોય તો આ કરુણ વિલપન જરૂર એક હૃદયના મિત્રની ગરજ સારશે.

## પ્રથમ પુસ્તક

વસંત ૫ મી મહા સુદ ૫

હા! અહીં દૂર વિદૂર શું આનંદનાં ઝરણાંમાં તરબોળ ભીંજાઈ રહ્યો છું! પ્રિય સુહૃદ્! માનવ હૃદય કેવું અગમ્ય વિચિત્ર છે! જીવના જીવન જેવો, પ્રાણના પ્રાણ જેવો, તું હૃદયસખા તેનાથી વીખુટા હોવાનું અને છતાં આ આનંદવીચિઓમાં ગરકાવ થવાનું! મને તારી ક્ષમાનો પાત્ર તો ગણીશને?

બીજી વાત મારા જેવાં મસ્તિષ્કને ડંખવા વિધીનિર્મીત બીજી સ્નેહગ્રંથીઓએ હોયજને? બાપડી લાવણ્ય! પણ મને દયાપાત્ર ગણીશ ના. તેની એનની અજબ રસમાધુરી મારા આત્માને અમૃતથાળ પીરસી રહી હતી, ત્યારેજ તેના નિર્મલ હૃદયમાં મારે માટે પ્રણયચીણગારીનું પ્રગટવું! કેવી વિચિત્ર ઘડીએ તે પાણીપોચા હૃદયનું પુષ્પધન્વાનું રમકડું બનવું! અને છતાંએ મારો જરાએ વાંક નહોતો? તેની હૃદયપાંખડીમાંની એકાદ અટુલીને મેંજ નચવી નહોતી? પ્રકૃતિની તે સ્મિતભર રતિરેખાએ મને મુગ્ધ કર્યો નહોતો? શું મેં—પણ અરે, કયો માનવી આમ પોતાની જાતને દુષિત ઠરાવે?

પ્રિય સુહૃદ્! હું તને કોલ દઇ ચુકયો છું કે હું સુધરીશ. વિધિની પ્રત્યેક નાની સરખી મુંઝવણને વાગોળીશ નહીં. એ ટેવ છોડી નહીં શકું તોએ શિથિલ કરવા તો મથીશજ. હવે તો હું વર્તમાનના રંગેજ રંગાઇશ ને ભૂતકાલને તેની ગહન ગુફામાં જઇ ઢંઢોળીશ નહીંજ. ખરેજ, તું કહે છે તેમ જો માનવી ભૂતકાલના પ્રત્યેક મૃતઃપ્રાય આઘાતને કલ્પનાથી સળગાવી સચેત સ્મૃતિદંશ કરતા ન હોત તો જીંદગીમાં થોડાંઘણાં મધુબિંદુ ચાખી શકેજ. ગઇ ગુજરી ભુલી વર્તમાન ઘડીના વિવિધ રંગો ધૈર્યથી, સહનશીલતાથી માનવી વેઠી લેતાં કેમ ... હોય? શા માટે પ્રભુએ માનવઉર સ્મૃતિ... ઘડયાં હશે? અને તેએ આવી કડવી સ્મૃ... વિલાસી?

બાને જરા કહીશ કે મને સોંપેલા સંદેશ... ખટલા પર હું મારા ગજા પ્રમાણે ધ્યાન આપ... અને તે સંબંધે બનશે તેટલા વહેલા સમાચ... મોકલીશ. કાકીને હું મળી ચુકયો છું. આપ... મંડળ ધારે છે તેવાં અણગમો ઉપજે એવાં ... ન લાગ્યાં. તે આનંદી, ખુશ મીજાજી ... સોજીલી બાઇ દીસે છે. હું તો તેને દીલાવરએ ... નાખું. મીલ્કતના હીસ્સાની વહેંચણીમાં બાને ... અન્યાય થઇ ચુકયો છે તે મેં તેને સમજાવ્યે... કાકીએ મને પોતાની વર્તણુંકનાં કારણો અ... હેતુઓ સમજાવ્યા. અને તેઓ તો આપ... માગણી ઉપરાંત એ અમુક શરતે આપવા તૈયા... છે એમ પણ કહ્યું છે. ટુંકામાં આ વિષય પર હા... તો વધારે લખી નજ શકું. બાને ખાત્રી આપ... સૌ રુડાં વાનાં થશે.

પ્રિયસુહૃદ્! આમાંએ મને તો આપ... કલાપી કહે છે તેમ 'ટુંકી દૃષ્ટિ જનહૃદય... અલ્પ ખોડોજ જોતી' એ સાચુ લાગે છે, ... નાની બાબતમાં ખરું કહું તો મને તો સમજ... છે કે ગેરસમજુતી અને બેદરકારી, દુષ્ટતા અ... દ્રોહ કરતાં આ દુનીઆંમાં વધુ અંશે માઠાં ફ... લાવે છે. ગમે તેમ હો, માનવ સ્વભાવમાં દુષ્ટ... અને વિદ્રોહની હાજરી હું તો પ્રમાણમાં ઓછી જ જોઉં છું.

બાકી હું તો અહીં આનંદમાં છું. પૃથ્વ... પરનાં આ નંદનવનમાં એકાંત મારા મનને અમૃતલેપ સમાન છે. ખરેજ ઘડી ઘડીમ... ગમગીનીમાં પડી જતાં મારા હૃદયમાં વાસંતી દેવીના અમૃત થાળ અપૂર્વ ચાનક લાવે છે. પ્રત્યેક છોડ, પ્રત્યેક તરુ ફળફુલે લચી રહ્યાં છે.


લીલા સુવાળા ઘાસ પર લાંબો થઇને ચતોપાટ સુઉં છું. ને પાસે ઝમઝમતાં ઝરણનું કલગાન સાંભળું છું.

આપણા લલિતજી જેને 'લુમઝુમતું અમ જીવન રસમય' કહે છે તેનો અપૂર્વ સાક્ષાત્કાર—અહીં અનુભવી રહ્યો છું. હા, કેવી ઇચ્છા મને થાય છે? હું એક મધુમક્ષિકા હોત તો કેવું સારું? આ સુરભિના સાગરમાં 'અજબરંગી હયાતી' ઝબકોળી તર્યા કરવાનું!

નગર તો સૌ નગરો જેવું ગલીચ અને ગંદુ છેજ. પરંતુ આસપાસનાં મેદાનોમાં 'અજબ રંગો સનાતને' પ્રકૃતિ અપૂર્વ, અકથ્ય સૌંદર્ય છટાએ સોહી રહી છે. ગિરિ માળની આનતિં, પર્વતની ટેકરીઓ જાણે એક; બીજાને અડકડમાં આવી દુભાવતી હોય એમ આવી રહી છે. શું સૌંદર્યની બહાર! કેવી જાતની ખીણો પ્રકૃતિએ રચી છે! આ અવર્ણનીય શોભાએ સરદાર મોહનસિંહનું દીલ લલચાવ્યું અને એમણે અહીં એક વાડી બનાવી. એ વાટિકાના સુંદર અવશેષો હજીએ કહી રહ્યા છે કે તેની રચના કોઇ શાસ્ત્રીય બાગબાંએ કરી નહોતી પરંતુ તેનું સંયોજન એના કરુણ મૃદુ હૃદયના માલીકે પોતાના ભગવા હૃદયના માર્દવ અને મનોરાજ્યના કલ્પનાવિલાસના લહાવા લેવા કર્યું હતું. તેના ગત સ્વામીની સ્મૃતિમાં અહો કેટલાં આંસુ મેં સાર્યાં છે! આ ખંડેર જેવું ગ્રીષ્મભવન જે એક વખત તેના સ્વામીનું પ્રિય આરામગાહ હતું તે હાલ તો મારું છે. કદાચ થોડા સમયમાં હું તેનો રીતસરનો માલીક પણ બની જઇશ. થોડા જ દિવસમાં તારા મિત્રના પ્રેમાળ હૃદયે સાળીને

પોતાનોજ કરી લીધો છે. આ વાડી મારી પોતાની બને તેમાં માળીને તો બહુ નહાવા નીચોવવાનું નહીંને! ઉલટું રાજી થવાને અને સંતોષનાં એને સબળ કારણો છે.

મહા સુદ દસમ.

વસંતના ખુશનુમા પ્રભાતનો લખલુટ આનંદ હું લુટી રહ્યો છું. એની પ્રબળ અસરે એક પ્રકારના અગમ્ય રસગાંભીર્યે મારા હૃદયને વિવશ–ઘેલું કરી મુક્યું છે. અપ્સરાઓ રમવા ઉતરી આવે એવા આ સ્થળમાં જીંદગીનું માધુર્ય હું ચાખી રહ્યો છું. કેવળ નિવૃત્ત જીવનની અમીમય શાંતિમાં મારો આત્મા એટલો બધો ગરકાવ થઇ ગયો છે કે મારા પ્રિય વ્યાસંગને હાલ તો મેં તિલાંજલિ આપી છે. પછીનો એક પણ લસરકો મારવા પણ અત્યારે હું અશક્તિ માનું છું છતાં, આ મનોરમ ખીણ બાષ્પથી આચ્છાદિત થાય છે, અથવા જ્યારે મધ્યાહ્નનો પ્રખર ભાસ્કર તરુરાજીના ગીચ ઘટાટોપ પર તીક્ષ્ણ કિરણો ફેંકે છે, અને થોડાં છુટાં છવાયાં રશ્મિ મારા પુનિત એકાંત રસભુવનમાં પ્રવેશે છે ત્યારે લીલા સુંવાળા ઘાસ પર લાંબો થઇને ચત્તોપાટ સુઉં છું. ને પાસે ઝમઝમતાં ઝરણાનું કલગાન સાંભળું છું. અને જ્યારે પૃથ્વીમાતાના ખોળામાં હું આમ પડ્યો હોઉં છું ત્યારે સહસ્ર અણજાણ છોડવા મારી આંખો આગળ રમે છે. ત્યારે વૃક્ષેવૃક્ષની, વિટપવિટપની, ડીશીડીશીની નાની દુનીઆના અણસુણ્યા–અશ્રુત ગુંજાવર હું સાંભળું છું કે પારાવાર અકથ્ય જીવજંતુઓની જાત અને આકૃતિથી હું હળી જાઉં છું. ત્યારે પરમ પિતાને–તે જગન્નારાયણ જેનાં પ્રતિમા–પુતળાં આપણે સૌ નરનાર છીએ–તે સચ્ચિદાનંદને હાજરાહજુર જોઈ રહ્યો હોઉં એમ મને થાય છે. હા, ત્યારેજ ત્યારે વિશ્વપ્રેમની શ્વાસલહરી, જે નિરવધિ આનંદ સાગરમાં તરી રહી છે અને જે માનવ માત્રને ધારણ કરી પોષી રહી છે, તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે. અને ત્યારે પ્રિય સુહૃદ્! અંધારું મારી આંખો પર છવરાય છે, અને મારા અંતરાત્મામાં સ્વર્ગ અને અવની આવી રહ્યાં દીસે છે. મારી માશુકની સ્વપ્નભ્રમણા મારી બધી શક્તિઓને ઘેરે છે ત્યારે અહો! કેવી વાંછના થાય છે!

આ મનોરાજ્યને શબ્દમાં હું મૂર્તિમંત કરી શકું? મારા હૃદયમાં રમી રહેલી, મારા આત્માને હલમલાવી મુકતી રસવૃત્તિઓને હું કાગળ પર ટપકાવી શકું? અનંત પ્રભુની પ્રતિમા જેમ મારો આત્મા છે તેમ એ મારા તર્કો મારા મનોમુકરરૂપ તાદ્દશ થાય! હા! કેવી વાંછના! ઓ વહાલા મિત્ર! પણ આ બધું મારા ગજા ઉપરાંત છે. આ સ્વપ્નો, આ ભવ્યતાના બોજા નીચે હું કચરાઉં છું–ડુબી જાઉં છું.

માઘ સુદ બારસ.

કોઇ દગારાં સત્ત્વોની આ સ્થળે ભૂતાવલ હશે તો! વા મારાજ હૃદયની કોઇ સ્વર્ગીય કલ્પનાએ આ બાગેબેહસ્ત ખડું કર્યું છે? ઘરના આંગણામાં એક ફુવારો છે. નાજુક ઢોળાવ ઉતરતાંજ એક કમાન આવે છે જ્યાંથી થોડાંક પગથીઆં નીચે આરસપહાણના ખડકમાંથી બીલોરી કાચ જેવાં નિર્મલ નીરની નીક વહે છે. તેને ઉપરથી ઘેરી રહેતી એક નાની દીવાલ સોહી રહી છે. તરુવરો તેની આસપાસ વીંટળાઇ વળેલાં દીસે છે. આ રમણીયતા, આ શીતળતા આત્મા પર ખુશકારક અને ભવ્ય અસર કરી રહ્યાં છે. મેં ત્યાં એકાદ કલાક ગાળ્યો ન હોય એવો એક દહાડો જતો નથી.

નગરની નાજુક કુમારિકાઓ અહીં પાણી ભરવા આવે છે. કેવો નિર્દોષ અને આવશ્યક ઉદ્યમ! અસલની રાજરાણી અને કુંવરી પનીહારીઓનાં

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૫૪]

# આઠમી સાહિત્ય પરિષદના પ્રમુખ



લેખકઃ

રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ,
બી. એ.



રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ
બી. એ., એલ.એલ. બી.

સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ નીલકંઠ મહેતાએ નવાબના કારભારી તરીકે સારી નામના મેળવેલી. ત્યારથી એમના વંશજો નીલકંઠ મહેતાના ઉપનામથી ઓળખાય છે. એજ કુટુંબમાં રા. સા. મહીપતરામનો જન્મ થએલો. સૌ કોઇ કાળુ પાણી-દરીઓ ઓળંગવાને ડરતું અને ન્યાતનો વળી ત્રાસ, તેવે વખતે શિક્ષણપદ્ધતિનું નવું જ્ઞાન અને વિશેષ અનુભવ લેવાને તેમણે ઇંગ્લાંડ જવાનું સાહસ ખેડેલું. એ રીતે પરદેશગમનનું દ્વાર ગુજરાતીઓ માટે ખુલ્લુ કરી આપવાનું માન તેમને ઘટે છે. પણ તેના કરતાંએ કેળવણીકાર તરીકે તેમની પ્રસિદ્ધ અને કીર્તિ જાદે છે. ખરી રીતે ગુજરાતમાં કેળવણીનું વૃક્ષ તેમણેજ ઉછેરી પોષેલું, જેનાં મિષ્ટ ફળ આપણે અત્યારે ભોગવી રહ્યા છીએ. તેમના હાથ નીચે શિક્ષણ લીધેલા સેંકડો વિદ્યાર્થીઓ અદ્યાપિ તેમના પ્રતિ ગુરુભક્તિ દર્શાવી તેમનું પ્રેમપૂર્વક સ્મરણ કરે છે.

પોતે કેળવણી અને જ્ઞાનનાં સારાં અને સુંદર પરિણામ જોએલાં તેથી જનતામાં તેનો બને તેટલો પ્રચાર કરવાને તેઓ યથાશક્તિ યત્ન કરતા. હરકોઇ સાર્વજનિક હીલચાલમાં તેઓ જોડાતા. ઘણાં વર્ષો સુધી તેઓ "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી"ના ઓનરરી સેક્રેટરી રહ્યા હતા. વળી "અમદાવાદ પ્રાર્થના સમાજ" સ્થાપવામાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધેલો. એમનાં પત્ની પાર્વતીકુંવર પણ એટલાં સુશીલ અને પ્રેમાળ હતાં; અને પોતાના પતિ સાથે તેઓ પણ જાહેર હીલચાલમાં રસ લેતાં. એમના ગુણોનું સુંદર વર્ણન ન. કવિ. ગણપતરામે તેમના પાર્વતીકુંવર ચરિત્રમાં કર્યું છે. આવાં પુણ્યશાળી બાઇના પેટ જન્મ લેવો એ પણ એક સદ્ભાગ્ય છે.



રા. રમણભાઈ: કિશોરાવસ્થા

૨

સને ૧૮૬૮ ના માર્ચની ૧૩ મી તારીખે રા. બા. રમણભાઇનો જન્મ થયો હતો. તેઓ રા. સા. મહીપતરામના ત્રીજા-સૌથી નાના-પુત્ર હતા. તાજુબી ભરેલું તો એ છે કે ચાર વર્ષની છેક કાચી વયે, કેળવણી શાસ્ત્રમાં નિષ્ણાત એવા રા. સા. મહીપતરામે, તેમને-રમણભાઇને -પ્રાથમિક શિક્ષણ આપવું શરુ કરેલું. આઠ વર્ષની વયે તો તેઓ ઇંગ્રેજી વર્ગમાં દાખલ થએલા અને પંદરમે વર્ષે સન. ૧૮૮૩ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા અમદાવાદ વિભાગમાં સૌથી ઉંચે નંબરે પાસ કરેલી. યુનીવરસીટીની પરીક્ષામાં ફત્તેહમંદ નીવડતાં તેઓ સન. ૧૮૮૪ માં ગુજરાત કોલેજમાં જોડાયા; એક શિષ્યવૃત્તિ (સ્કોલરશીપ) પણ મળી પણ તે વખતે મુંબાઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં પ્રીન્સીપાલ



રા. રમણભાઈઃ યુવાવસ્થા.

વર્ડઝવર્થનું આકર્ષણ જબરું હતું; તેથી બીજે વર્ષે અહીંની શિષ્યવૃત્તિનો લાભ છોડીને તેઓ એલ્ફીન્સ્ટન કોલેજમાં ગએલા.

નબળી તબીઅતને લીધે સન. ૧૮૮૬ માં ૭ માસ સુધી તેમણે અભ્યાસ શિથિલ કર્યો તે પ્રસંગે તેઓ પાછા ગુજરાત કોલેજમાં થોડો વખત આવેલા; પણ બી. એ. ની છેવટની પરીક્ષા તો તેમણે સન. ૧૮૮૭ માં એલ્ફીન્સ્ટન કોલેજમાંથીજ પાસ કરેલી. આપણા ઘણાખરા દેશનેતાઓ પોતે એલ્ફીન્સ્ટોનીઅન હોવા માટે મગરુરી લે છે, તેમ રા. બા. રમણભાઇ પણ પ્રીન્સીપાલ વર્ડઝવર્થના હાથ નીચે શિક્ષણ અને તેમનો યાદ સંપાદન કરવાની સાથે એક એલ્ફીન્સ્ટોનીઅન તરીકે પોતાનો હક–privilage નોંધાવી શકે. બી. એ. માં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એમનો ઐચ્છિક વિષય હતો. એમ. એ. માં તત્ત્વજ્ઞાન લઇને બેસવાની તેમની ઉમેદ હતી પણ તે બર આવેલી નહીં. તેમના સહાધ્યાયીઓમાં સર મનુભાઇ નંદશંકર મહેતા, મણિશંકર રત્નજી ભટ્ટ અને પ્રો. કાશીરામ સેવકરામ દવે એઓ મુખ્ય હતા. પ્રો. બળવંતરાય તો તેમની એક વર્ષ આગળ હતા. છતાં એ ગુજરાતી મંડળીએ કોલેજમાં 'ગુજરાતી એલ્ફીન્સ્ટન સભા' સ્થાપેલી, જેમાં રા. બા. રમણભાઇએ 'કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ' વીશે વ્યાખ્યાન આપેલું, જે હજી પણ મનનીય માલુમ પડશે.

સન. ૧૮૮૯ માં તેઓ એલ. એલ. બી. થયા. એજ વર્ષમાં એમનાં લગ્ન જાણીતા સુધારક સરદાર ભોળાનાથ સારાભાઇનાં દોહિત્રી, વિદ્યાગૌરી સાથે થયાં. એમનું પહેલું લગ્ન સુરતમાં સન. ૧૮૮૪ માં થએલું પણ પહેલાં પત્ની સન ૧૮૮૮ માં સ્વર્ગસ્થ થએલાં.

એમ. એ. ના અભ્યાસ માટે પ્રયત્ન જારી રાખ્યો હતો, તે દરમ્યાન અમદાવાદ ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં હેડ કલાર્ક ઑફ ધ કોર્ટ (શીરસ્તેદાર) નીમાયા. તે પછી એલ. એલ. બી., થઇને એક માસમાં અમદાવાદમાં સબ જડજ નીમાયા, અને તે પૂર્વે સન. ૧૮૯૧ માં રા. સા. મહીપતરામભાઇ કોલેરાના એકાએક ભોગ થઇ પડયા. એ દુઃખદ બનાવ પછી અમદાવાદ છોડવું તેમને ગમ્યું નહીં અને તેથી અમદાવાદ ડીસ્ટ્રીક્ટ કોર્ટમાંની નોકરી છોડી, અને વકીલાત કરવા માંડી આ પછી તેમની સબ જડજ તરીકે ગોધરે નીમણુંક થઇ પણ તેમણે તે લેવા ના પાડી. આજે એક બાહોશ અને આગેવાન વકીલોમાં તેમની ગણના થાય છે. કેટલાક માને છે કે એક સબ જડજ તરીકે તેઓ ચાલુ રહ્યા હોત તો તેમની કારકીર્દી કૈં જુદુંજ રૂપ લેત; તેઓ સાહિત્યના

ક્ષેત્રમાં વિશેષ ફાળો આપી શકત; પણ એ પ્રશ્નની ચર્ચામાં આપણે અહીં નહીં ઉતરીએ. સને ૧૮૮૮ માં બ્રાહ્મણોમાં પ્રચલિત વિવાહ પદ્ધતિનું (મંત્રો, આચારની ક્રિયાઓ અને ભાષાંતર સાથેનું) 'વિવાહ વિધિ' નામે પુસ્તક તેમણે બહાર પાડ્યું.

૩

સન. ૧૮૮૭ માં બી. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી "પ્રાર્થના સમાજ" તરફથી પ્રસિદ્ધ થતા માસિક 'જ્ઞાન સુધા'નું તંત્રી પદ તેમણે સ્વીકાર્યું; જે પદે સને. ૧૯૧૮ માં એ પત્ર બંધ થતાં સુધી કાર્ય કર્યું. ગુજરાતી માસિક સાહિત્યમાં 'જ્ઞાન સુધા'નો ફાળો કીંમતી છે; તેમાં રમણભાઇના વ્યક્તિત્વની છાપ સ્પષ્ટ માલુમ પડી આવે છે, બલ્કે રમણભાઇ એજ 'જ્ઞાન સુધા' એમ આપણે કહી શકીએ.

આ પ્રમાણે એક સમર્થ વિવેચક તરીકે તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી અને આપણા વિવેચન સાહિત્યમાં મેકોલેના નિબંધોની પેઠે પાછળથી "કવિતા અને સાહિત્ય" એ નામથી પ્રસિદ્ધ થએલો તેમના એ લેખોનો સંગ્રહ કાયમ ઉપયોગના એક શિષ્ટ ગ્રંથ તરીકે બહુ ઉંચું સ્થાન ભોગવે છે.



સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ. બી. એ.

'જ્ઞાન સુધા'નું તંત્રીપદ તેમનો ઓછો સમય લેતું નહીં, છતાં તે સાથે અન્ય સાહિત્ય સેવા ચાલુ હતી. આપણાં કેટલાંક સામાજિક રુઢિ બંધનો અને જ્ઞાતિના રીત રીવાજો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૬૫]



# એક પ્રેમકથા

મુળ લેખક:
જેરોમ કે. જેરોમ




અનુવાદક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. સુશીલ


હું કનૈયાલાલ, સ્નેહવદન અને ભાનુશંકર બેઠા હતા. કોઇ પણ ખરાબ પાત્ર વિનાની એક નવલકથા અમે ચાર ભેગા મળીને લખીએ તો કેમ એ વિષય સંબંધે અમે વાદવિવાદ ઉપર ચઢયા. પણ આવી નવલકથા નીરસજ થાય એવા મત ઉપર અમે સર્વાનુમતે આવ્યા.

"આ જગતમાં ખરાબ મનુષ્યોજ નહીં હોત તો જગત કેટલું બધું શુષ્ક લાગત!" કનૈયાલાલે કહ્યું. "જો કે આ વિચાર બહુ સારો નથી પણ તેમ છતાં પણ એમાં અસત્ય જેવું તો કશું નથીજ. કેટલાક મનુષ્યો આ દુનીઆમાંથી પાપ કાઢી નાખવાના પ્રયાસો કરે છે એથી કેટલીકવાર હું બહુ ઉદાસ થઇ જાઉં છું. પાપને આ જગતમાંથી કાઢી નાખો તો 'સાહિત્ય' જેવો શબ્દજ નહીં રહે. ગુનેહગાર વિના આપણે લેખકો ભુખેજ મરવાના."

"એમાં ઉદાસ થવા જેવું કશું નથી." સ્નેહવદને કહ્યું. "જ્યારથી જગતની ઉત્પત્તિ થઇ ત્યારથી દુનીઆનાં અરધાં માણસો બીજાં અરધાંને સુધારવા મથી રહ્યાં છે છતાં પણ જગતમાંથી પાપ ઓછું થયું નથી. મનુષ્યોને સુધારવાં એ જ્વાલામુખીને મોંએ ઢાંકણાં દેવા જેવું છે. એક ઠેકાણેથી મોં બંધ કરીએ તો બીજે ઠેકાણે મોં થાય અને તેમાંથી લાવા નીકળેજ. એટલે આપણે જીવીશું ત્યાંસુધી તો પાપ નાબુદ થઇ જવાનું નથી."

"હું તમારા જેટલો આશાવાદી થઇ શકતો નથી." કનૈયાલાલ બોલ્યા. "આપણા જીવનમાંથી ગુનાહ—આકર્ષક ગુનાહ અદૃશ્ય થતાજ જાય છે. ચાંચીઆઓ અને લુટારાઓ હવે કયાં છે? રુમાલે ફાંસા દઇને સેંકડો માણસને મારનાર ઠગ હવે કોની નજરે પડે છે! માણસો પોતાની સ્ત્રીઓની લાજ લુટનારને

ખંજર ભોંકીને સજા કરતા નથી પણ કોર્ટમાં જઇને સજા કરાવે છે. હવેનાં ચોર માત્ર રસ્તામાં ફરતા ભીખારીઓજ છે અને તે પણ એટલા ઉપર પડેલી વસ્તુઓ ઉઠાવી જઇને સંતોષ માની લે છે. હવે પોતાની માશુકોનાં હરણ કરી જવાને તત્પર થએલા કેટલા આશકો દૃષ્ટિગોચર થાય છે? જો આપણે લેખકો આ જાતના ગુનાહને ઉત્તેજન આપવાને માટે એક મંડળ નહીં કાઢીએ તો જરુર આપણે રવડી જઇશું એમ મારું ધારવું છે.":

કનયાલાલની આવા પ્રકારની ટીકાથી ભાનુશંકરનો પીત્તો ખસ્યો. સાહિત્યને માટે ભાનુશંકરના વિચાર બહુ ઉચ્ચ હતા. તેમણે તરત કહ્યું: "કનૈયાલાલ! તમારા ધારવા પ્રમાણે સાહિત્ય એ માત્ર પાપના પાયા ઉપરજ રચાએલ મંદિર છે?"

"ત્યારે બીજું શું છે?" વાદવિવાદ કરનાર મળે એટલે પછી કનૈયાલાલને બીજું કંઈપણ ગમે તેમ નહતું. એટલે બહુ ઉત્સાહથી એમણે કહ્યું: "મૂર્ખતા, હૃદયની નિર્બલતા અને પાપ સીવાય તમે આકર્ષક સાહિત્ય શી રીતે રચી શકો? મનુષ્યોના દુઃખના ઢગલામાંથીજ લેખકો પોતાનું ગુજરાન ચલાવે છે. તમે એક એવી સર્વ રીતે સંપૂર્ણ દુનીઆ ધારો—જેમાં પુરુષો અને સ્ત્રીઓ કોઇ પણ વખત ખોટું આચરણ કરતાંજ નહીં હોય, જેમાં છોકરાઓ કદી તોફાન કરતાંજ નહીં હોય, જેમાં કુતરાઓ માણસો કદી બીવડાવતાંજ નહીં હોય, જેમાં પત્નીઓ પતિઓને કદી કાયર કરતીજ નહીં હોય, જેમાં કદી પતિઓ પત્નીઓને લાકડીના પ્રહારથી પુજતાજ નહીં હોય, સાઠ વર્ષના ડોસાઓ કલપલગાડીને જુવાન દેખાવાનો ઢોંગ કરતાજ નહીં હોય, જાહેર જગ્યાઓમાં જુનાં પરણેલાં જોડાંઓ એકેકમાં પ્રેમ બતાવીને




ખુની ફાંસીના માચડા આગળ ઉભો હતો......ધર્મગુરુએ તેને છેલ્લી ઘડીએ પણ ઉપદેશ આપવા માંડયો.

મુર્ખાં બનતાંજ નહીં હોય, કેળાંની છાલથી કોઇ માણસ ગબડતુંજ નહીં હોય, પવનથી કોઇની પાઘડી ઉડતીજ નહીં હોય, તો પછી તેવામાં તમારો હાસ્યરસ ક્યાં જાય? કેવી રીતે જમાવાય? વળી જે દુનીઆમાં હૈયાં કદી દુઃખથી ઝખમાયજ નહીં, જેમાં ઓષ્ઠને ચુંબનસ્પર્શ સીવાય બીજું દુઃખ હોયજ નહીં, જેમાં આંખમાંથી અશ્રુ પડતાંજ નહીં હોય, જેમાં ચર્ણ કોઇ દિવસ થાકતાજ નહીં હોય, જેમાં પેટમાં કોઇ દિવસ

ભુખના ખાડા પડતાજ નહીં હોય, જ્યાં વિયોગ કે મૃત્યુ જેવું દુ:ખજ નહીં હોય ત્યાં–તેમાં તમે કરુણરસ કેવી રીતે ઉત્પન્ન કરો? જ્યાં પુરુષો માત્ર પોતાની પત્નીનેજ ચહાતા હોય, જ્યાં પત્નીઓ માત્ર પતિ પાસેજ ચુંબન લેતી હોય, જ્યાં પુરુષનું હૃદય સવદા નિર્મલજ હોય અને સર્વ સ્ત્રીઓ પતિવ્રતાજ હોય, ત્યાં તમારી દીલ ઉશ્કેરનારી, કલેજાં થડકાવનારી, ચારિત્રોનાં ઝીણાં પૃથક્કરણ કરનાર નવલકથાને કયી રીતે સ્થાન આપશો? ભલા ભાનુશંકર, આપણે નવલકથાકારો, નાટિકાઓ લખનારાઓ અને કવિઓ જગતના દુ:ખથીજ દ્રવ્યવાન થઇએ છીએ. આપણે શયતાનના લશ્કરના ખાસ ખબરપત્રીઓ છીએ. તેના વિજયનાદ આપણે મોટી મોટી નવલકથાદ્વારા વાંચનારને સંભળાવીએ છીએ. તેની શીકસ્તો આપણે બોધ લેવા જેવાં નાટકોદ્વારા જોનારને બતાવીએ છીએ."

"કનૈયાલાલ, તમારું કહેવુ ખરુ છે," સ્નેહવદને કહ્યું: "પણ આપણે એકલાજ મનુષ્યોના દુ:ખથી કમાઇએ છીએ એમ નથી એ તમારે ધ્યાનમાં લેવુ જોઇએ. ડાકટર, વકીલ, ધર્મગુરુ, વગેરે વગેરે પણ આપણી માફકજ કમાઇ ખાય છે. આ વીશે મને એક વાત સાંભરી આવે છે. એક વખત એક ખુનીને ફાંસીએ ચઢાવતા હતા. ખુની માંચડા આગળ ઉભો હતો. તેની પાસે માજીસ્ત્રેટ, સીપાઇઓ, જેલનો ઉપરી, ધર્મગુરુ વગેરે ઉભા હતા. ધર્મગુરુએ તેને છેલ્લી ઘડીએ પણ ઉપદેશ આપવા માંડ્યો અને માજીસ્ત્રેટે પણ તેને શીખામણ આપવા માંડી; એટલે પેલા ખુનીનો મીજાસ ખસ્યો. તેણે એ બધાને બરોબર બહેલાવીને કહ્યું: "તમે અહીં બગભગત જેવા આવીને ડાહ્યા થાઓ છો પણ મારા જેવા કોઇ હોયજ નહીં તો તમને કઇ નોકરી મળવાની હતી? અમારા જેવાના પ્રતાપે-જ તમે મોટા મોટા પગાર લઇને તાગડધીન્ના કરો છો. આજે આ અહીં ટોળું એકઠું થયું છે તેમાં ખોટ તો એકલા મનેજ છે. બીજા કોને નહાવા જવું પડે એમ હતું?' આટલું તિરસ્કારથી કહીને પેલા ખુનીએ ફાંસી દેનારને કહ્યું; 'ચાલ ભાઇ ચાલ, તારું કામ જલદી કરી લે. નાહક આ બધા શાણા, ડાહ્યા, પરમાર્થી અને પરગજુ ગ્રહસ્થો ખોટી થાય છે.'"

"ખુનીમાં હીંમત તો ખરી" કનૈયાલાલે કહ્યું.

"અને હાસ્યરસ પણ ખરો" સ્નેહવદને કહ્યું.

"મને આ તમારી વાતથી એક બીજી વાત સાંભરી આવે છે." કનૈયાલાલ બોલ્યા. "એક વખત એક મોટા વર્તમાનપત્રની ઑફીસમાં કૈંજ નવા તાર સમાચાર આવ્યા ન હતા અને શેના ઉપર લેખ લખવો એ વીશે તંત્રી અને એના મદદનીશોમાં વાદવિવાદ ચાલી રહ્યો હતો. તંત્રીએ દીલગીર થઇને કહ્યું: 'આ તે કૈં દુનીઆ છે! નથી એકે લઢાઇ ચાલતી, નથી એકે ભયંકર ખુન થતાં કે નથી કૈં પોલીસોનો જુલમ કે નથી દુકાળ! ત્યારે આપણે લખવું શેના ઉપર? રોજ ને રોજ કૈં બાળલગ્ન કે સ્ત્રી કેળવણી ઉપર લખ્યા કરાય છે!' આ પ્રમાણે નિરાશા અને નિરુત્સાહથી બધા બેઠા બેઠા બબડતા હતા ત્યાં એક ખબરપત્રી આનંદથી ઉછળતો આવી પહોંચ્યો. બધાએ એકદમ પુછ્યુ કે શું છે? પેલાએ કહ્યું કે હવે આપણે છ સાત દિવસ ગભરાવાની કૈં જરુર નથી. –સ્ટેશને રેલ્વેનો મોટો અકસ્માત થયો છે અને ત્રણસોએક માણસો મરી ગયાં છે. ચાર પાંચ તો જાન સફાચટ થઇ ગઇ છે. આ ખબર સાંભળીને બધાજ ખુશ થઇ ગયા અને એમનો નિરુત્સાહ એકદમ અદ્રશ્ય થઇ ગયો. આ પ્રમાણે

એક માણસનો જીવ જાય અને બીજાને આનંદ પડે એવું પરાપૂર્વથી ચાલતુંજ આવેલું છે."

આ ઉપરથી મને એક નર્સે કહેલી એક બે વાતો યાદ આવી. બધા લેખકો, નવલકથાકારો અને કવિઓના કરતાં એક નર્સ સ્ત્રી અને પુરુષના ચારિત્રને વધારે સારી રીતે સમજી શકે છે અને તેમના આત્માનું વધુ સારી રીતે પૃથક્કરણ કરી શકે છે એમ હું ધારું છું. આખું જગત એક રંગભૂમિ છે અને તેમાં આપણે સ્ત્રી પુરુષો નટી અને નટરૂપે છીએ. જ્યાં સુધી આપણે તંદુરસ્ત હોઇએ છીએત્યાં સુધી આપણે આપણો વેશ બરાબર ચાલાકીથી ભજવીએ છીએ અને કોઇક કોઇક વખત તો જે વેષ આપણે ભજવતા હોઇએ તેજ પાત્ર આપણે છીએ એમ પણ આપણે માની લઇએ છીએ.-પણ માંદગી આવે છે એટલે આપણે ભુલકણા થઇ જઇએ છીએ. અને પ્રેક્ષક વર્ગ ઉપર જે અસર આપણે કરવા માગીએ છીએ તે અસર વીશે આપણે બેદરકાર બની જઇએ છીએ. આપણે મુખ ઉપર પાઉડર અને રંગ લગાડવાને અશક્ત થઇએ છીએ અને ભપકાદારવસ્ત્રો એમ ને એમ આપણી કને પડી રહે છે. શૌર્ય સુચવતું અભિનય અને સદ્‌ગુણો બતાવનારી ચેષ્ટાથી આપણને કંટાળો આવે છે. જ્યાં રંગભૂમિના પ્રકાશિત દીવા અને આપણને




પુરુષનો એક હાથ પત્નીના શબ ઉપર ઓઢાડેલી ચાદર પર હતો. બીજો હાથ પત્નીના ગળા ઉપર હતો. તેનું મોં સ્ત્રીના મુખ આગળ હતું.

પ્રકાશમાં લાવતા નથી અને પ્રેક્ષકવર્ગની તાળીએ અને તિરસ્કાર સંભળાતાં નથી એવા શાંત, અંધકારમય ઓરડામાં આપણે આપણા ખરા સ્વરૂપમાં આવીએ છીએ.

આ નર્સ ભલી, માયાળુ હતી. તેની સ્વપ્ન જોતી હોય તેવી આંખો જે જોતી તેને પોતાના હૈયામાં સચોટ ઉતારી દેતી એમ જણાતું. તેણે કહેલી વાતો હું લખીને પ્રસિદ્ધ કરું એમ ઘણીવાર મને લાગતું પણ પાછળથી એ વિચાર હું છોડી દેતો કારણ કે એમાંની ઘણીખરી વાતો જગતની કાળી બાજુ દર્શાવનારી હતી. કેટલીક સારી બાજુ દર્શાવનારી હતી પણ તે ઘણી દીલગીરી ભરી હતી; અને કેટલાકથી આપણને હસવું આવે તેવી પણ હતી પણ તે ભયાનકજ લાગે.

"હું જ્યારે કોઇક ઘરમાં પહેલી વખત પ્રવેશ કરું છું ત્યારે હું જીવનનાં દૃશ્યોની પાછળ ભરાતી હોઉં એમ મને લાગે છે. તમારી આસપાસ, નાટકની માફકજ લોકો આવે છે, જાય છે, હસે છે, રડે છે અને વાતો કરે છે. તમે દર્દીની આંખ જુઓ તો તમને તરત લાગે કે ખરેખર આ સઘળું નાટક જેવુંજ છે." એ નર્સે એક વખત હું માંદો હતો ત્યારે મને કહ્યું હતું.

"એક વખત હું મારી કારકીર્દીની શરુઆતમાં," નર્સ વાત કરતાં કરતાં બોલી હતી. "એક શસ્ત્રપ્રયોગના કેસમાં હું ગઇ હતી. ત્યાં મેં એક કમનસીબ ભુલ કરી હતી. ભુલ નજીવી હતી પણ અમારાં જેવાંઓએ એ નજ કરવી જોઇએ.

"મારો દર્દી એક ખુબસુરત દેખાવનો ભોળા સ્વભાવનો પુરુષ હતો. તેની સ્ત્રી સુંદર હતી પણ તેનો સ્વભાવ બરફના ડુંગર જેવો હતો. મને પહેલેથીજ એના ઉપર ચીઢ ચઢી હતી. બંને એકમેકમાં બહુ વહાલ દાખવતાં હતાં —હદથી બહાર વહાલ દાખવતાં હતાં. મને હમણાં જેટલો જગતનો અનુભવ છે એટલો તે વખતે હોત તો એ વહાલ માત્ર દેખાવનુંજ છે એમ હું તરતજ જાણી જાત.

"ઑપરેશન મુશ્કેલ અને કપરું હતું. તે પુરું થયાં પછી રાત્રે દર્દીને સન્નિપાત શરુ થયો. દર્દી 'મેના, મેના' કરીને બુમ પાડ્યા કરતો હતો. મેના એની સ્ત્રીનું નામ હશે એમ અનુમાન કરીને હું એની સ્ત્રીને બોલાવવા ગઇ. તે સ્ત્રી બેઠી બેઠી હારમોનીઅમ વગાડતી હતી. મેં તેને જઇને હકીકત કહી એટલે એણે કહ્યું કે જરા વારમાં હું આવું છું. આ જવાબથી હું ચીડવાઇ અને જરા તપીને બોલી કે 'તમારું નામ દઇ દઇને પેલો મરવા પડ્યો છે છતાં તમારાથી ઉપર અવાતું નથી?' આથી તેણે કૈંક આશ્ચર્યથી મને પુછ્યું. 'મારું નામ દઇને બોલાવે છે?' મેં કહ્યું: 'હા, મેના, મેના કહીને બુમ માર્યા કરે છે.' આ નામ સાંભળીને તેના મોં ઉપર એક તિરસ્કારયુક્ત હાસ્ય છવાયું. આ હાસ્ય જોઇને મને તેના ઉપર વધારે ચીઢ ચઢી. પેલી સ્ત્રી મારી સાથે ઉપર આવી અને બીછાના પાસેજ ખુરશી લાવીને બેઠી. પેલો દર્દી બીલકુલ ભાનમાં નહોતો અને પોતે મેનાની સાથેજ છે એમ માનીને તેજ વીશે બબડ્યા કરતો હતો.

"કાળી અંધારી રાતમાં સર્વત્ર ઘેર શાંતિ પ્રસરી રહી હતી. તેમાં આ દર્દીના બેભાનવસ્થામાં ઉચ્ચારેલા એકેએક શબ્દ મારું કાળજું કોરી ખાતા હતા; પણ પેલી સ્ત્રી પેલુંજ તિરસ્કારયુક્ત સ્મિત પોતાના મુખ ઉપર રાખીને દર્દીને સામે જોતી બેસી રહી હતી. આખરે પેલા દર્દીએ જીવનની વાતો એક પછી એક બકવા માંડી.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૬૯]

# મારી કીગત

નર્મદાશંકર ૧૮૩૩ ૮૬

## વિરામ ૨:-ઘરડાં વડિલો ને માબાપ.

[ગતાંક પૃષ્ઠ ૫૭૦થી ચાલુ]

જે રવીસનાં ખાતાંમાં હતા તારે ઘેર બીજાઓનું લખતા નહીં પણ ચાકરી કરી આવ્યા પછી પોતાના મિત્ર રણછોડદાસ ગીરધરભાઇ, ખીમજીભટ અને કેટલાક દક્ષણીઓ સાથે બેસી આનંદ કરી બહાર જતા—ગાયન હારકથા વગેરે સાંભલતા તેમ સુરતમાં ત્રણ વરસ રહ્યા ત્યારે પણ રાતે કામ કરતા નહીં; દોસ્તદારોમાં મ્હાલતા—પણ સવારથી તે સાંજ સુધી કોઇને મળતા નહીં—ન્યાતમાં જમવા પણ જતા નહીં એવા નિયમસર કામ કરનારા હતા. પણ છ દહાડેથી સદર અદાલતમાં ૧૫ ને પગારે રહ્યા ત્યારથી ઘણીજ મ્હેનત કરવા માંડી. સને ૧૮૬૦ થી મેં એમને લખવાની ના કહી—ને એઓએ પણ લખવાનું બંધ રાખ્યું.

એ સંસ્કૃત સમજતા; કંઇ કંઇ બોલી પણ જાણતા. દક્ષણીઓના સહવાસથી મરેઠી પણ બોલી લખી જાણતા—નિશાળ સંબંધી ઘણાખરાં પુસ્તકો પોતે લખેલાં એટલે તે સંબંધી પણ થોડું ઘણું જાણતા. ને ગુજરાતીમાં તો નિપુણ હોય તેમાં નવાઇજ શી? અહા એની કાગળ લખવાની રીતથી તો અવધિ. જેમ અંગ્રેજોમાં પોપ, બૈરન ને કાઉપરના કાગળો વખણાય છે તેવાજ એના કાગળો હતા—અફસોસ તે મેં ફાડી નાખ્યા છે! એવા કાગળોની ભાષા કેવી સરળ ને શુદ્ધ! ને મતલબ દુનિયાદારીની શિખામણ આપતી ને સંસ્કૃત શ્લોકથી ભરેલી! હું ખરેખર કહુંછ કે મારાથી તેના જેવા કાગળો કોઇ કાળે લખાવાના નથી. એના મારી મા—ઉપર ને મારી માના એના ઉપર લખાયલા ત્રણ ચાર કાગળો મારા વાંચવામાં આવેલા તેની ખુબી શું?—કેવો પ્યાર! કેવી નીતિ! મારા ઉપર જે એના કાગળો તેમાં કેટલી નરમાસ, કેટલો પ્યાર, ને કેટલી શિખામણ! એ ભાઇ તમારી તો મને ખોટજ છે; જારે હું સુરતમાં ત્રણ વરસ રહ્યો હતો ને મારી મા મરી ગઇ હતી તે વખત જારે પોતે મુંબઇમાં એકલા હતા ને જારે માધવાનળની ચોપડીનો ઉતારો કરતા હતા ત્યારે માધવને દેશનિકાલ થયેથી તેના બાપે જે રુદન કીધું છે તે વાંચતાં તેને ધ્રુજારી છુટી હતી ને હાથમાંથી કલમ પડી ગઇ હતી ને પોતે પણ પડી ગયા હતા એ બનાવ જે તેણે મને કાગળમાં આબેહુબ ચિતરી મોકલ્યો હતો તે મને હજી સાંભરે છે. સામળદાસની ચોપડીઓની પ્રસિધ્ધી કરવાનું થોડુંક માન એને પણ છે; એણેજ આપુ

કરસેદ દેવલેકર છાપખાનાવાળાને સલાહ આપી હતી કે એ ચોપડીઓ છપાવીશ તો તને ને લોકને લાભ થશે. એ ચોપડીઓ એણેજ જેના ઘરમાં પોતે ભાડે રહેતા તેના ઘરમાં હાથની લખેલી હતી તેની પાસ બ્હાર કહડાવી–એવી સરતથી કે એક છાપેલી ચોપડી તેને આપવામાં આવશે.–પોતાને પિંગળનું જ્ઞાન નહીં તેથી પ્રત પ્રમાણેજ નકલ કર્યા કીધી.

એને પુસ્તકોની સંભાળ રાખવાની બહુ કાળજી હતી–હમારા ઘરડાનાં ઘરમાં સુમારવનાનાં સંસ્કૃત પુસ્તકો હતાં જેની તેણે વર્ગ બાંધી ટીપ કરી હતી પણ હાય મોટી આગે તેનો સંહાર કરી નાખ્યો.

એને ગુજરાતી કવિતા ઉપર લક્ષ નહીં પણ ગાયનમાં સારી સમજ હતી. પોતે પણ સાથે ગાતા–વેળાએ એવી તો મજાહ કરતા કે કંઇ કહ્યાનીજ વાત નહીં. એણે સુરતના વિજયાનંદને સારી પેઠે સાંભળેલા અને શીમાનંદ ગવૈયો જે એનો સગો ને સ્નેહી તેની સાથે પણ થોડા ફરેલા–ને નાનપણમાં બહુ સાંભળેલું. જી દહાડેથી મેં કવિતા કરવા માંડી તી દહાડેથી એને કવિતા સંબંધી જ્ઞાન સારૂં થવા લાગ્યું ને પછી પોતાના આનંદને માટે મારીજ કવિતા વાચતા–ને કહેતા કે 'ભાઇ તારી કવિતા વાંચવાથી રોવું આવેછ પણ પછી બહુ સુખ થાયછ.'

સુધારાવાળાઓના વિચાર તેને ખરેખર ગમતા હતા—પણ કહેતા કે 'હમણાં બ્હાર પડવાનો વખત નથી. ઘણા થયાં એટલે એની મેળે ચાલશે.' જાતિભેદ વિષે કહેતા કે '૨૫ જણ જુદા પડે તો તું સામેલ થજે.' મારા પુનર્વિવાહ તરફના વિચારો ઉપરથી કેટલાક લોકો એને મ્હોડે મારી નિંદા કરતા તો તેઓને તે જવાબ દેતા કે 'ભાઇ જેવો જેનો વિચાર; તે કહેછ તે ખોટું શું છે? તે તો મને પણ કહેછ કે તમે પુનર્વિવાહ કરો.' એઓ બુદ્ધિ વર્ધક સભામાં આવતા—હું ભાષણ કરતો તે પોતે સામે ખુરસી ઉપર બેસી સાંભળતા. એણે પણ એક વખત સત્ય ઉપર નિબંધ વાંચ્યો હતો. હું આટલો સુધારામાં અગ્રેસર પણ મારાથી તે દુઃખી થતા નહીં.

મારા ઉપર એનો પ્રેમ અતીસે–મનેજ દેખતા–મારી મરજી ઉપરાંત કામ કરતા નહીં. મારાં લખાણની નકલ કરી આપતા ને હું પણ નિબંધ અથવા કવિતા લખીને પ્રથમ એની આગળ વાંચતો ને જહાં હદથી જ્યાદે ફાટ્યો હોઊં તાંહાં ફેરફાર કરવાની સલાહ આપતા—ને તેમ હું કરતો–મારી ઉમ્મરમાં એણે એક પ્રસંગ સિવાયે કોઇ વખત ઝાંસો સરખો પણ કીધો નથી –એકી બાંધણીનો બોધ કરેલા કીધોછ–રે મને દુઃખ થાય માટે પોતે બીજીવાર પરણ્યા નહીં. મારી ભુલ, મારૂં સાહસ એણે સાંખ્યા કીધુંછ ને મારા ઉદ્યોગમાં મને હંમેશ ઉત્તેજન અને સાહ્યતા આપ્યાં કીધાંછ.

એની પ્રકૃતિ પ્રેમાળ, ટેકી, ધીરી, સંતોષી ને રસિક હતી. જેઓ એના પ્રસંગમાં આવેલા તે સહુનીજ એણે પ્રીતિ સંપાદન કીધી હતી. નિયમસર ખરચ કરનાર પણ પ્રસંગે હદની બ્હાર જતા–ન્યાતમાં ઉજળા ને પ્રતિષ્ઠિત કહેવાતા. મારી માંદી માને પગરસ્તે સુરત લઈ આવ્યા તો મિઆનો, આંગડીયા, મસાલ–સાથે ને ખરચ રૂ. ૩૦૦) કીધો.

ઘણી ઘણી વાતો લખવાની છે પણ નિરાંત નથી. એણે ૩૭ વરસમાં ૨૫૦૦૦) રૂપિયા ખરી મ્હેનતથી મેળવ્યા. તેમાં પોતાના બાપનું રૂ. ૬૦૦૦) નું કરજ તેમાં ત્રીજે હિસ્સે રૂ. ૨૦૦૦) પોતાના આપ્યા; પોતાનાં અઘરણીનો, મારા જનોઇનો ને બે વાર લગનનો, મારાં

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૭૬ ]




લેખક:

રા. બટુભાઇ લાલભાઇ ઉમરવાડીઆ,

સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:

સૌ. જડાવબહેન ચી. વીણુ



પાત્રો

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| નટવર... | ... | ... | ... | ... | ... | ...મંદાકિની |
| પ્રદ્યુમ્ન... | ... | ... | ... | ... | ... | ...રક્ષા |

## પ્રવેશ પહેલો

સ્થળ: નટવરલાલનું દીવાનખાનું

એક રવિવારની સવાર. નટવર, પ્રદ્યુમ્ન અને મંદાકિની બેઠાં છે. પ્રદ્યુમ્ન હમણાંજ મુસાફરી કરી આવ્યો હોય તેમ જણાય છે.

પ્રદ્યુમ્ન

અલ્યા ગએ ઉનાળે હું આવ્યો ત્યારે તો તું લહેર કરતો હતો.

નટવર

હા, છતાં આ ઉનાળે સ્થિતિ જુદી છે. એ લહેર કરવાના દિવસો હવે ગયા.

પ્રદ્યુમ્ન

એવું શું છે?

નટવર

[ મંદાકિની તરફ હાથ કરતો ] આ સ્ત્રીઓનોજ પ્રતાપ તો, બીજું શું? એ લોક જ્યાં જાય ત્યાં કૈંક નવા જુની કર્યા વિના તો રહેજ નહીં. સ્ત્રીજાતિએ પુરુષોને જેટલા હેરાન કર્યા છે તેટલા કોઇએ નહીં કર્યા હોય.

પ્રદ્યુમ્ન

કોણે, ભાભીએ આ બધું ઉભું કર્યું છે એમ?

નટવર

એ કૈં એકલી સ્ત્રી છે. અહીં તો હવે બધેજ સ્ત્રિયારાજ્ય બેઠું છે. અત્યાર લગી ઘરમાં તો હું સ્ત્રીનો ગુલામ હતોજ પણ હવે તો ઓફીસમાં પણ સ્ત્રીનો અમલ ચાલે છે.

પ્રદ્યુમ્ન

હું કંઈ સમજ્યો નહીં.

નટવર

એમાં સમજવાનું નથી; વેઠવાનું છે. અમારા શેઠ ફરીવારના પરણ્યા છે અને હવે પસ્તાય છે.

પ્રદ્યુમ્ન

કેમ ?

નટવર

કેમ શું ? પરણ્યા પહેલાં તો શેઠ સ્ત્રી, સ્ત્રી કરતા હતા. એમને મન કે એમના સોનેરી પીંજરામાં એ પંખી પુરાઇ રહેશે ને ત્યાં બેઠું બેઠું એનું મધુર ટહૂક ટહૂક કરશે; પણ એ તો એમના માથે છાણાં થાપે છે એટલે હવે પસ્તાય છે.

પ્રદ્યુમ્ન

પણ તેમાં તારે શું ?

નટવર

કારણ એનું રાજ્ય એમના ઘરમાંજ નથી પુરું થતું. બજારનો વહીવટ પણ એણે હાથ કરી લીધો છે.

પ્રદ્યુમ્ન

એમ ! સ્ત્રી વહીવટ કરે એ તો નવાઇની વાત.

નટવર

અરે, નવાઇની વાત શું ? એ જાતેજ નવાઇ છે. ગજબ છોકરી છે, માનીશ, અહીંના બધા વેપારીઓને પાણી ભરાવે છે. એક અક્ષરો ખોટો ન પડે. કોણ જાણે વેપારી હીસાબ પણ ક્યાંથી શીખી આવી છે !

પ્રદ્યુમ્ન

તેં પુછ્યું નહીં ?

નટવર

પુછ્યું તો હતુંજ પણ કહે કે "નટવરલાલ, કામ, કામને શીખવાડે છે. તમે પણ ધ્યાન દઇને કામ કરો તો તમને પણ એ બધું આવડે."

પ્રદ્યુમ્ન

હત્તારી, તેને ધબ્બો માર્યો.

નટવર

એ કે નવાઇનો ધબ્બો નહોતો. ભાઇ, એવા ધબ્બા તો રોજ પડે છે. ને બધાને. એના આગળ કોઇજ ડાહ્યું નહીં. બધાની ભુલ કાઢે. મારા એકલાની ઓશીસમાંથી દસ જણે તો રાજીનામાં આપ્યાં. પેલો બુઢ્ઢો કેશીઅર. બીચારો આજ વીસ વરસથી ગુલામી ખેડતો હતો તેને દસમે દહાડેજ નાળીએર આપ્યું. ને કોને કયારે જવું પડશે એની કોઇને ખબર ન પડે. સાંજે ઘેર આવીએ ત્યારે દહાડો રહ્યા.

પ્રદ્યુમ્ન

પણ એક સ્ત્રી તે વળી કેટલું કામ કરી શકે કે તમે મરદોનું લશ્કર આમ હારી જાઓ છો ? એ તો થોડા દહાડા ધમપછાડ કરશે, પછી બધુ શાંત પડશે. સ્ત્રીઓ તો તારાઓ પેઠે ચમકયા કરે. એની વળી આવડી બીક શી ?

નટવર

ઉંહ તને નથી ખબર. એ અઢાર વર્ષની છોકરી નવનેજાં પાણી ઉતારે છે. એ તો તારાઓ પેઠે ચમકે પણ છે અને પ્રચંડ સૂર્ય પેઠે તપે પણ છે.

પ્રદ્યુમ્ન

અરે, પણ એનુ શરીરજ કેટલુંક ચાલે ? સર્જાઇ ત્યારથી જતન કરી જાળવાએલી અને સૈકાઓથી આરામ અને લાડમાં ઉછરેલી સ્ત્રીનું કોમળ શરીર વૈતરું વળી કેટલું વેઠી શકે ?

મંદાકિની

પ્રદ્યુમ્નભાઇ, તો હજી એવા ને એવા કવિજ રહ્યા.

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૧૭૭]



# સ્વપ્ન દ્રષ્ટા

લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્યસંસદ.

ચિત્રકાર:

શ્રીમાન્ પુરુષોત્તમ,

સભ્ય, સાહિત્યસંસદ

અને

સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ.

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઇના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્રને ભાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાની કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે વિપ્લવના વિચારો કરે છે. તે સ્વતંત્ર હીંદનાંજ સ્વપ્ન જુએ છે.

ના. જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુલોચના મુંબાઈની કોલેજમાં ભણે છે.

તે બન્નેની મુલાકાત વડોદરામાં રાજાભાઈને ત્યાં પ્રથમ થાય છે. પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે. અને સુલોચના પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે.

સુદર્શનને આઠ વર્ષે બ્રહ્મચારી-બ્રાહ્મણ બનાવે છે. ઇતિહાસ, ને નાટકો જોતાં તત્કાલના નાયકો સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે.

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યાં એક પ્રસંગે તે જાય છે અને પોતાના દેશીઓની શ્વાનવૃત્તિ જોઈ તેનું સ્વમાન હણાય છે. તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે.

તે કોલેજમાં આવે છે; વાંચે છે ને વિચારે છે. હીંદુ સમાજ તેને કુમાભાઈનું પ્રભવસ્થાન જણાય છે. બ્રાહ્મણત્વની નીશાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે. નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે. અમદાવાદની કોંગ્રેસ અને હીંદના મેઝીની સુરેંદ્રનાથના ભાષણો તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરે છે.

લોર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રીટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દશાનું તેને તીવ્ર ભાન થાય છે. અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મંડળી શરું કરે છે.

સુદર્શન પરીક્ષા આપવા મુંબાઇ જાય છે. તે નામદારને ત્યાં ન ઉતરતાં તેના મિત્ર અંબાલાલ દેસાઇને ત્યાં ઉતરે છે. અને પરીક્ષા દરમ્યાન તે વાંચે છે અને અંબાલાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાતો વિનોદ કરે છે. અને સ્વતંત્ર હીંદનાં સ્વપ્નો સાથે સેવે છે. પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે. નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે. અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે. એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો. કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે. હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો. કાપડીઆ તેને કહે છે. સુદર્શનને પ્રો. કાપડીઆ દેશદ્રોહી લાગે છે; નામદાર દેશદ્રોહી લાગે છે. અને તે આ બધા દેશદ્રોહી વાતાવરણમાંથી બીજે દિવસે અંબાલાલને ત્યાં આવ્યો જાય છે. ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે.

રાવબહાદુર સુદર્શનને નામદારને ત્યાં નહીં ઉતરવા માટે લઢે છે અને સુલોચના સાથે તેનું લગ્ન નહીં કરી શકે તેવી મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે.

ફરીથી કોલેજમાં વર્ગો શરૂ થાય છે અને સુદર્શન પિતાની અનુમતિથી મુંબાઇમાં અંબાલાલને ત્યાં પૈસા આપવાનું નક્કી કરી રહે છે. અને ધનીના સહવાસમાં અને અંબાલાલની મૈત્રીમાં તે સ્વતંત્ર હીંદના દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૦ મુ—(ચાલુ)

—o—

### મુંબાઇમાં વસવાટ

૪

આ ઠવાડીઆમાં બે દિવસ લો ક્લાસમાંથી પાછા ફરતાં ફણસવાડીને નાક્યેથી સુદર્શન 'વંદેમાતરમ્' ખરીદી ઘેર લઇ આવતો ત્યારે અંબાલાલની નાની રૂમમાં રાષ્ટ્રીય મહોત્સવ થતો. અંબાલાલ કે સુદર્શન મોટેથી આખું પત્ર વાંચી જતાં. જો ખાવાનું તૈયાર હોય તો

કોઈકવાર જમતાં જમતાં બે કોળિયા વચ્ચે પણ તેનાં કર્કશાઓ અધીરા દેશભક્તો વાંચતા. ત્યારે અરવિંદ બાબુની સંજીવની ભાષાનો તેઓ પ્રસાદ ચાખતા; બંગાળામાં જામેલા રાષ્ટ્રીયપુર-ની છોળોથી તે ભીંજાતા; રાષ્ટ્રીય ઊર્મિઓ તેમનાં હૃદયમાં તોફાને ચઢ્યાં'તી; દેશભક્તિથી ઘેલાં બની તે મુંઝાઈ બેસતાં, મદ્દા તો તેને દર્શાવ-વાના માર્ગ શોધતા; અંગ્રેજો તરફ તેમનો દ્વેષ વિષથી વધારે હળાહળ થઈ જતો; ને 'મા' અમેય અંતરથી સ્વસંસ્કાર ને આત્મસિદ્ધિના સંદેશા સ્પષ્ટ રીતે તેમને સંભળાવતી.

પ્રોફેસર કાપડીઆએ બારણું બંધ કર્યું.

૧૯૦૭ ની કથા મહાકાવ્ય છે.

સપ્ટેંબર ૧૯૦૬ માં સુરેંદ્રબાબુએ અભિષેક કરાવ્યો હતો; વિદ્યાર્થીવર્ગે તેને રાજ્યાભિષેક માન્યો હતો; અને નવા વર્ષથી જાણે બ્રીટીશ સલ્તનત ચાલી ગઈ છે એવો ખ્યાલ સુદર્શન ને તેના મિત્રો અનુભવવા લાગ્યા હતા.

ડીસેંબર ૧૯૦૬ માં દાદાભાઈ નવરોજજીએ સ્વરાજ્યનો મંત્ર દેશને આપ્યો; અને અંબેલાલ દેસાઈએ દેશમાં અંગ્રેજો વસે છે એ વિચાર સરખો મગજમાંથી કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો.

દહાડેદહાડે બંગાલમાં સ્વયંસેવકોની સમિતિની હકીકતો આવતી. નવો યુગ શરુ થતો લાગ્યો. નવયુવકો કટિબદ્ધ થઈ સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઝંપલાવવા તૈયાર થતા હતા.

[વધુ આગળ જુઓ પૃષ્ઠ ૧૮૭]



ગુજરાત ] સુકલકડી શરીર, ને ટૂંકડાં પંચીઆમાં શોભતા કાપડીઆએ [ફાલ્ગુન ૧૯૮૨
બારણું ઉઘાડ્યું.

—સ્વપ્નદ્રષ્ટા —પૃષ્ઠ ૧૯૫





રા. કનૈયાલાલ મુનશી અને
સૌ. લીલાવતી મુનશી

# સાહિત્ય સંસદની સભા

સાહિત્ય સંસદની એક સભા તા. ૨૦-૨-૨૬ ને શનિવારના રોજ સાંજે સાડાપાંચ વાગતાં ચાઇનાબાગમાં શ્રી. ચંદ્રશંકર પંડ્યાને ઘેર સંસદના પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીનાં સંસદના સભ્ય સૌ. લીલાવતી સાથે થએલાં લગ્ન માટે અભિનંદન આપવા મળી હતી. શ્રી ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાને શ્રી. કેશવપ્રસાદ દેસાઇની દરખાસ્તથી અને શ્રી. શંકરપ્રસાદ રાવલના અનુમોદનથી પ્રમુખપદ આપવામાં આવ્યું હતું.

**શ્રી. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાએ** પ્રમુખપદેથી ભાષણ આપતાં જણાવ્યું હતું કે:

સૌ. લીલાબ્હેન, ભાઇ મુનશી, સંસદના અતિથિઓ, અને સભ્યો,

આપ સર્વેને નિવેદન કરવામાં આવ્યું છે તે પ્રમાણે આપણી સંસદના પ્રમુખ ભાઇ કનૈયાલાલ મુનશી અને આપણી સંસદનાં સભ્ય લીલાબ્હેન એ ઉભયનો સ્નેહ-સહચાર લગ્નના સહ-ધર્મમાં પરિણામ પામ્યો તે નિમિત્ત તેમને જુદાં જુદાં અને સામટાં અભિનંદન આપવા આપણે આજે અત્રે એકત્ર થયા છીએ. સાથે આપણે આશીર્વાદ પણ આપીશું, અને ભાઇ મુનશી અને લીલાબ્હેન જેવી અહંતાની સજીવ મૂર્તિઓના અભિમાનને જરા તેથી આઘાત પહોંચે તો ભલે પહોંચે. સંસદને નામે બોલનાર આપણે કૈં આપણા અધિકારનો ત્યાગ કરવા તૈઆર નથી. કાર્ય સદૈવ સંસ્થાઓ કરતાં મોટું છે અને સંસ્થાઓ વ્યક્તિઓ કરતાં મોટી છે. એટલે આપણો સાહિત્ય અને સંસદને નામે આશીર્વાદ આપવાનો અધિકાર છે-Super man ને તેમજ New woman ને.

એ અભિનંદન અને એ આશીર્વાદ આપવાનું મિત્રકાર્ય કરવામાં મુખરૂપ થવાનું માન આપે મને આપ્યું તેથી હું આપનો આભાર માનું છું. આપને ખાત્રી આપું છું કે મિત્ર મટી મુરબ્બી નહી બની જાઉં. એ પણ ધ્યાનમ રાખીશ કે આ કૈં માત્ર વિનોદાત્મક ભોજનોત્તર ભાષણનોજ નહીં; પરંતુ ગંભીર જવાબદારીનો પણ પ્રસંગ છે. પ્રસ્તુત લગ્નને અનુસરીને વિશ્વામિત્રીના દક્ષિણ-ઉત્તર વિભાગોની-વિનોદ-ગાંભીર્યની સંવાદી મીલાવટ રજુ કરીશ.

ભાઇ મુનશી એટલે કૈંક નવું, કૈંક ધ્યાન ખેંચે એવું, કૈંક સંક્ષોભ કરે એવું. સમાજને આશ્ચર્યચકિત કરે નહીં, જગતને ચમકાવે નહીં તો મુનશી મુનશી નહીં. લીલાબ્હેન એટલે સમર્યાદ છતાં પ્રગલ્ભ સ્વતંત્રતા. મુનશી એટલે કૌતુક તો લીલાબ્હેન એટલે વળી સ્ત્રી રહ્યાં તેથી મહા કૌતુક. એ બેનો યોગ એટલે સમાજનો સંક્ષોભ; ભિન્નભિન્ન દૃષ્ટિએ કુતુહલભરી પરીક્ષા અને પ્રશ્નપરંપરા. પરંતુ આજે હું સંસદની દૃષ્ટિનેજ લક્ષમાં રાખી અપ્રસ્તુત આકર્ષણોથી લોભાઇશ નહીં અને સ્નેહલગ્ન, પુનર્લગ્ન, વર્ણાન્તરલગ્ન વગેરે પ્રશ્નોને અણછેડ્યા છોડી દઇશ. માત્ર

એક વાત ઉમેરીશ. લગભગ અશક્ય આદર્શોની ઉચ્ચ ભૂમિકા ઉપરથી મનુષ્યજાતિની સખત પરીક્ષા કરવા તત્પર નીતિપ્રેમીને એક નમ્ર વિજ્ઞપ્તિ કરીશ કે કોઇને કડક કસોટીએ ચઢાવતા પહેલાં ગોવર્ધનરામભાઇની શાણી સાવચેતી સ્મરણમાં રાખે. "સરસ્વતીચંદ્ર અને કુમુદની વિશુદ્ધિના પરીક્ષક! ખુણેખાંચરે પડેલા તારા પોતાના અનુભવોને યાદ કરજે અને પહેલાં બરાબર આત્મપરીક્ષા કરજે કે જેથી પરપરીક્ષા ન્યાયી થાય." સર્વાંગી સરખામણીનો આશય હોયજ નહીં, માત્ર સમાન તત્ત્વ ઉપર ભાર મુકવાનો ઉદ્દેશ છે. ન્યાયાસને બેસી જવું સહેલું છે, જાતે આદર્શો સાધવા મુશ્કેલ છે અને બીજાના તરફ સમભાવભરી માનવતાની અમીદષ્ટિથી જોવું એથીએ મુશ્કેલ છે.

હવે આજના પ્રસ્તુત વિષય ઉપર આવીએ અને એ વિષય તે સંસદની દષ્ટિ. એ દૃષ્ટિએ ભાઇ મુનશીનું લીલાબહેન સાથેનું લગ્ન માત્ર આનંદજનક છે એટલુંજ નહીં પરંતુ આશાજનક છે. આ લગ્ન માત્ર એક સંસ્કારી યુવાનનો એક સંસ્કારી સ્ત્રી સાથે સંયોગ હોત તો પણ સંતોષકારક ગણાત; માત્ર ઉંચા પ્રકારની કુદરતી શક્તિઓવાળાં સ્ત્રીપુરુષનો સંબંધ હોત તોપણ તૃપ્તિદાયક લેખાત; પરંતુ એ બધું હોવા ઉપરાંત સાહિત્યસેવાની અને સાર્વજનિક કાર્યની મહેચ્છાઓથી પ્રેરાએલા એક પ્રભાવશાલી પુરુષ પ્રવાહનો એક વેગવતી સ્ત્રી સરિતા સાથે સંગમ એ માત્ર સંતોષ અને તૃપ્તિ આપે એટલુંજ નહીં પરંતુ અનેક અવનવી આશાઓની ઊર્મિ પરંપરાઓ જન્માવે એ સ્વાભાવિકજ છે. ભાઇ મુનશીએ સંસદ સ્થાપી અને તેને ક્રમેક્રમે ખીલાવી એ આપણી સમક્ષ બનેલી બાબત છે. લીલાબહેને "ગુજરાત"માં લખવા માંડ્યું ત્યારથી સંસદના કાર્યપટમાં નવો અને જુદો છતાં સંવાદી રંગ ઉમેરાયો એ કયો કૃતઘ્ન માણસ કબુલ નહીં કરે? મને આજે એક સૂચક પ્રસંગનું સ્મરણ થાય છે અને તે પ્રસંગ હું આપને નિવેદન કરું તો મને આશા છે કે માત્ર લીલાબહેનનીજ નહીં પણ ભાઇ મુનશીની પણ સંમતિ નહીં તો માફી તો મળશેજ. ઇ. સ. ૧૯૨૩ ની હું ધારું છું કે એ વાત. મારી બીમારીનો એ વખત. લાંબા વખતનો મંદવાડ અનેક ઉપાયો કરતાંએ મારો મહેમાન નહોતો મટતો તેથી હું કૈંક હીંમત હારેલો અને નિરુત્સાહજ નહીં પણ નિરાશ બનેલો. લીલાબહેન અનેકવાર મારે ત્યાં આવતાં અને પોતાની લાક્ષણિક પ્રફુલ્લતાથી પ્રોત્સાહન આપતાં. કૈં કૈં વિષયો ઉપર ઉંચી ભૂમિકાની વાતચીત કરતાં અને મારો મંદવાડ ભુલાવતાં. પોતે ખબરદાર છે, પક્કાં છે; છતાંએ મારા સમભાવની ચાવી તેમનું હૃદય ખોલાવતી. પોતે હૃદયકથન કરતાં—કૈંક કહેતાં, કૈંક મારે કલ્પી લેવા માટે રાખતાં. એક સાંજે આવ્યાં. હૃદયકથનની મનોદશામાં હતાં. બોલ્યાં: "ચંદ્રશંકર, એક વાત પુછું?," મેં કહ્યું: "હા, પુછોને સંકોચાઓ છો શાને?" તેમણે કહ્યું: "મને કેટલાએ વખતથી એમ થયાં કરે છે કે મુનશી ગમે તેવા સમર્થ લેખક હોય છતાંએ એકલા સંસદનો અને "ગુજરાત"નો બોજો ખેંચે છે તેમાં મારા જેવી મદદનીશ થાય તો બોજોએ હળવો થાય અને એકલા પુરુષના કાર્યમાં જે અધુરાપણું રહે છે તે ખોટ સ્ત્રી ઉમેરાવાથી પુરાય એમ તમને નથી લાગતું?" જવાબ દીધો: "લીલાબહેન, એમાં તે વળી પુછવાનું હોય? પણ—" લીલાબહેન બોલ્યાં: "પણ શું?" બટુભાઇએ મને અને લીલાબહેનને એક તોરણના બે છેડા કહ્યા છે. મારો છેડો તે શિષ્ટાચાર, લીલાબહેનનો છેડો તે સ્વેચ્છાચાર. કોણ જાણે

એટલું ખરું કે મેં લીલાબહેનને કહ્યું: "લીલા-બહેન, પણ એક બે બાબતો માટે સાવધાન રહેવું પડશે. એક તો એ કે આપણું જગત દુધનું દાઝયું છાશ ફુંકીને પીએ એવું છે. સ્ત્રીપુરુષનો સહચાર ગમે તેવો શુદ્ધ હોય તો પણ લોકશંકા અને લોકટીકાને પાત્ર તે બનાવવાનોજ. લોકાપવાદ સહન કરવાની સમર્થતા તમારામાં જોઇશે. એથી વધારે ગંભીર અને વીચારવા યોગ્ય બાબત તે બીજી; તે એ કે લીલાબહેન, મહેચ્છાનાં પ્રેરાયાં આપણે ગમે તેમ માનીએ તોએ આપણે આખરે માણસ. આદર્શો ઠીક છે, પણ સ્નેહનાં પુર છતાં અણતાણ્યાં ઉભા રહેનાર તો કોઇકજ. માટે લોકાપવાદની વાત તો બાજુએ રહી, પરંતુ પ્રકૃતિપ્રભાવ સામે થવું એ સાહસ છે."...એ ગયાં. મને મુઝાતો મુકી ગયાં, શુભેચ્છાઓ પ્રેરતો છોડી ગયાં. એ આજના પ્રસંગનું બીજ...વિકાસ આપણે જોયો. હવે એટલુંજ આપણું હૃદય પ્રાર્થે છે કે પરમ દયાળુ પ્રભુ આ સંસ્કારી અને મહેચ્છુ દંપતી ઉપર અનેક આશીર્વાદ વરસાવે, અને એક કરતાં વધારે અર્થમાં આ લગ્ન સંબંધને સફલ કરે. સંસદને એવા સંસ્કારી સહકારની જરુર છે એટલુંજ નથી, સમસ્ત ગુજરાતને એવા સંસ્કારી સહકારની અનિવાર્ય આવશ્યકતા છે. સંસદને કંઈ કંઈ મનોરથો છે–પોતાનો વિકાસ સાધવાના, પોતાના વિકાસદ્વારા ગુજરાતી સાહિત્યનો અને ગુજરાતી સંસ્કારનો વિકાસ સાધવાના. એ સાધવામાં ભાઇ મુનશીનું લીલાબહેન સાથેનું લગ્ન નિમિત્ત થાય એવો સંસદનો આશીર્વાદ છે.

અભિનંદનના ઉત્તરમાં **શ્રી. કનૈયાલાલ મુનશી**એ જણાવ્યું હતું. કે:

પ્રિયભાઇ ચંદ્રશંકર ને સ્વજનસમા મિત્રો!

તમે બધાએ અભિનંદનના જે શબ્દો અમારે માટે કહ્યા છે તેનો યોગ્ય જવાબ આપવાની મારી શક્તિ અત્યારે નથી. સંસદના સભ્યો એટલે મારા બંધુજનો એમ હું ગણતો આવ્યો છું; અને મારો સંબંધ અત્યારે આમ વ્યક્ત થતો જોતાં મારું–ને મારી ખાત્રી છે કે લીલાનું પણ–હૃદય અવર્ણનીય સ્નેહની ઊર્મિ અનુભવી રહ્યું છે. સાથેસાથે ઉભા રહીને–આદર્શો ને અભિલાષાને એક રાખીને–સાહિત્યમાં, ને કેટલેક અંશે જીવનમાં આપણે વર્ષો વીતાવ્યાં છે. અને આવે વખતે જેને અમારી કસોટીનો વખત કહો કે ધન્યમાં ધન્ય પલ કહો, તેવે વખતે તમારા ઉદ્દગારો અમને એટલું તો સ્પષ્ટ ભાન કરાવી રહ્યા છે કે સંકુચિત દૃષ્ટિ ગમે તેમ જુએ, પ્રગતિના વિરોધી ગમે તેમ વિફરે, દ્વેષથી પ્રેરાએલી જીભ ગમે તેમ કહે છતાં તમારા સ્નેહમાં અમે સુખ અનુભવીએ છીએ, તમારા વિશ્વાસથી અમે શક્તિ પામીએ છીએ, તમારા આનંદથી અમારો આનંદ સહસ્રધા થાય છે, અને તમારા સાહચર્યમાંજ અમારાં ભાવિ કાર્યોની સિદ્ધિ અમને જણાય છે.

તમે જાણો છો કે અમે બંને–આપણે બધા છીએ તેમ–લાંબા વખતનાં સહયોગી છીએ. 'ગુજરાત' પ્રભાવશાલી બને, સંસદ પ્રતિષ્ઠાવાન બને; ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થાય; નવા ગુજરાતના સંસ્કારનું દર્શન થાય–એ દિશા તરફ અમે અનેક પ્રયાસો સાથેસાથે આદર્યા છે સાહિત્યનાં શોખ ને સેવાએ અમારી મૈત્રી પોષી; 'સંસદ' તરફની એકનિષ્ઠ કાર્યતત્પરતાએ તેને હીંચોળી; નવયુગના આદર્શોની ભક્તિએ તેને ઉછેરી અને ભાવિ ગુજરાતનાં સાહિત્ય, સંસ્કાર ને જીવનનાં ભવ્ય સ્વપ્નાંની ઝાંખી કરતાં, ગુજરાતમાં તે સ્વપ્નાંના રંગો પુરવાનો સેવાધર્મ સેવતાં તે મૈત્રીએ સંલગ્ન જીવનના સહધર્મચારનું સ્વરૂપ લીધું છે અને આજે ભાવિ જીવનને ઉંબરે ઉભેલાં અમે–એ સહચારી ભક્તો દેવનાં

દર્શનતરસ્યા બની ઉભા હોય તેમ—આશાભર્યા નવીન ગુજરાતનાં દર્શન કરવા તલસીએ છીએ.

અમે જે પગલું લીધું છે તે લેવામાં સંસારને સુધારવાનો દાવો અમે કરતાં નથી; દુનીઆને દાખલો દેવાનો અમારો ખ્યાલ નથી. સામાન્ય માનવની અનેક નિર્બલતાનાં અમે અધિકારી છીએ. સામાન્ય જીવનના અનેક ઉલ્લાસોથી અમે પર નથી. એટલે સમાજ કે પ્રણાલિકાનાં ઘણાં પ્રચલિત ધોરણોની કસોટી પર અમને ચઢાવવામાં આવશે, એમાં દોષ અમારો નથી. અમે તો એકજ ધોરણ માન્ય રાખ્યું છે—અમારી ભાવનાઓનું. અને એ ભાવનાઓ અમને એક જીવન, એક સખ્ય, એક ધર્મચાર પ્રેરી રહી છે. અને એ પ્રેરણાનો દ્રોહ અમે કદી કર્યો નથી, અને અમારે કરવો નથી. બંધુઓ! અત્યારે દર્શાવેલા તમારા સદ્‌ભાવથી અમે જેટલાં ઋણી રહીએ એટલાં ઓછાં. અને એ તમારો સદ્‌ભાવ પહોંચશે તોજ સંસદની સેવા કરવાની આશા કેંક અંશે અમે સફલ કરી શકીશું એ તમને કહેવાની જરુર જણાતી નથી. અને તમારી શ્રદ્ધા અમારા નિર્બલ હૈયામાં કૈં પણ કરવાની હામ આપશે એમ કહું તો અતિશયોક્તિ તો નહીંજ મનાય.

ફરીથી બંધુઓ! અમારા બંને તરફથી ખરા અંતરનો આભાર સ્વીકારશો!

ત્યાર બાદ **રા. મનહરરામ મહેતાએ** આ શુભ પ્રસંગે અભિનંદન આપતાં જણાવ્યું કે:

ભાઇ ચંદ્રશંકરે સંસદના આજના પ્રતિનિધિ તરીકે જે કંઇ જણાવ્યું છે તેને હું સંપૂર્ણ રીતે અનુમોદન આપું છું. સંસદના દૃષ્ટિબિંદુએ એમણે સર્વ વિચારો એવી અચ્છી રીતે દર્શાવ્યા છે કે એ સંબંધી વિશેષ વિવેચન કરી આપનો વખત હું લેવા માગતો નથી. માત્ર એટલુંજ કહીશ કે ભાઇ મુનશી અને શ્રીમતી લીલાવતીના સહચારથી સંસદના આદર્શો સિદ્ધ કરવાના પ્રયાસોમાં અનેરો ઉત્સાહ આવશે. "ગુજરાત"નો પ્રભાવ અધિકતર થશે અને શિષ્ટ સાહિત્યના વિકાસ અને વિસ્તારને પ્રબળ ગતિ મળશે. પણ મારી દૃષ્ટિ એમના કરતાં કંઇક વિશાલ રાખી હું ચાર અક્ષર બોલવાની રજા લઉં છું. પણ તેમ કરતાં પહેલાં મારે જણાવવું જોઇએ કે એ વિચારો સંસદના એક અધિકારી તરીકેના નહીં પણ મારા પોતાના અંગત છે અને સંસદને તેની સાથે કોઇ પ્રકારની નીસ્બત નથી.

સાધારણ રીતે શુભ પ્રસંગના સંબંધમાં બોલતાં હંમેશાં આનંદ થાય છે. પણ સાધારણ રીતે એવે પ્રસંગે બોલતાં જે આનંદ થાય છે તેના કરતાં આજે મને વિશેષ આનંદ થાય છે; કારણ જે લગ્નના સંબંધમાં આપણે અત્રે મળ્યા છીએ તેમાં અનેક વિશિષ્ટતાઓ રહેલી છે: આ વિશિષ્ટતાઓમાં સર્વથી પ્રથમ તો એકે આ એક પુનર્લગ્ન છે. આપણા સમાજમાં પુરુષ અને સ્ત્રીઓને વાસ્તે નીરાળા નીરાળા નિયમો છે. પુરુષના કાર્યની કીંમત એક કસોટીએ અંકાય છે. સ્ત્રીના કાર્યની કીંમત બીજી કસોટીએ અંકાય છે પુરુષ બે, ત્રણ, ચાર એમ એક પછી એક કે એક ઉપર એક સ્ત્રી કરે છતાં સમાજની નજરે તે દોષપાત્ર નથી થતો પણ સ્ત્રીના સંબંધમાં તો નવ વર્ષની બાળ વિધવાની પણ જો પુનર્લગ્નની વાત કરવામાં આવે તો સમાજ ક્રોધાવિષ્ટ થઇ જાય છે; તો પછી કોઇ પુખ્ત ઉમરની સ્ત્રી પુનર્લગ્ન કરવા નીકળે તો તેને અક્ષંતવ્ય—અસહ્ય લેખી તેને પીંખી નાખવામાં આવે છે. આ પ્રકારના અણઘટતા જુલમ સામે કવિ નર્મદે પ્રથમ બંડ ઉઠાવેલું અને ત્યાર બાદ ગુજરાતમાં છુટાં

છવાયાં પુનર્લગ્ન થવા માંડ્યાં. છતાં પણ સમાજને ઉપદેશ આપનારો શિક્ષિત વર્ગ તો ભીરુતાથી તટસ્થજ રહેતો અને એ વર્ગનાં અનેક વિધુરો અને વિધવાઓ તેમજ તેમના સંબંધીઓ આવશ્યક હીંમત બતાવી શકતા ન હતાં. આ પ્રકારની કાયરતા પર જ્યારે મારા પરમમિત્ર સદ્‌ગત નાનાભાઇ દરુ, બી. એ., બી. એસ. સી. (લંડન), બારીસ્ટર એટ્‌–લો, એમણે મારા મિત્ર રા. જયસુખલાલ મહેતાની બ્હેન શ્રીમતિ તારાગવરી સાથે પોતપોતાના કુટુંબીજનની સહાનુભૂતિ, સંમતિ અને સહાયતાથી કર્યાં ત્યારે પ્રથમ ફટકો મારવામાં આવેલો, એ વાતને આજ લગભગ પંદર વર્ષ થઇ ગયાં અને વાત વીસારે પડવા માંડી હતી. તેની અસર ભુંસાવા લાગી હતી અને સમાજ પોતાના વેહમાં લગભગ પડી ગઇ હતી. વસ્તુતઃ સમાજને પાછી જાગ્રત કરવાને એક પ્રબળ આચકાની જરૂર હતી અને એવો એક પ્રબળ આચકો મારવા પાછો મારો એક પરમ મિત્ર નીકળે એથી મને વધુ આનંદપ્રદ શું હોઇ શકે?

આ લગ્નની બીજી વિશિષ્ટતા વધૂવરની અસવર્ણતાને લઇને એટલે કે તેઓ જુદી જુદી ન્યાતનાં હોવાને લીધે છે. હીંદુ જાતિના ઐક્યને વાસ્તે આ પ્રકારના લગ્નની આવશ્યકતા ચર્ચવા અત્રે અવકાશ નથી. એનું મહત્વ ડા. જીવરાજ, બૅરીસ્ટર મી. દફતરી, ડા. ઠાકર, શ્રીમતિ ઉર્મીલા ભાસ્કર મહેતા આદિના લગ્નથી સિદ્ધ થઇ ચુકયું છે. આમ હોવાથી આખા ગુજરાતના સાંસ્કારિક ઐક્યનાં સ્વપ્ન સિદ્ધ કરવા અઠંગ પ્રયાસ કરનાર ભાઇ કનૈયાલાલ અસવર્ણ અને તે પણ વળી અનુલોમ લગ્ન કરે એ સ્વાભાવિક અને સંતોષપ્રદ ન હોય તો બીજું શું હોઇ શકે?

ત્રીજી વિશિષ્ટતા પતિપત્નીનો પરસ્પર સંબંધ અને કુટુંબમાં પત્નીના સ્થાન ને લઇને ઉત્પન્ન થાય છે. વાસ્તવિક રીતે પત્ની તે પતિની અર્ધાંગના–સહચરી છે અને હોવી જોઇએ. પણ પત્નીનું એ પદ આપણા સમાજના સંબંધમાં તો માત્ર પુસ્તકમાંજ છે. અત્યાર સુધી તો પત્નીએ પતિની અને કુટુંબની દાસીજ હતી. હમણાં હમણાં આ સ્થિતિમાં કંઇક ફેરફાર થવા લાગ્યો છે અને તે ઍટલેંજ કે કોઇ કોઇ પતિને મન તે ડોલી થઇ પડી છે પણ પત્નીને પતિની યથાર્થ અર્ધાંગના–સહચરી તરીકે વર્તતી જોવામાં ભાગ્યેજ આવે છે. આ લગ્નનાં પક્ષકારો એક ક્ષેત્રમાં કાર્ય કરનારાં છે. ભાઇ મુનશી એક પ્રખર સાહિત્યક તરીકે પ્રસિદ્ધ છે અને શ્રીમતી લીલાવતી અલ્પ સમયમાંજ એક ઉત્તમ લેખિકા તરીકે પ્રસિદ્ધ થઇ ચુકયાં છે. આમ હોવાથી મને આ યોગમાં ઇશ્વરનો પ્રત્યક્ષ હાથ નજરે પડે છે અને એ પતિપત્નીને ગુર્જર સાહિત્ય ક્ષેત્રમાં અક્કેકને પ્રેરતાં, ઉત્તેજતાં, ઉત્સાહિત કરતાં પોતાનું ઉત્તમોત્તમ અર્પતાં હું જોઉં છું.

આ લગ્નમાં ચોથી વિશિષ્ટતા એની શુદ્ધતાને લઇને આવે છે. લગ્ન સંબંધી પ્રાચીન આર્યભાવના સેવવાના દિવસ હવે ચાલ્યા ગયા છે. હવે પુરુષને કન્યાદાન નથી જોઇતાં પણ સ્ત્રીનું સ્વાર્પણ જોઇએ છીએ. પુરુષને સ્ત્રી સાથે માત્ર સંયુક્ત નથી થવું, પણ એકતાર થવું છે. લગ્ન એને માત્ર દેહનાં નથી જોઇતાં પણ દીલનાં જોઇએ છીએ. આ લગ્ન આ નવીન ભાવનાની પોષક છે, તેથી એ વિશેષ રુચિકર છે.

આ ઉપરાંત આ લગ્નના સંબંધમાં ઘણું કહેવાનું છે. ઘણાને જવાબ આપવાના છે પણ એ બધું કરવાને આ સ્થાન નથી. ભાઈ મુનશી તમારે ગુજરાત પાસે ઘણું લેવાનું છે, તમારે ગુજરાતને ઘણું આપવાનું છે. તમારા બોલચાલ, તમારા લેખ અને તમારા કાર્યપર સમસ્ત ગુજરાતની નજર છે. દિનપ્રતિદિન તમારી જોખમદારીઓ વધતી જાય છે. આ સર્વ વાત

તમે બહુ સારી રીતે સમજો છો. એટલે તમને તો કૈં કહેવાનું નથી. પણ બ્હેન લીલાવતી દૈવની પ્રતિકુળતાને લીધે અત્યાર સુધી તમારું જીવન શુષ્ક હતું, તમારું હૃદય નિરાશામય હતું, અસ્વસ્થ હતું, તમારો વિકાસ કુંઠિત હતો. સત્યતઃ અત્યાર સુધી અકેલાં અટુલાં માર્ગ ફંફોસતાં તમે ફરતાં હતાં. હવે તમને ભાઈ મુનશી સરખા ચતુર નાયક મળ્યા છે, અને તેથી અમે જે તમારા સંબંધી વિશેષ આશાઓ બાંધી છે તે સફળ કરવામાં અમને નિરાશ નહીં કરો એવી મારી ખાત્રી છે.

અંતે આ દેશમાં, આ કાળમાં, આ સમાજમાં, આ પ્રકારનું હૃદયબળ પ્રાપ્ત કરી દાખવવા બદલ હું તમને બન્નેને અભિનંદન આપું છું અને તમો સાહિત્યરસિક પતિ પત્નીનું સાહચર્ય ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ અને અભિવૃદ્ધિ અર્થે બહુ ફલપ્રદ નીવડશે એવી આશા સહિત આશીર્વાદ આપતાં હું અથર્વ-વેદની વાણીમાં જણાવીશ કે

મન સમાન, સમાન મંત્ર,
સમાન ચિત્ત સમાન વૃત્તિ હોજો।
યોજ્યો યોગ યશસ્વી આ સમસ્ત,
તે સમર્થ બ્રાહ્મણસ્પતિ ભગે॥
વૃદ્ધિ અભિવૃદ્ધિ વીર્યે,
રાષ્ટ્રે દંપતિ વર્ધ જો।
દો ત્વષ્ટા સર્વતઃ શાંતિ,
તુષ્ટિ પુષ્ટિ દીર્ઘ આયુ॥

પ્રમુખ સાહેબનો ઉપકાર ગાનતાં **શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ** જણાવ્યું હતું કે આજના શુભ પ્રસંગે શ્રી. ચંદ્રશંકર પંડ્યાએ પ્રમુખ-સ્થાનથી જે સુંદર શબ્દોમાં યોગ્ય અભિનંદન આપેલ છે તે બદલ તેમનો આભાર માનવો ઘટે છે.

આ દરખાસ્તને અનુમોદન આપતાં **શ્રી. મણીલાલ ડાહ્યાભાઇ નાણાવટીએ** જણાવ્યું હતું કે:

આ દરખાસ્તને ટેકો આપતાં બે શબ્દો કહીશ. લગ્ન જેવા માંગલિક પ્રસંગે બીજું તો શું કહેવું હોય? એકજ ઇચ્છા દર્શાવવાની હોય કે ભાઈ મુનશીનું આ લગ્ન સુખી નીવડો. આ પ્રસંગે લીલાબ્હેનને એટલુંજ કહીશ કે જે સદ્ગત સાધ્વીની જગ્યા પર તમો આવો છો તેમના જેવીજ પતિભક્તિ અને હૃદયની ઉદારતા દાખવશો અને તે ઉપરાંત ભાઈ મુનશી પત્ની પાસે માંગે છે તેવાં પ્રેરણા અને સાહચર્ય તમે આપશો એવી આશા રાખીએ તો ખોટું નહીં કહેવાય. બીજું જે "હૃદયકૂપની ઊર્મિઓનાં મીઠાં વારિ" સારુ તમે એક વાર તરસ્યાં હતાં તે હૃદયકૂપમાંથી તમારા ભાગ્યબળે તમને Artesian well (પાતાળ કુવો) પ્રાપ્ત થયો છે. તો તમારી પહેલાં જે મનુષ્યોએ એ હૃદયકૂપ-નાં મીઠાં જલ પીધાં છે તે પુરુષો તરફ, ઊર્મિઓ-નો પ્રવાહ વહેવા દઈને આનંદ માનશો.

ભાઇ મુનશીને તો મારે શું કહેવાનું હોય? "બુદ્ધિની કઠણ સપાટી" ની ઉચ્ચાઇ પરથી અગર કેટલાક ટીકાકારો કહે છે તેમ "થોડાંક પગથીઆં" ઉતરી વિચારપૂર્વક તમે આ લગ્નગ્રંથી સ્વીકારી છે તો તમારા સઘળા મનોરથોની તૃપ્તિ આ લગ્નથી થાઓ એમ અમે ઇચ્છીએ છીએ. દુનીઆના બુદ્ધિશાળી અને અનુભવી માણસોએ કહ્યું છે કે Marriage is a lottery and very few draw a prize in that great lottery. મારા પોતાના ભાઇ મુનશી સાથેના સહવાસથી તો હું જાણું છું પણ લીલાબ્હેને પોતે સૌ. અતિલક્ષ્મી બ્હેનના મરણની નોંધ લેતાં જે જે જણાવ્યું છે તેનાથી આપણે સર્વ જાણીએ છીએ કે એ લોટરીમાંથી પહેલીવાર ભાઇ મુનશી એક કીંમતી ઇનામ લઇ ગયા હતા. તેજ પ્રમાણે આ બીજીવારના લગ્નથી, જો એમના કેસમાં લોટરી તો કહી શકાય નહીં, તેવા લગ્નથી જે જે આશાઓ આપણે રાખીએ છીએ તે ફલિભૂત થાઓ એટલું કહીને આ ઠરાવને હું ટેકો આપું છું

બાદ વરવધૂને હારતોરા આપવામાં આવ્યા હતા અને નાસ્તો લેઇ સભાનું કાર્ય વિસર્જન થયું હતું.



# નવું સાહિત્ય




લેખક:
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી,
સભ્ય, સાહિત્ય સંસદ.

બૌદ્ધ સંઘનો પરિચય—લેખક અધ્યાપક ધર્માનંદ કોસંબી. ગુજરાત પુરાતત્ત્વ મંદિર અમદાવાદ. સંવત ૧૯૮૧ મૂલ્ય રૂ. ૨—૦—૦

અધ્યાપક ધર્માનંદ કોસંબીએ પોતાના ઉદ્યોગીપણાનો પરિચય ગુજરાતને બરાબર આપવા માંડ્યો છે. એ બૌદ્ધસાહિત્યપારંગત વિદ્વાન પુરાતત્ત્વમંદિર મારફત બૌદ્ધ ધર્મને લગતાં એક પછી એક પુસ્તકો પ્રગટ કર્યે જાય છે. છેલ્લો પ્રગટ થએલ બૌદ્ધસંઘનો પરિચય પ્રાચીન બૌદ્ધ સમાજની સ્થિતિ સરસ રીતે દર્શાવે છે. એમાં વિનયગ્રંથનો સાર તથા બુદ્ધ સમકાલીન શ્રાવક સંઘની કેટલીક વ્યક્તિઓનાં સંક્ષિપ્ત ચરિત્રો આપ્યાં છે. અ. ધર્માનંદજી પાલિભાષાના સમર્થ પંડિત છે; એમણે પાલિભાષામાં લખાએલા મુળ બૌદ્ધ ગ્રંથોનું શ્રદ્ધાભક્તિ પૂર્વક પરિશીલન કરીને બૌદ્ધ ધર્મનું રહસ્ય જાણ્યું છે. વળી એમનામાં ઐતિહાસિક દૃષ્ટિ પણ સરસ ખીલેલી છે. એટલે બૌદ્ધ સાહિત્યના જુનામાં જુના ગ્રંથોના પણ જુના ભાગો કયા છે તે આંતર પ્રમાણથી નિષ્પિક્ષ જેવા મુળભૂત ગ્રંથોમાંથી જુના નવાને જુદું તારવે છે. અને આ રીતે બૌદ્ધ ધર્મ વીશે પ્રમાણભૂત માહીતી આપવા સાથે આ દેશની બુદ્ધકાલીન સમાજિક સ્થિતિનું સરસ ચિત્ર ઉભું કરે છે. અને પ્રાચીન બૌદ્ધ સાહિત્ય જે સમાજિક ચિત્ર ખડું કરે છે તેને જોયા વગર—તેનો બીજાં સાધનો ઉપરથી દોરેલાં ચિત્ર સાથે મેળ કર્યા વગર આ દેશનો ઇતિહાસ અધુરોજ જોઇ શકાય છે. ટુંકામાં આપણો પ્રાચીન ઇતિહાસ બરાબર સમજવા માટે 'બૌદ્ધસંઘનો પરિચય' જેવાં સાધનો બહુ ઉપયોગી છે.

"લગભગ ઇ. સ. ના આરંભમાં બૌદ્ધ સંઘની ઘટના કેવી હતી, તે સંઘમાં કઇ વસ્તુઓને મહત્વ આપવામાં આવતું હતું અને સંઘ શક્તિ વધારવાનો કેવો પ્રયત્ન કરવામાં આવતો હતો" એ સમજાવવા માટે આ ગ્રંથના પહેલા ભાગોમાં વિનયગ્રંથના આધારે રચનાત્મક નિયમો અને નિષેધાત્મક નિયમોનો સંગ્રહ કર્યો છે. અને ત્રીજા ભાગમાં પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં બુદ્ધના સમકાલીન ગણાતા કેટલાક મહા શ્રાવકોનાં ચરિત્રો આપેલાં છે.

વિનયગ્રંથના પારાજીકા, પાચિત્તિયાદિ મહાવકા, ચુલ્લવકા, અને પરિવાર એવા પાંચ

વિભાગ છે. આ પાંચમાં પણ પહેલા બે વિભાગમાં આપેલા ભિક્ષુઓના અને ભિક્ષુણીઓનાં નિયમો જેનો આ પુસ્તકના બીજા ભાગમાં સંગ્રહ કરવામાં આવ્યો છે તે ઘણા પ્રાચીન હોવા જોઇએ એમ અ. ધર્માનંદ કોસંબી કહે છે તે ખરું લાગે છે. પહેલા રચનાત્મક નિયમોના વિભાગમાં વિનય ગ્રંથના મહાવગ્ગ અને ચુલ્લવગ્ગ વિભાગોમાંથી માર આપ્યો છે. અને ત્રીજા ભાગમાં પાલીબૌદ્ધ-સાહિત્યના પ્રાચીનતમ ભાગમાંથી ચુંટીને અર્થાત અંગુત્તર નિકા-મના એતદગ્ગ પ્રકરણ-માં જે જે મહા શ્રાવકો સંબંધે સુત્રો છે તેને જેને વીશે અંગુત્તર નિકામ-અટ્ઠ-કથાને આધારે જે થોડી વિશ્વસનીય માહીતી મળે છે તે આવી છે. બૌદ્ધ સાહિત્યમા—ખાસ કરીને પાછળના બૌદ્ધ સાહિત્યમા પુરાણો પેઠે કલ્પિત વિસ્તાર ઘણો છે અને આ બધી કલ્પનાની જાળમાંથી મૂલભૂત જુની હકીકતો શોધી કાઢવી એ સહેલું કામ નથી. પ્રાચીન બૌદ્ધ સાહિત્યનો જેણે તલસ્પર્શ કર્યો હોય તેજ આ અઘરું કાર્ય કરી શકે.

સંઘની સંસ્થા આ દેશમાં પ્રાચીન કાળમાં એક બહુ અગત્યની સંસ્થા હતી. આ દેશનું ઘણું કાર્ય સંઘની સંસ્થાદ્વારા ઘણું સરસ રીતે સધાતું. પરિણામે ધર્મપ્રચાર માટે સંઘ સંસ્થાની ધર્મ સંસ્થાપકોને આવશ્યકતા લાગી હતી. બીજા ધર્મના સંઘો વીશે આપણને ઝાઝી માહીતી મળતી નથી પણ બૌદ્ધ સંઘ વીશે ઠીક માહીતી મળે છે અને એ ઉપરથી સામાન્ય સંઘ સંસ્થા ઉપર સારો પ્રકાશ પડે છે. આ જાતની જુનામાં જુની માહીતીનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. બીજા વિભાગમાં આપેલા નિયમો ધર્માનંદ કોસંબીના કહેવા પ્રમાણે વિનય ગ્રંથથી પ્રાચીન છે એટલુંજ નહીં પણ "આમના કેટલાએક મહત્ત્વના નિયમો તો ખુદ ભગવાન બુદ્ધે ભિક્ષુઓને માટે ઘડ્યા હોવા જોઇએ, અને પાછળથી પ્રસંગોપાત ભિક્ષુ-સંઘે તેમાં ફેરફાર કર્યા હશે." મતલબ કે ભગવાન બુદ્ધના તથા તે પછીના બસોત્રણસો વર્ષના સમયમાં બૌદ્ધ સંઘમાં કેવા નિયમો પળાતા હતા એનો ઠીક ખ્યાલ આવે છે અને જો કે તે નિયમની પૂર્વ પીઠિકા નિદાન જેટલી પ્રાચીન નથી પણ છેક ઇ. સ. આરંભ કાળ સુધીમાં સંઘમાં નિયમો કેવાં કારણોથી કરવામાં આવતા તેનો પૂર્વ પીઠિકા સારો ખ્યાલ આપે છે. અલબત્ત મુખ્ય વાત વખતના સમાજમાં

[ વધુ માટે જુઓ પૃ. ૬૭૪ ]

# ગુજરાત યુનીવર્સીટી

——:o:——

તા. ૯ મી ફેબ્રુઆરી ૧૯૨૬ ના રોજ મુંબાઇ યુનીવર્સીટીની સેનેટની સભામાં ડૉ. કુંવરજી નાયકની દરખાસ્તથી નીચે પ્રમાણેનો ઠરાવ પસાર થયો હતો:—

"યુનીવર્સીટી સુધારા સમિતિએ મહારાષ્ટ્ર પ્રદેશ માટે પુના યુનીવર્સીટીની જે યોજના રજુ કરી છે, તે ધોરણ પર ગુજરાત અને કાઠીઆવાડ પ્રદેશ માટે અમદાવાદમાં એક જુદી યુનીવર્સીટી સ્થાપવી."

આ ઠરાવ માત્ર બેજ વિરુદ્ધ મતે પસાર થયો હતો. ત્યાર બાદ ગુજરાતમાં યુનીવર્સીટીની યોજના તૈઆર કરવાને માટે એક સમિતિ નીમવી એવો નિર્ણય સેનેટના કેટલાક આગેવાન સભાસદોએ કર્યો હતો. અને તે નિર્ણયને પરિણામે તે સભાસદોના તરફથી રા. કનૈયાલાલ મુનશીએ કેટલાક અગ્રગણ્ય ગુજરાતીઓને સમિતિમાં જોડાવાનું નિમંત્રણ મોકલ્યું હતું.

આ સમિતિનું પ્રમુખસ્થાન સર ચીમનલાલ સેતલવાડ, મુંબાઇ યુનીવર્સીટીના વાઇસ ચાન્સેલરે લેવાનું કબુલ્યું છે; તેમજ નીચેના ગૃહસ્થોએ સમિતિમાં જોડાવાનું કબુલ કર્યું છે:—

૧. ધી ઑનરેબલ જસ્ટીસ સર લલ્લુભાઇ આશારામ શાહ.
૨. રાજરાણા શ્રી માનસિંહજી એસ. ઝાલા, સી. આઇ. ઇ., (ધાંગધ્રા)
૩. સર ઇબ્રાહીમ રહીમતુલ્લા.
૪. ધી ઓન. મી. જસ્ટીસ કાજીજી.
૫. સર મનુભાઇ નંદશંકર મહેતા (વડોદરા).
૬. સર પ્રભાશંકર ડી. પટ્ટણી (ભાવનગર).
૭. રા. લલ્લુભાઇ શામળદાસ મહેતા.
૮. પ્રીન્સીપાલ એન. એમ. શાહ (ન્યુ પુના કોલેજ).
૯. ડૉ. કુંવરજી જી. નાયક (વડોદરા કોલેજ.)
૧૦. પ્રો. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ (એલ્ફીન્સ્ટન કોલેજ).
૧૧. પ્રો. પી. એ. વાડીઆ (વીલ્સન કોલેજ).
૧૨. પ્રો. ખુશાલ ટી. શાહ (મુંબાઇ યુનીવર્સીટી).
૧૩. પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ (અમદાવાદ)
૧૪. ડૉ. જીવરાજ મહેતા.
૧૫. ડૉ. પુરુષોત્તમ ટી. પટેલ.
૧૬. શેઠ પીરોજશાહ વખારીઆ (ભરુચ).
૧૭. આચાર્ય આનંદશંકર ધ્રુવ (બનારસ).
૧૮ રા. બ. રમણભાઇ મ. નીલકંઠ (અમદાવાદ).
૧૯. પ્રો. એ. એમ. મસાની.
૨૦. રા. મોરારજી આણંદજી તના (પાલણપુર).
૨૧. શેઠ અંબાલાલ સારાભાઇ (અમદાવાદ).
૨૨. રા. ત્રીભોવનદાસ એન. માલવી.
૨૩. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી.

## વીનંતી પત્ર

ગુજરાતી સાહિત્ય પરિષદ સતત સંગીન કામ કરતી રહે એ હેતુથી "ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ" ની સ્થાપના કરવામાં આવી છે, અને તેને સન ૧૮૬૦ ના ૨૧ મા કાયદા અન્વયે સરકારમાં નોંધાવવામાં આવેલું છે. સદરહુ મંડળના સભાસદના પ્રકાર નીચે પ્રમાણે રાખેલા છે:—(૧) પરિષદના આગલા પ્રમુખો; (૨) પરિષદ મંડળે ચુંટેલા દસ સન્માન્ય સભાસદો; (૩) આશ્રયદાતાઓ; એટલે કે, જેઓ રૂ. ૫૦૦) કે વધારે આપે તેઓ; (૪) આજીવન સભાસદો, એટલે કે, જેઓ રુ. ૧૦૦) કે વધારે આપે તેઓ; (૫) સામાન્ય સભાસદો; એટલે કે, જેઓ વાર્ષિક રુ. ૩) ભરે તેઓ; અને (૬) સભાસદ સંસ્થાઓ એટલે કે, મંડળનાજ હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી જે સંસ્થાઓ વાર્ષિક રુ. ૧૦) આપે તે. **ટીપ**:-(૧) આજીવન સભાસદો ઉપરાંત પરિષદના આગલા પ્રમુખો, સન્માન્ય સભાસદો અને આશ્રયદાતાઓ મંડળના આજીવન સભાસદો ગણાશે. પરિષદ મંડળમાં 'મધ્યસ્થ સભા' અને 'કાર્યવાહક સમિતિ' નામક બે સમિતિઓ કામ કરવાની છે. પરિષદ મંડળના સુધરેલા બંધારણ-ની કલમ આ પ્રમાણે છે:—

**મધ્યસ્થ સભા નીચેના ગૃહસ્થોની બનશે:—**

(ક) પરિષદના આગલા પ્રમુખો; (ખ) પરિષદ મંડળે ચુંટેલા દસ સન્માન્ય સભાસદો; (ગ) મંડળના સામાન્ય સભાસદોએ ચુંટેલા બાર સભાસદો; (ઘ) મંડળના આશ્રયદાતાઓ અને આજીવન સભાસદોએ ચુંટેલા પાંચ સભાસદો, (ङ) સભાસદ સંસ્થાઓએ ચુંટેલા દસ સભાસદો; અને (ચ) પરિષદે ચુંટેલા સાત સભાસદો. **ટીપ**:-(૧) પરિષદે ચુટેલા સભાસદો પછીની પરિષદ ભરાઇ ને નવી ચુંટણી કરે ત્યાં સુધી ચાલુ રહેશે. (૨) છેલ્લી પરિષદના પ્રમુખ પામેલા હોદ્દાની રુઇએ પરિષદ મંડળના, મધ્યસ્થ સભાના તેમજ કાર્યવાહક સમિતિના પ્રમુખ ગણાશે. (૩) કોઇ સન્માન્ય સભાસદ મૃત્યુ પામશે કે રાજીનામું આપશે તો પરિષદ મંડળ તેમની જગ્યાએ બીજા કોઇની નીમણુંક કરશે; પણ સન્માન્ય સભાસદોની સંખ્યા હમેશાં દસજ રહેશે. (૪) ચુટેલા સભાસદો પરિષદ મંડળના સભ્ય હોવા જોઇએ. પણ જે વર્ગ ચુંટણી કરતો હોય તેજ વર્ગમાંનો પોતાનો પ્રતિનિધિ ન હોય તો તે બાધકર્તા નથી.

આ પ્રમાણે પરિષદ મંડળ સંગીન કામ હાથ ધરવા ધારે છે તો ઉત્સાહી ભાઇબહેનો મંડળના સભાસદ થઇ મંડળની પ્રગતિને આગળ ધપાવવામાં પોતાની બનતી મદદ કરશે એવી ઉમેદ છે. ઉપર જણાવેલા જુદા જુદા પ્રકારના સભાસદો પૈકીના કોઇ પણ પ્રકારના સભાસદ પોતાની શક્તિ પ્રમાણે થઇ શકાય છે. જે સભાસદ થશે તે મત આપીને પરિષદ મંડળની મધ્યસ્થ સભામાં પોતાના વર્ગના કેટલા સભાસદોને ચુંટી કાઢી શકશે તે પણ ઉપર જણાવ્યું છે. હવે સભાસદો નોંધવાનું કામ ઝપાટાબંધ હાથ ધરવામાં આવ્યું છે. ગુજરાતના ઘણા

જાણીતા સાક્ષરો મંડળના સભાસદો થયા છે અને આશા રહે છે કે વખત જતાં મંડળ ઉપયોગી સાહિત્ય પ્રવૃત્તિ હાથ ધરી શકશે. તો આથી ગુર્જર પ્રજાને વીનંતી કરવાની કે જેને સભાસદ તરીકે જોડાવું હોય તેણે મહેરબાની કરીને તા. ૧૦-૩-૨૬ સુધીમાં રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, ભદ્ર, અમદાવાદ, રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક, ભાવનગર, રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા, શીઆપુરા, વડોદરા અગર રા. મનહરરામ હરિહરરામ મહેતા, ૧૦-૧૪ બેંકહાઉસ લેન કોટ, મુંબાઇ એ પૈકી કોઇ પણ ગૃહસ્થને પોતાનું નામ ઠામ તથા સભાસદનો પ્રકાર વગેરે તેમજ લવાજમનાં નાણાં મોકલી આપવાં. આ વર્ષની ચુંટણીનું પરિણામ તા. ૨-૪-૨૬ ના રોજે બહાર પડવાનું હોવાથી તે પહેલાં પોતાના મતપત્રો મોકલી શકાય તેટલા માટે આ વર્ષે બધા સભાસદોનાં નામની યાદી તા. ૧૪-૩-૨૬ પછી દરેક સભાસદને રવાના થશે, અને દરેક સભાસદ પોતાનો મતપત્ર રા. મનહરરામ હ. મહેતાને બારોબાર વખતસર (તા. ૩૧-૩-૨૬ સુધીમાં) મોકલી આપવાની કૃપા કરશે. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ અને રા. મનહરરામ હ. મહેતા એ ત્રણ જણની સમિતિ આવેલા મતની ગણત્રી કરશે અને તેનું પરિણામ તા. ૨-૪-૨૬ ના રોજે જાહેર કરવામાં આવશે. સમગ્ર ગુર્જર સાહિત્ય રસિક ભાઇઓ અને બહેનો પોતપોતાનો ફાળો જરૂર આપશે એવી આશા છે. પરિષદ મંડળના બંધારણની છાપેલી નકલ "ગુજરાત" કાર્યાલય, ૧૦-૧૪, બેંકહાઉસ લેન, કોટ, મુંબાઇ, એ શરનામેથી મળી શકશે.

અમદાવાદ,
તા. ૧૮-૨-૧૯૨૬.

રમણભાઈ મહીપતરામ નીલકંઠ.
મનહરરામ હરિહરરામ મહેતા.
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.
ભરતરામ ભાનુસુખરામ મહેતા.
મંત્રીઓ. ગુ. સા. પ. મંડળ.

## આઠમી સાહિત્ય પરિષદ, મુંબાઇ.

તા. ૨૩-૧-૧૯૨૬ ને રોજ સત્કાર મંડળની એક સભા મળી હતી તેમાં રા. બ. રમણભાઇ મહીપતરામ-નીલકંઠને સર્વાનુમતે પ્રમુખપદ માટે ચુંટવામાં આવ્યા હતા.




**દોહદ ભીલ સેવા મંડળનો ત્રીજો વાર્ષિક અહેવાલ (સં. ૧૯૮૧ નો):–**

ગુજરાતના પંચમહાલ જીલ્લાના દોહદ–ઝાલોદ તાલુકાઓમાં વસતી ભીલ કોમની સેવા કરવા માટે સર્વૅન્ટસ ઓફ ઈંડીઆ સોસાયટીના સભ્ય રા. અમૃતલાલ વિ. ઠક્કરે સ્થાપેલા 'દોહદ ભીલ સેવા મંડળ'નો ત્રીજો વાર્ષિક અહેવાલ ગયા માસમાં પ્રસિદ્ધ થયો છે. મંડળ સ્થપાયાને ગયા નવેંબર માસમાં ત્રણ વર્ષ પુરાં થયાં છે, જે સમય દરમીઆન તેણે સંતોષકારક પ્રગતિ કરેલી જણાય છે. દોહદમાં મંડળનું કાર્યાલય છે, જ્યાંથી રા. ભાઇ ઠક્કર દોહદ–ઝાલોદ તાલુકાનાં ગામડાંઓમાં જુદે જુદે ઠેકાણે મથક રાખીને ૩ આશ્રમો (વસતિગૃહવાળી શાળાઓ), ૭ સામાન્ય શાળાઓ, અને ૨ દવાખાનાં–એટલી સંસ્થાઓ લગભગ ૩૨ કાર્યકર્તાઓ મારફત ચલાવે છે. આ ૩૨ પૈકીના ૧૬ જેટલા તો મંડળમાં ઓછામાં ઓછાં ત્રણ વર્ષ રહીને કામ કરવાને બંધાએલા સેવકો છે. તેઓમાંનો ઘણાખરા તો કાયમ માટેજ મંડળમાં જોડાયા છે, અને ત્રણ વર્ષ પુરાં થએ સેવા કરવાનું ચાલુજ રાખશે. મંડળનો ચાલુ વાર્ષિક ખર્ચ રૂ. ૨૦,૦૦૦) જેટલો છે; તેમાંથી ત્રીજા ભાગનો ખર્ચ ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી મળે છે, અને બાકીનો બે ભાગનો ખર્ચ જાહેર પ્રજા તરફથી–ખાસ કરીને મંડળના બે શ્રીમંત મિત્રો તરફથી મળતા દાનમાંથી પૂરો પડે છે. દાનની રકમ પુરતી નહીં મળવાથી, ત્રીજા વર્ષ આખરે મંડળને લગભગ રુ ૨૧૦૦) નું કરજ થએલું છે. ઉપરના ચાલુ ખરચ ઉપરાંત મકાનો, કુવા વગેરે બાંધવાનો ખરચ જુદો કરવો પડે છે.

દોહદ અને ઝાલોદ તાલુકાઓમાં એકંદરે એક લાખ ભીલોની વસ્તી છે. તેઓ દરેક રીતે ઘણા પછાત છે અને કેળવણીને અભાવે શાહુકારોનાં ભારે વ્યાજ ભરવાને લીધે કરજના બોજા નીચે કચડાએલા રહે છે. દારુના વ્યસનને લીધે પણ તેમની આર્થિક સ્થિતિ ઘણી કંગાળ થએલી છે. તેમનાં બાળકોને કેળવણી આપવાને થોડી લોકલબોર્ડની નીશાળો સીવાય કોઇ વ્યવસ્થિત યોજના થએલી નથી. આ બધાં દુઃખ ઉપરાંત દૈવના કોપે એ કમનસીબ મુલકમાં વરસાદની ઘણી અનિશ્ચિત મોસમને લીધે વારંવાર દુષ્કાળ પણ પડ્યાં કરે છે. સને ૧૯૧૯ અને ૧૯૨૨ ના બે દુષ્કાળોમાં રા. ભાઇ ઠક્કરે એ મુલકમાં સંકટ નિવારણનું કાર્ય કરેલું તે ઉપરથી તેમનો ભીલ

સેવામંડળ જેવી એક કાયમની સંસ્થા સ્થાપવાનો નિશ્ચય થયો અને ૧૯૨૨ ના નવેંબરમાં તેમણે આ મંડળ સ્થાપ્યું પણ ખરું. મંડળ આજે તેમની અંગત દેખરેખ નીચે ત્રણ વરસ થયાં ભીલોની ધાર્મિક, સામાજિક અને આર્થિક ઉન્નતિનું તથા તેમનાં બાળકોને કેળવણી આપવાનું કાર્ય કરી રહ્યું છે.

ગુજરાતમાં પછાત કોમોની સેવા કરવા માટે ભાગ્યેજ એકએ વ્યવસ્થિત મંડળો હસ્તી ધરાવે છે, અને તેવી સંસ્થાઓને રા. ભાઇ ઠક્કર જેવા અનુભવી અને કાયમ રહેનારા કાર્યકર્તાઓ પણ મળતા નથી. રા ભાઇ ઠક્કરે અથાક પરિશ્રમ લઇને ત્રણ વર્ષમાં સંગીન કાર્ય કર્યું છે; અને તેમણે ૧૬ કાયમના સેવકો પણ મેળવ્યા છે. પણ મંડળના ખર્ચની રકમ એકઠી કરવાને માટે તેમનો તથા મંડળના મંત્રી રા. સુખદેવ વિશ્વનાથનો ઘણોખરો સમય જુદે જુદે ઠેકાણે ફરવામાં ચાલ્યો જાય છે, તેથી તેમનાં અનુભવ અને સેવાનો લાભ મંડળને જોઇએ તેટલો મળતો નથી ચાલુ ખર્ચ ઉપરાંત મંડળની સંસ્થાઓને માટે મકાનો બાંધવાની પણ ખાસ આવશ્યકતા છે. આ બન્ને પ્રકારના ખર્ચનો બોજો મુંબાઇ–ગુજરાતનો શ્રીમંત વર્ગ ધારે તો સહેલાઇથી ઉપાડી શકે; આ વર્ગ ઉદારતાથી સહાય કરીને મંડળને આર્થિક ચિંતામાંથી મુક્ત કરે તો ગુજરાતની આ પછાત કોમની ઉન્નતિ કરવાના તેના પ્રયત્નમાં તે દૃઢતાથી આગળ વધી શકે.

રઢીઆળી રાત ભા. ૨, સંગ્રાહકઃ રા. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુર.

કાઠીઆવાડની લોક વાર્તાઓઃ લેખકઃ રા. ગોકુલદાસ રાયચુરા રાજકોટ.

મસ્ત. લેખકઃ રા. વાડીલાલ મોતીલાલ શાહ ઘાટકોપર, મુંબાઇ મૂલ્ય રુ. ૩–૦–૦.

નાના સાહેબ અથવા સ્વધર્મ માટે પ્રણાર્પણ લેખકઃ રા. નારાયણ વિસનજી ઠક્કુર, પ્રકાશકઃ 'ગુજરાતી' પત્રની ઓફીસ મુંબાઇ, મૂલ્યઃ રુ. ૩–૦–૦.

મહાત્મા મહિમાઃ લેખક તથા પ્રકાશકઃ રા. મેહેરજીભાઇ માણેકજી રતુરા, અમદાવાદ મૂલ્ય રુ. ૨–૧૨–૦.

ગુજરાતી શબ્દાર્થ ચિંતામણિઃ તૈયાર કરનારઃ રા. જીવણલાલ અમરશી મહેતા. અમદાવાદ. મૂલ્ય રુ. ૫–૮–૦.

દેવાંગના (પૂર્વ ભાગ) રા. મારકંડ રતનલાલ ધોળકીઆ મૂલ્યઃ ૧–૪–૦.

મનુષ્ય ધર્મઃ માનસરોવરની યાત્રાઃ હીંદુ કર્તવ્યઃ લેખક અને પ્રકાશક રા. નારાયણજી પુરુષોત્તમ સાંગાણી, દરેકનું મૂલ્યઃ રુ. ૦–૮–૦.

અભાગિની અથવા સુશીલાની સંસાર તૃષ્ણા. અનુવાદકઃ રા. ભીમાશંકર શર્મા ગ્રન્થકાર, પ્રકાશકઃ 'સ્ત્રી બોધ' તરફથી રા. જીવણલાલ અમરશી અમદાવાદ મૂલ્યઃ રુ. ૨–૮–૦.

બાળકોનો મિત્રઃ લેખકઃ રા. દેવશંકર જેહાલાલ પંડ્યા, પ્રકાશકઃ 'સ્ત્રી બોધ' તરફથી રા. જીવણલાલ અમરશી મહેતા. અમદાવાદ મૂલ્યઃ રુ. ૦–૮–૦.

વિદ્યાર્થીનાં આરોગ્ય અને કેળવણીઃ લેખકઃ ડૉ. દાદાભાઇ ખરશેદજી તલાટી, પ્રકાશકઃ શ્રી. ચીમનાબાઇ સ્ત્રી અને બાળ સંરક્ષણ સંસ્થા વડોદરા મૂલ્યઃ ૦–૬–૦.

ભવિષ્યમાં થનારી માતાને શિખામણના બે શબ્દઃ લેખક અને પ્રકાશક ઉપર મુજબઃ મૂલ્યઃ ૦–૪–૦.

# ઉગતું સાહિત્ય *

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ.
પ્રમુખ, સાહિત્ય સંસદ.

મહેરબાન પ્રમુખ સાહેબ, બ્હેનો અને સદ્‌ગૃહસ્થો!

મુરબ્બી કેશવલાલભાઇએ મારે માટે તમને ઘણું કે કહ્યું છે. એ જ્યારે બોલતા હતા, ત્યારે મને વહેમ પડ્યો કે આ શબ્દો મારે માટે હતા કે બીજા કોઇને માટે? એટલે હું બોલું અને એમણે આપેલો ચીતાર ખોટો ઠરે, તો તે માટે વાંક મારો છે એમ ગણશો નહીં, એવી આશા રાખું છું.

અત્યારે બોલવા ઉભા થતાં હું તમારી ક્ષમા યાચું છું. થોડા વખત પર હું અમદાવાદ આવવાનો હતો એમ માની મારું ભાષણ જાહેર કરવામાં આવેલું. પણ મારે દુર્ભાગ્યે હું ઘણી વાર સ્થાવર મીલકત બની જાઉં છું. અને પ્રેમાભાઇ હોલ અહીંઆંથી ખસી મુંબાઇ જાય તેટલીજ મુશ્કેલીથી હું મુંબાઇ છોડી બહાર નીકળી શકું છું. ગયે પ્રસંગે હું આવી સ્થાવર મીલકત થઇ ગયો હતો, અને તેનાથી જે કે અસંતોષ થયો હોય તેને માટે દરગુજર કરશો.

અમદાવાદમાં જાહેર પ્રસંગે હું આજે પહેલવહેલોજ આવ્યો છું; એટલે મને ધાક અને આનંદ બંને લાગે છે–ઘણા પ્રમાણમાં. અમદાવાદ એટલે સાહિત્ય યાત્રાળુનું મહાતીર્થ. અહીંઆં 'પંચદેવનાં દહેરાં' છે; અને મને પ્રેરણા લેવા આવતાં અનેક ભાવો પ્રગટે છે. પહેલા દેવનું દહેરું તે મુરબ્બી પ્રમુખ સાહેબનું. જ્યારે હું નાનો હતો ને ગુજરાતી સાહિત્ય વીશે નામનુંજ જાણતો હતો, ત્યારથી એમની ભયંકર વિદ્વત્તાના પડઘા મને સંભળાતા. અને ત્યારથી જે ધાક મારા અંતરમાં પેસી ગયો છે, તે આજે એમણે આવા સુંદર ને ઉત્તેજક શબ્દો મારે માટે વાપર્યા તોપણ ઓછો થતો નથી.

બીજું દહેરું, તે રા. રમણભાઇનું. વીસ વર્ષ કે પચીસ વર્ષ પહેલાં–હું ચોક્કસ વર્ષો કહી શકતો નથી અને વર્ષો અચોક્કસ નીકળે તો રા. નરસિંહરાવભાઇની માફક કોઇ મને ઠપકો દે તે પહેલાંજ હું માફી માગી લઉં છું–મેં રમણભાઇનો પરિચય કર્યો;—ભદ્રંભદ્ર વાંચ્યું. ભદ્રંભદ્ર એટલે ગુજરાતી સાહિત્યની એક અનુપમ ને સુંદર મૂર્તિ. જેમ યુરોપીય સાહિત્યમાં ડોન ક્વીક્ઝોટ એક ચક્રે રાજ્ય કરે છે, તેમ ભદ્રંભદ્રને પણ હજી સમોવડીઓ મળ્યો નથી; અને તેના સ્રષ્ટાનું દહેરું હું અમદાવાદનું એક પુણ્યધામ ગણું છું.

પછી ત્રીજું દહેરું–આખી દુનીઆભરને માટે પૂજનીય દહેરું–અને ગુજરાતી સાહિત્યના ભક્ત માટે પ્રેરણા મંદિર તે 'નવજીવન'ના તંત્રીનું દહેરું. ગુજરાતી ગદ્યનાં ગૌરવ ને પ્રભાવમાં અજબ ચમક આપનાર ગાંધીજીના અમદાવાદમાં આવતાં મને પૂજ્યભાવ અને આનંદ થાય એમાં શી નવાઇ?

ચોથું દહેરું મુરબ્બી 'કવિકાકા'નું. એમને માટે બોલતાં તો લગભગ પગ ધ્રુજે એટલો ધાક લાગે છે. કયે શબ્દે એ છેડાઇ પડશે

* રા. કનૈયાલાલ મુનશીએ પ્રેમાભાઈ હોલ, અમદાવાદમાં તા. ૧૭–૧–૨૬ ને રવિવારે આપેલું ભાષણ

એ વિચાર કરતાં આનંદની ઊર્મિઓ પણ અકળાઇ ઉઠે છે. પણ 'વસંતોત્સવ' અને 'જયા-જયંત'ના કર્તાનું ધામ એ પુણ્યધામ તો ખરુંજ; અને રસસૌંદર્યના એ કલાવિધાયકના ગામમાં આવતાં આનંદ થયા વગર રહેતો નથી.

પાંચમું દહેરું રા. આનંદશંકરભાઇનું. 'વસંત'ના વિદ્વાન તંત્રી, છટાદાર અને સંસ્કારી-ગદ્યના વિધાતા અને આર્ય સંસ્કારને વીકસાવવા કાશીવાસી થએલા ગુજરાતી આચાર્યનું દહેરું પણ નાનુંસુનું નથી. આવી આવી પ્રેરણા જ્યાંથી મળે ત્યાં આવતાં ધાક પણ લાગે, આનંદ પણ થાય અને પૂજ્યભાવ કેળવવાનો લહાવો પણ મળે.

વળી મને ધાક લાગવાનું બીજું પણ એક કારણ છે. કેળવાએલા સાહિત્યરસિકોનો અમદાવાદે ઇજારો લીધો હોય એમ લાગે છે. "પ્રજા બંધુ" અને "ગુજરાતી પંચ" પણ સાહિત્યરસિક છે. અને હું કૈં પણ લખું તો અમદાવાદ શુ કહેશે એ જાણવાની જિજ્ઞાસા થઇ આવે છે. આવો જ્યાં સદ્દભાવ હોય—હું આક્ષેપને પણ સદ્દભાવનું એક સ્વરૂપજ ગણું છું—ત્યાં આવતાં આનંદ થાય એ પણ સ્વાભાવિક છે.

ગૃહસ્થો! આજે "ઉગતા સાહિત્ય" પર મારે બોલવું એમ છપાઇ ચુકયું છે. એ વિષય શોધવા માટે હું જવાબદાર નથી. એનો અર્થ શો તે કરવાનું હું જોખમ ખેડતો નથી. જ્યારે "સાહિત્ય ઉત્તેજક સમાજ"ના મંત્રીના પહેલા પત્રમાં મેં "ઉગતું સાહિત્ય" શબ્દો વાંચ્યા ત્યારે કોણ જાણે કેમ મારાથી "ઉંઘતું સાહિત્ય" એમ વંચાઇ ગયું. મંત્રીની પસંદગી જાણે યોગ્ય હોય એવું પલવાર લાગ્યું. જે દેશમાં અનેક વર્ષો થયાં છતાં સાહિત્ય પ્રરિષદ હજી અસ્થિર છે; જ્યાં હજી જોડણીના સવાલો અનિશ્ચિત સ્વરૂપે છે; જ્યાં જુના સાહિત્યની સત્તાવારી પ્રતો તૈઆર કરવાનું માથે લેવાયું નથી, "ત્યાં સાહિત્ય સકારણ ઉંઘતું' કહેવાય તો નવાઇ નહીં. બીજી વાર પત્ર વાંચતાં મારો ભ્રમ દૂર થયો, અને મુશ્કેલી શરુ થઇ. જે વસ્તુ ઉગતી હોય તેનું વર્ણન થાય કેમ? વખત છેને વર્ણન પુરું થતાં પહેલાં એ જુદુંજ સ્વરૂપ લઇ બેસે.

"ઉગતું સાહિત્ય" ચારે તરફ ઉભરાય છે. જેને મારી માફક પત્રના તંત્રી થવાનું દુર્ભાગ્ય હશે તેને તો ખબર હશે કે waste paper basket (કચરાની ટોપલી) સાહિત્યથી કેમ ભરાઇ જાય છે. છતાં આ આશાજનક ચિહ્ન છે. જેમજેમ આ ટોપલીઓ ભરાતી જશે તેમતેમજ તેમાંથી રત્ન જડશે અને સાહિત્યની પ્રગતિ થશે. ઉગતા સાહિત્યકારોએ તો કાર્લાઇલનો મંત્ર સ્વીકાર્યો છે: "તારામાં જે શક્તિ હોય, તેનો જેટલો બને તેટલો અંશ-હજારમો અંશ પણ તું બહાર પાડ"; બીજા શબ્દોમાં કહું તો "તારા અંતરમાં તને જે સુંદર દેખાતું હોય તેને સુંદરમાં સુંદર રીતે બહાર પાડ. પ્રજા તેનો સત્કાર કરે કે નહીં, તેની દરકાર તારે ન જોઇએ. તારે તો અંતર વ્યક્ત કરવાનું છે. એ વ્યક્ત કરેલું સાહિત્ય ચિરંજીવ રાખવું કે કેમ એ ભાવિ પ્રજાનું કામ છે. સાહિત્યસ્વામીઓનું સાહચર્ય સાધી, બને તેટલી રસિકતા કેળવી, કોઇ પણ પ્રકારનો ડર કે કોઇ પણ પ્રકારની પ્રણાલિકાની પરવા કર્યા વિના વિચારો બહાર પાડ." આ મંત્ર સ્વીકારાશે ત્યારેજ ગુજરાતમાં ખરું સાહિત્ય બહાર પડશે.

આજનું બંડ તેજ કાલનું ધોરણ. પ્રચલિત ધોરણની સામે બંડ કર્યા વિના સાહિત્યમાં વિવિધતા કે સમૃદ્ધિ આવશે નહીં. અને બંડ કરતાં ડરવું પણ શા માટે? વિજયી લુંટારો તેનું નામ રાજા. શિવાજી મહારાજ

સિંહાસન પર બેઠા વિના પ્રતાપગઢમાંજ મરત તો તે લુંટારુજ ગણાત. કવિશ્રી નાનાલાલ મારા બંડ વીશે રસથી વાતો કરે છે. હું એમનેજ પુછું છું કે તમે વીસ વરસ પર શું કર્યું ? પણ આ ઘણીજ સ્વાભાવિક મનોદશા છે. જે પ્રતિષ્ઠા પામે તેને બંડ કેમ પસંદ પડે ? મનુષ્યસ્વભાવનો વિકાસ જોતાં વીસ વર્ષ પછી જ્યારે ભવિષ્યના લેખકો નવું લખશે ત્યારે હું પણ તેને બંડ લેખવાની અધમ દશાએ જઇ પહોંચ્યો હોઇશ. ખરું જોતાં ઉગતા સાહિત્યના લેખકોએ સહાનુભૂતિ કે સંતોષકારક લોકપ્રિયતા મેળવવાની આશા વ્યર્થજ ગણવી જોઇએ. હજી આપણે ત્યાં કદર વહેલી થાય છે. વીલાયતમાં ત્રણ પેઢી વીત્યા પહેલાં સાહિત્યકની શિષ્ટતા સ્વીકારાતી નથી.

ઉગતા સાહિત્યમાં કયાં કયાં ધોરણો સામે બંડ દેખાય છે, તે વીશે હું થોડુંક કહીશ. અને મારા દૃષ્ટિબિંદુથી ઉગી ગએલા, ઉગી રહેલા અને ઉગતા સાહિત્યનો આછો ખ્યાલ આપવાનો પ્રયત્ન કરીશ. અને આ ખ્યાલ આપતાં ધોરણોનો વિરોધ પણ હું બતાવીશ. પણ છતાં જે જે ધોરણોએ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે તે બધા માટે મને પુજ્યભાવ છે એ સ્પષ્ટ રીતે જણાવવાની રજા લઉં છું.

સાહિત્યનું એક ધોરણ સંસ્કૃત પંડિતોના આદર્શ પર રચાયું હતું. તેમાં વિદ્વત્તાનું પ્રદર્શન ઠેકઠેકાણે દેખાતું; અને એ પ્રદર્શનથી લાલિત્ય આણવાના પ્રયોગો થતા. એમાં વસ્તુ કરતાં સ્વરૂપ ને સરસતા કરતાં આડંબર પર ભાર મુકાતો. અત્યારે આડંબર–વિદ્વત્તાનો કે બીજા કોઇ પ્રકારનો–જમાનો સાંખી શકે એમ નથી. નવા સાહિત્યરસિકોને સ્વરૂપનું લાલિત્ય નહીં, પણ વસ્તુની સરસતા જોઇએ છે.

પછી આવ્યો ભક્તિસંપ્રદાય અને નરસિંહનો યુગ; ઇશ્વરની ભક્તિથી ઘેલા થએલાં હૃદયોનાં કવનોએ સાહિત્યમાં સર્વોપરી સ્થાન મેળવ્યું. કૃષ્ણ ને રાધાના શૃંગારમાં કલ્પના મુગ્ધ થઇ રહી. જેમાં ઇશ્વરની આસક્ત ન હોય તે સાહિત્ય નથી એવો ભ્રમ પેદા થયો. આપણે સદ્‌ભાગ્યે–કે ભલે કેટલાકના મત પ્રમાણે દુર્ભાગ્ય કહો–ભક્તિસંપ્રદાય નષ્ટ થતો જાય છે. સારુંખોટું શું, તેનું નિરાકરણ હું કરવા માંગતો નથી. સત્ય હકીકત એ છે કે આપણા ભાવો ઇશ્વરને સમર્પણ કરવાની આપણને શ્રદ્ધા કે પરવા નથી. ઉગતા સાહિત્યમાં ઇશ્વરઘેલા થવાની ને ભક્તિસંપ્રદાયની પરાધીનતા સેવવાની શક્તિ નથીજ. આ અફસોસની વાત ભલે હોય; પણ એ અફસોસ ઉગતા સાહિત્યના સેવકોએ વેઠી લેવો પડશે.

પછી એક વખત સાહિત્યમાં શિક્ષકસંપ્રદાય આવ્યો. શિક્ષણ અને શિક્ષકોનું સ્થાન જીવનમાં ઘણું મોટું છે. હું તેમને કે તેમના આદર્શોને અન્યાય કરવા માગતો નથી. પણ શિક્ષકોના આદર્શો જ્યારે સાહિત્યમાં આવ્યા ત્યારે ડાહ્યું, ઠાવકું, અને બાપ દીકરી આગળ વાંચી શકે તેનુંજ નામ સાહિત્ય, એવું ધોરણ રચાયું. આ ધોરણ સાહિત્યમાં રાખવાની જે હીમાયત કરે છે તે વીસરી જાય છે કે બે જુવાન મિત્રો ખાનગીમાં બેસી મહત્ત્વાકાંક્ષાની, રસની, કે પ્રણયની અનેક વાતો કરતા હોય તેમને પણ સાહિત્ય જોઇએ; અખંડ બ્રહ્મચર્યની ભાવનામાં નહીં માનનારાં પામર ધણીધણીઆણીને રસનો લહાવો લુંટવો હોય તો તેમને પણ સાહિત્ય જોઇએ; અને સાસરેથી આવેલી બે સહીઅરો હીંચકા પર બેસી અંતર હાલવતી હોય તો તેમને પણ રસ પડે એવું સાહિત્ય જોઇએ. પરમેશ્વરે સૃષ્ટિની શરુઆતમાં બાપ ને દીકરી બેજ—આદ્ય પુરુષ ને સ્ત્રી—ઘડ્યાં હોત અને કોઇ પ્રકારે એજ સંબંધી-

એથી સમાજ ને સૃષ્ટિ ચલાવવાની તરકીબ રચી હોત તો આ શિક્ષકસંપ્રદાયનું સાહિત્ય પુરતું થઇ પડત. પણ ઉગતા સાહિત્યને આ ધોરણુ પરવડી શકે એમ નથી.

આ ધોરણુ આપણા પુરાણુ કાલના મુનિઓથી ઉતરી આવ્યું છે. આપણા દેશના મોટા માણસોમાં એક પ્રકારને રોગ હોય છે. એમને પોતાના સમય માટે નિયમ ઘડવાને બદલે સનાતન કાલ માટે નિયમો ઘડી જવાની ખાસીઅત પડેલી છે. મનુ મહારાજ સ્મૃતિ કરે તે 'યાવચ્ચંદ્રદિવાકરૌ' પ્રવર્તાવવા માટે; અને શિક્ષકસંપ્રદાયના સાહિત્યકો ધોરણુ બાંધે તે પણુ દુનીઆ-પુરી થાય ત્યાં સુધીને માટે. જ્યારે હીંદુસ્થાન રગસીઆ ગાડામાં વીચરતું, ત્યારે સનાતન સિદ્ધાંતો રચવાનો શોખ કૈંક અંશે સફળ થતો. પણ આજે એરોપ્લેનના જમાનામાં, જ્યારે તેર દિવસે વીલાયતની ખબર મળે, અને થોડા દિવસમાં ચાર પાંચ દિવસે મળશે; જ્યારે કલકત્તેથી સવારની ખબર મુંબાઇમાં સાંજના આવે છે; જ્યારે મહાવિગ્રહે યુરોપમાં આખો યુગ બદલી નાખ્યો છે; ત્યારે કોઇ પણુ સિદ્ધાંતને સનાતન કે ચિરંજીવી માનવો, એ અશકય થઇ પડે છે; અને એ ધોરણો આજે પ્રવર્તાવવાની હોંસ રાખવી એ હસવું આવે એવી મહત્ત્વાકાંક્ષા દેખાય છે.

આ સનાતનતા સાચવી રાખવાની ઇચ્છા સાહિત્યમાં તેમજ શિક્ષણુ પદ્ધતિમાં નુકશાનકારક છે. ભલે શિક્ષક બીચારા છોકરાને ચાર કલાક નિયમિત ટાઇમ ટેબલ (કાર્યક્રમ) પ્રમાણે કામ કરાવે; પણુ આપણે ત્યાં તો તે પોતાનો જુલમ અભ્યાસના સમયની બહાર પણ પ્રવર્તાવે છે. સ્કુલ છુટે ને એ છોકરા મુક્કાબાજી કરે તોપણુ માસ્તર સાહેબને દુનીઆ ઉંધી વળી જતી લાગે છે. એમનો આદર્શ એવો હોય છે કે ચોવીસે કલાક છોકરા ઉગતી માનવતા કચરી એમના ટાઇમ ટેબલ પ્રમાણેજ ચાલ્યાં કરે. જ્યાં ખરું શિક્ષણુ છે ત્યાં નિયમની સાથે માનવતા વીકસાવવાનું સ્વાતંત્ર્ય પણુ હોય છે. આના દૃષ્ટાંતરુપ એક વાત યાદ આવે છે. થોડા વખત પર લોર્ડ બર્કનહેડ સાહેબ—આપણા સેક્રેટરી ઓફ સ્ટેટ—અભિમાન ને મીજાજની મૂર્તિ—લોર્ડ ચાન્સેલર હતા. લંડનની એક 'ઇન'માં—એટલે કાયદાની કૅાલેજમાં—એવી રીત હતી કે જે કોઇ પણ આવે તે પોતાની ગાડી કંપાઉંડની બહાર રાખી, પગે અંદર આવે. લોર્ડ ચાન્સેલર સાહેબ અભિમાનના તોરમાં પોતાની રોલ્સ-રોઇસમાં બેસી અંદર સુધી આવ્યા. સાહેબ ઉપર ગયા, ને પચીસપચાસ છોકરાઓ નીકળ્યા;—સાહેબના શોફરને બોચીએથી પકડી ઉઘાડા નળ નીચે ધર્યો;—આ શિક્ષાની કીંમત ગરમ દેશમાં ન થાય, પણુ જ્યાં નળનાંથી બરફ જેવું ઠંડું પાણી નીકળતું હોય ત્યાંજ થઇ શકે;—અને સાહેબની ગાડીમાં બેસી તેને ચક્કર ચક્કર એવી તો ફેરવી કે જ્યારે ચાન્સેલર સાહેબ નીચે ઉતર્યા ત્યારે તેના ઉપર નહોતી કાચની કચ્ચાર, કે તેના સંચામાં નહોતી એક પણુ વસ્તુ સાબુત. આવા સ્વાતંત્ર્યના શોખીન છોકરાઓ નિયમસર શિક્ષણુ લે છે, ખરી વ્યવસ્થાવૃત્તિ કેળવે છે, અને જરુર પડતાં મોટા કાર્યમાં હીંમતથી ઝંપલાવે છે. જેમ શિક્ષણુના ક્ષેત્રમાં તેમજ સાહિત્યમાં સખત નિયમો બાંધવાની ઇચ્છા રાખનાર ભુલી જાય છે કે સ્વાતંત્ર્ય એટલેજ સમૃદ્ધિ, સ્વાતંત્ર્ય એટલેજ વૈવિધ્ય, અને સ્વાતંત્ર્ય એટલેજ પ્રગતિ.

આ ઉપરાંત સાહિત્યનું એક ધોરણુ, તે ત્રિવેણી સંગમ સાહિત્યનું. એ સાહિત્યના યુગમાં ગોવર્ધનરામ ચક્રવર્તી હતા; તેના કેટલાક પ્રતાપી પ્રતિનિધિઓ અત્યારે પ્લેટફોર્મ પર બીરાજે છે. એમનો ઉદ્દેશ સંસ્કૃતનો પ્રવાહ, ગુજરાતીનો

પ્રવાહ અને અંગ્રેજીનો પ્રવાહ—એ ત્રણનો સંગમ રચવાનો હતો. એમનું દૃષ્ટિબિંદુ હાવકું હતું, એમની રીત કાપકૂપ કરનારની હતી. રખેને એક પ્રવાહનું જોર વધી જાય એ ડર તેમને હંમેશાં રહેતો. આ સાહિત્યના સેવકોમાં ઘણા વિદ્વાનો ને ઘણા સાહિત્યકો હતા. એમણે ત્રિવેણી સંગમ પુરેપુરો રચ્યો.

આપણે આ સાહિત્યના વારસો છીએ. આ ત્રિવેણી સંગમમાંથી વહેતી સરિતામાં આપણે સ્નાન કરીએ છીએ. પણ ત્રિવેણી સંગમના સાહિત્યનાં ધોરણો આપણાથી જુદાં હતાં. એમની કાપકૂપની પદ્ધતિની આપણને પરવા નથી;—કારણ કે સંગમ થઈ ગયો છે એટલે કયો પ્રવાહ કેટલું પાણી લાવશે તે વિચારવાની જરૂર નથી. એ ધોરણો જે ડહાપણ, જે હાવકાપણું, ને જે ડર ઉપર રચાયાં હતાં તે નવા સાહિત્યને ઉપયોગી ગણાય નહીં. સંગમ પછી વહેતી સરિતાના આપણે અધિકારી છીએ. તેમાં નહાવાનો, નાચવાનો, ને જેને યોગ્ય લાગે તેને કાદવ ઉછાળવાનો હક છે. અને એ સંગમને રચનારાઓને એ રચના થઈ તે પહેલાંના કે તે વખતના ડાહ્યા ડમરા. કંઈક અંશે બીકથી ભરેલા આદર્શો ઉપરજ આપણે સાહિત્ય રચવું એમ કહેવાનો અધિકાર નથી.

આ બધાં ધોરણો રચાયાં તે વખતે એક બળ જે નહોતું તે આજે સાહિત્યમાં આવ્યું છે: ને આંતરરાષ્ટ્રીય જીવન અને સાહિત્યની અસર. યુરોપીય મહાવિગ્રહ પહેલાં દુનિયા એક વિશ્વ સમાન હતી; આજે તે એક દેશ સમાન થઈ રહી છે. અને જાપાન ને તુર્કસ્તાન જેવા એશીઆઈ પ્રદેશો આંતરરાષ્ટ્રીય જગતમાં સપાટાબંધ તણાયા છે. તેજ પ્રમાણે આપણું જીવન પણ તણાય છે ને તણાયું જશે. અને આપણું સાહિત્ય પણ આ જગતથી ઘેરાઈ રહ્યું છે, અને ઘેરાતું જશે.

ઉગતા સાહિત્યની નેમ જન, જનસ્વભાવ ને જનહૃદયનું આલેખન છે. લોકશાસનના આ દિવસોમાં સામાન્ય જનના હૃદયમાં વસતા ભાવોનેજ એ કીંમતી ગણે છે. મનુષ્યનું વ્યક્તિત્વ, તેના સ્વભાવમાં રહેલી ઝીણવટો, ને તેના અંતરમાં ઉછળતી ઊર્મિઓનું કથન તેનેજ તે ઉંચામાં ઉંચું કવન લેખે છે.

આ આદર્શમાં અભિમાન હોય, આ આદર્શમાં પૂજ્યબુદ્ધિનો અભાવ હોય કે આ આદર્શમાં રસિકતા ઓછી હોય તો પણ આજ ઉગતા સાહિત્યના માનીતા આદર્શો છે. અને એ ધોરણને પરિણામે નીપજતા સાહિત્યે વિશિષ્ટ સ્વરૂપો લેવા માંડ્યાં છે આ આદર્શને પરિણામે કવિ આત્મલક્ષી બને છે. મહાકાવ્ય, ખંડકાવ્ય કે નાટક છોડી આ આદર્શ કવિને 'લીરીક'—ઊર્મિગીત યા સંગીતકાવ્ય—રચવા પ્રેરે છે. સાહિત્યકોને ઇશ્વર પર પુષ્પરૂપે ભાવ ચઢાવવાની નમ્રતા કે પરવા રહેતી નથી; પ્રેમની ઊર્મિઓ ટીંગાવવા રાધાકૃષ્ણની ખીંટીઓ કરવી પડતી નથી. એમને પોતાનું અભિમાન છે અને તે ભાવ દર્શાવે તો તે પોતાની પ્રિયતમા તરફ અને તેને માટેજ. જયદેવકવિ આ જમાનામાં જન્મ્યા હોત તો લાલિત્યના સ્રોત સરખું 'ગીતગોવિંદ' પદ્માવતીને ચરણે ધરવાને બદલે તેનેજ સંબોધીને રચી જાત. દરેક જન પોતપોતાના અંતરના ઉલ્લાસમાંજ મસ્ત રહે છે, અને તે મસ્તી પ્રગટાવવા પ્રયત્ન કરી રહે છે.

ઉગતા સાહિત્યનો બીજો પ્રકાર પત્રો છે. દરેક માણસ એકબીજાને સમાન ગણવાથી તેનામાં પૂજ્યભાવ ઘટે છે, અને સામાની—અને ખાસ કરી, તે જો અસાધારણ માણસ હોય તો તેના જીવનની—નાનામાં નાની વિગતો જાણવાને તે પ્રયત્ન કરે છે. અત્યારે કલાપીના નાનામાં નાના પત્રોની ખાંખાંખોળ થઈ રહી છે. આમ

રણજીતરામની લખેલી "ભાઇ મને આવીને મળી જજે"—એવી ચીઠ્ઠીઓ પણ પ્રકટ થઇ ચુકી છે. આપણે મોટા કે અસાધારણ લેખાતા માણસોના જીવનની દરેક નાનીમોટી વિગતો જાણી તેના પર ટીકા કરવા ઇચ્છીએ છીએ.

આજ વૃત્તિનું બીજું અંગ રેખાચિત્રો અને વ્યક્તિત્વઆલેખનો છે. એમાં લેખકનો અહંભાવ ભલે દેખાતો હોય; એમાં મહાજનોને હસી કાઢવાનો પ્રયત્ન જણાતો હોય; એમાં કેટલાકને ન જાણવા જેવું જાણવાની, ને ન કહેવા જેવું કહેવાની ઇચ્છા દેખાતી હોય. પણ જમાનો લોકશાસનનો છે. સામાન્ય જન અસાધારણ માણસને સાધારણ કરી ન શકે ખરે, પણ તેની અસાધારણતા પીંખી નાંખી તેની ખોડખાંપણ ચુંથવાનો અધિકાર ભોગવે છે. આજે મૂર્તિની પ્રશંસા કે પૂજાની કોઇને પરવા નથી; પણ મૂર્તિ કયા પથ્થરની ઘડાઇ છે, ઘડનારે શી ભુલો કરી છે, કયાં તે બેડોળ છે અને કયાંથી તે ખરી ગઇ છેઃ— એમાંજ મૂર્તિના પુજકોની ભક્તિ વિરામે છે. આજ પ્રમાણે સાહિત્યમાં. બર્કનહેડ અને મારગોટ એસ્કવીથ આ પ્રકારના સાહિત્યનાં વીલાયતી પ્રતિનિધિઓ છે. એમને મન કોઇ પણ મૂર્તિ એવી અસ્પર્શ્ય નથી કે જેને સ્થાનથી ભ્રષ્ટ કરી અહંભાવી ઝીણવટથી તેની ઝડતી ન લઇ શકાય. ને ભાઇ સુંદરરામ ત્રિપાઠી ભલે સુરુચિનો ભંગ કરે પણ પૂજ્ય મૂર્તિઓનું તેનું સંશોધન લોકો રસભેર વાંચે છે. આ ઘણી ખેદજનક સ્થિતિ હોય; પણ એ સ્થિતિ છેજ એ તો ચોક્કસ.

આપણે ત્યાં વ્યક્તિત્વઆલેખન હજી સુરુચિના ચોકઠામાં બેઠું નથી; પણ એ સાહિત્ય જરુરનું છે એમ તો હું માનું છું. આપણે ત્યાં મહાપુરુષોની મૂર્તિપૂજા કરવાની ખાસીઅત ઘણી પડી છે. આપણા પ્રાંતના અસાધારણ લેખકને સંસ્કૃત કે યુરોપીય સાહિત્યસ્વામીઓ જોડે સરખાવી દેવાની ટેવ જેટલી તિરસ્કરણીય છે એટલીજ નુકશાનકારક છે. એનાથી જે પૂજ્ય હોય તેનું માથું ફરી જાય છે. તે પોતાની જાતને સાહિત્યસ્વામીઓનો શિરોમણિ માની લે છે. તે બીજાજના તોરમાં શિષ્ટ સાહિત્યનું સાહચર્ય છોડી દે છે, અને વિકાસ પામવાને બદલ દહાડે દહાડે બગડે છે. અને બીચારો પૂજક ટુંક બુદ્ધિમાં નિરાધાર બની થોડીઘણી જે રસિકતા હોય તે પણ ખોઇ બેસે છે. આ ખાસીઅતને હું મહાભય સમજું છું. અને તેને નાબુદ કરવી એ ઉગતા સાહિત્યની એક પ્રબળ ઇચ્છા મને દેખાય છે. આપણે ત્યાં સાહિત્યનો શોખ વધે છે, પણ અત્યારના જુવાનીઆઓ સંસ્કૃત અને અંગ્રેજી શિષ્ટ સાહિત્ય સાથે સારો પરિચય નથી રાખતા, તેથીજ આવી દશા થાય છે. સાહિત્યના કેટલાક ક્ષેત્રમાં તો આપણે એકડો ઘુંટીએ છીએ. જ્યાં સુધી ઉંચામાં ઉંચા સાહિત્યના આદર્શોને પૂજ્યભાવથી સેવી આપણા સાહિત્યનું માપ કાઢતાં શીખીશું નહીં, ત્યાં સુધી આપણો આરો આવશે નહીં. જ્યારે એના આદર્શોના સતત સમાગમમાં આપણા સાહિત્યકો અને સાહિત્યસેવકો રહેશે ત્યારેજ ઉગતું સાહિત્ય ઉન્નત દશાએ પહોંચશે.

ઉગતા સાહિત્યનું એક અગત્યનું સ્વરૂપ નવલકથા છે. મહાકાવ્યો ને નાટકોનું સ્થાન નવલકથાએ લીધું છે. પહેલાંની માફક વીરતાનો સાક્ષાત્કાર કરવા ડેન્ટે કે મીલ્ટનની માફક આખી જીંદગીભરમાં એકજ મહાકાવ્ય લખવામાં કોઇને શ્રદ્ધા નથી. સૌંદર્યના સત્ત્વ સરખાં બેચાર અપૂર્વ પણ નાનાં નાટકો રચી અમર થવાની કાલિદાસની માફક કોઇને પરવા નથી. વાંચકને પણ પુરાણા શાસ્ત્રીઓની માફક પંચકાવ્ય મોઢે રાખી કે ગ્લેડસ્ટનની માફક એક

ઇલીયડનો અભ્યાસ કરી શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરવો નથી. આપણે તો ઝપાટાબંધ લખી શકાય, અને વગર તરદીએ વાંચી શકાય એવું સાહિત્ય જોઇએ છે. આપણને સંસારની નાની નાની ચીજો જાણવાનો ને મનુષ્યહ્રદયના નાના નાના ભાવોનું પૃથક્કરણ કરવાનો ચસ્કો વધી પડ્યો છે. આપણે પરિણામે રસ પડે પણ તરદી ન પડે; જિજ્ઞાસા ઉત્તેજાય ને વખત ચાલ્યો જાય એવી નવલકથાઓ લખવાનું અને વાંચવાનું, આરંભ્યું છે. આ સાહિત્યમાં શિષ્ટતાનો આદર્શ અધમ છે. તેમાં અપૂર્વ સરસતા દેખાતી નથી. અને છતાં, આજ સ્વરુપમાં નવા સાહિત્યના ઉંચામાં ઉંચા પ્રચલિત આદર્શો જણાય છે.

આવાં અનેક અંગો ઉગતા સાહિત્યનાં છે. તે જુના સાહિત્યનાં અંગ કરતાં સારાં છે કે નરમાં એનો ન્યાય આપણે કરી શકીએ એમ નથી. પણ આ દરેક અંગમાં શિષ્ટતા પ્રાપ્ત કરવાની વૃત્તિ દેખાય છે; અને ધીમે ધીમે આ નવાં સ્વરૂપો અપૂર્વતા પ્રાપ્ત કરતાં જશેજ. ઉગતા સાહિત્યમાં જેને શ્રદ્ધા હોય તેને તો શિષ્ટ સાહિત્યની નિશ્ચલ સેવા; પોતાની રસિકતાનો અનિયંત્રિત વિકાસ—એ બે સાધવાંજ જોઇએ. આ સાધ્યા પછી જે પોતાની શક્તિને પુરેપુરો ઝોક આપશે; જે શબ્દબ્રહ્મની નિરંતર ભક્તિ અને શિષ્ટ આદર્શોની સતત સેવા આદરી પોતાનો આત્મા વ્યક્ત કરવા મથશે, તેજ ઉગતા સાહિત્યની સેવા કરી શકશે.

## નાગાનંદમ

-ॐ-

[ અનુસંધાન પૃષ્ઠ ૫૮૧ થી ]

સરૂપ ન આવતાં હોય તેમ લાગે છે. સુહૃદ એમના હાથમાં હાથ મીલાવી ચાલે છે. ચાલ! હું પણ એમની સાથે થઇ જાઉં.

વિવાહનાં વસ્ત્રોથી શૃંગારિત થએલો નાયક મલયવતી તથા મુખ્ય પરિજનો સાથે પ્રવેશ કરે છે.

નાયક

[ મલયવતીને નીહાળી. ]

જોતાં દૃષ્ટિ ઢળે નીચી ધરણીએ, પુછ્યે ન બોલે કદી,
શય્યામાં સુતી પાસુ વાળી, બલથી આલિંગતાં કંપતી;
સાહેલી જતી બ્હાર જ્યાં ભુવનથી રે એ જવા ઇચ્છતી,
તોએ આમ પ્રતિકૂલા બની પ્રિયા—આજે નવોઢા સખી.

[ મલયવતીને જોઇને ] પ્રિયે મલયવતી!

હોંકારે દઇને પ્રતિવચન મેં મૌને કરી સાધના,
ને દાવાનલ જ્વાલથી શરીરને બાળ્યું શશિતાપમાં;
તારૂં એક દઈ લેગી ધ્યાન ધરતાં ગાળ્યા દિનો મેં ઘણા,
એવા એ તપના ફલે નીરખનો આ મુખ આજે પ્રિયા!

નાયિકા

[ આજુમાં ] અલી ચતુરિકા! કેવળ એ દર્શનીયજ નથી: પરંતુ મીઠાંમીઠાં વેણુ પણ વદી જાણે છે.

ચેટી

[ હસી ] વાદરે પ્રતિપક્ષિણિ! પ્રશંસાજ નથી એ સત્ય વાતોજ કહી રહ્યા છે.

નાયક

ચતુરિકા! કુસુમાકરોદ્યાનનો માર્ગ બતાવ તો.

ચેટી

પધારીએ મહારાજ!

નાયક

[ થોડું ચાલી—નાયિકાને ] ધીમેધીમે આવજો હોં પ્રિયા! કેમકે—

આપે છે સ્તનભાર દુઃખ પુરતું—શાને પછી હાર આ?
કંપે છે કટિભારથી ઉરૂયુગો—શાને કટિ મેખલા?
શક્તિ પાદયુગે નથીજ વહવા જંઘા, નૂપુરો કહાં?
અંગે તું શણગારતી શરીરને—શું મંડનો કામનાં?

ચેટી

મહારાજ! આ આવ્યું કુસુમાકરોદ્યાન, અંદર પધારો.

[સર્વે પ્રવેશ કરે છે]

નાયક

[ચારે તરફ જોઇને] અહો! કેવી રમણીયતા કુસમાકરોદ્યાનની?

લાગી ઠંડી કરે છે શિતલ રસ ઝરી ડોલતાં ચંદનોને
ધારા શબ્દો સુણીને ધ્વનિ અનુસરતા નાચતા નીલકંઠો
યંત્રો પાણી ઉછાળી જલદી ભરી દીએ વૃક્ષનાં ખામણાંઓ
ડહોળાએ ભંગ થાતાં કુસુમરજ તણો વારિનો પુર વહેળો

અને વળી—

ભરે ગીત—નાદે, મધુકર નિકુંજે ગણગણી,
ન રચ્યાં જાણે શરીર સઘળાં કુલ રજથી;
પ્રિયાને પાઇને મધુરસ પીતાં તૃપ્તિ મળતી:
બમે પાનોત્સાહે મધુકર બધાં સ્નાનુમતથી.

વિદૂષક

[ આવી પહોંચી ] મહારાજનો જય હો! શ્રીમતિ! જય!

નાયક

કેમ બંધુ વિલંબ થયો?

વિદૂષક

અરે બાપ! હું તો ક્યારનો એ આવ્યો છું. પરંતુ કુતુહલથીજ આટલીવાર આમતેમ ભમતો હતો. આજે તો લગ્નના મંગલ પ્રસંગે સૌ મહોત્સવ મહાલવામાં મચ્યા છે. સિદ્ધો અને વિદ્યાધરો બધાએ ભેગા મળી સુરાપાન કરી રહ્યા છે. ચાલો! આપ પણ આજની લીલા નીહાળો.

નાયક

ચાલો! આપનાં વચન કેમ ઉથાપીએ? [જોઇને] વયસ્ય! જો જો—

અંગો હાર ધર્યાં, વિલેપન થતાં, ભાસે હરિચંદને
વસ્ત્રોએ વિધરંગ છે ભૂષણનાં માણેકની જ્યોતિએ;
છાયા ચંદન વૃક્ષની શિતલ ત્યાં વિદ્યાધરો જો ઘુમે,
સિધ્ધો વાટ મળ્યે, મધુપ મધુ લે પ્રિયા ચુમીને ધરે.

તો ચાલો આપણે પણ તમાલવીથિકામાં જઇએ.

[સર્વે ફરે છે.]

### વિદૂષક

આ રહી તમાલવીથિકા. શરદના તાપે વદન કરમાયું હોય એમ ભાસ થાય છે. અહીં આવો, બેસો આ સ્ફટિકની શિલા પર.

### નાયક

મિત્ર! ઠીક કહ્યું હોં!

શોભે મુખ પ્રિયાનુ શશિને જીતતી કપોલ કાન્તિથી,
તાપે લાલી વધ્યાથી જાણે કમલ લઈ જતી.

[મલયવતીનો હાથ ઝાલી] પ્રિયે! અત્રે જરા વિરામ કરો.

[સર્વે બેસે છે.]

### નાયક

[નાયિકાનું મુખ ઉચું કરી જુએ છે] પ્રિયે! કુસુમાકરોદ્યાન જોવાના કુતુહલથી અમે આપને નાહક શ્રમ આપ્યો—

તારી ભ્રૂ આ, લતા જાણે; લાલ હોઠો, સુપલ્લવો;
બગીચો ઈન્દ્રનો–મોંહું: અન્ય સર્વત્ર જંગલો.

### ચેટી

[સ્મિત કરતી વિદૂષકને] સાંભળ્યું કે? કુમારીબાનું કેવું વર્ણન થાય છે?

### વિદૂષક

ચતુરિકા! ખાંડ ન ખાશો હોં! અમારામાં પણ દર્શનીય વ્યક્તિઓ પડી છે. કેવળ મત્સરને લીધેજ કોઇ તેમનું વર્ણન કરતું નથી.

### ચેટી

[સ્મિત કરી] લાવોને! આર્ય! હું તમને વર્ણવું.

### વિદૂષક

[હર્ષથી] કેવાં સદ્ભાગ્ય! બાઇ સાહેબા! જરૂર કૃપા કરો. પછી આ મારા મિત્ર મને વાનરમુખો કહેજ નહીં.

### ચેટી

આર્ય! વિવાહના જાગરણથી તમારી આંખે ઉંઘ ભરાઇ હતી: એ વેળાએ ઢળેલાં નયને તમે મને બહુજ સુંદર લાગતા હતા હોં! અત્યારેએ એમ કરો જોઉં! પછી હું તમને વર્ણવું.

### વિદૂષક

[તેમ કરે છે.]

### ચેટી

[મનમાં] કેવા આંખો મીંચીને ઉભા રહ્યા છે? એટલામાં તમામ પલ્લવના કાળા મેશ જેવા રસે તેમનું મોંહું કાળુ કરવા દે.

ઉભી થઈ તમાલ પલ્લવ તોડે છે: મસળી રસ કાઢે છે નાયક ને નાયિકા વિદૂષક તરફ જુએ છે.

### નાયક

રે મિત્ર! ધન્ય છે. અમે તો કયાં રહ્યા ને તને વર્ણવા માંડયો!

[ચેટી, તમાલ પલ્લવના રસે વિદૂષકનું મોઢું કાળું કરે છે. નાયકા, નાયકના સામું જોઇ સ્મિત કરે છે.]

### નાયક

[નાયિકાનું મુખ જોઇ.]

હાસ્યરૂપી ખીલ્યું પુષ્પ હોઠરૂપી સુપલ્લવે,
નીહાળે નેત્ર. મુગ્ધાક્ષિ! અમે ફલ, દર્પમાં, મને.

### વિદૂષક

અરે ચેટિ! શું કર્યું આ.

### ચેટી

આપને વર્ણવ્યા.

### વિદૂષક

[મોઢા પર હાથ લગાડી જોતાં: રોષથી દંડ ઉગામી] આઃ દુષ્ટ છોકરી! રાજકુલ

છે...શું કરૂં ?...[ નાયકને ] તમારા બંનેના દેખતાં આ દુષ્ટ છોકરીએ મને બનાવ્યો. તો પછી મારે અહીં રહે શું કામ ? હવે તો હું બીજે ચાલ્યો જઇશ. [ જાય છે ]

ચેટી

ખરેજ ! આર્ય આત્રેયને ખરેખાત ખોટું લાગ્યુંજ જણાય છે. લાવ ! તેમની પુઠે જઇ મનાવી લાવું. [ જવા માંડે છે ]

નાયિકા

અલિ ચતુરિકા ! મને આમ એકલી મુકી ક્યાં ચાલી જાય છે ?

ચેટી

[ નાયકને બતાવી હસતાં ] આમ એકલી સદા રહે. [ જાય છે. ]

નાયક

[ નાયિકાનું વદન નીહાળી ]

રવિ નિજ કરે સ્પર્શી જેને દ્યુતિ નિજ અર્પતો,
દશન કિરણો સ્ફુરી જ્યાંથી દીસે જ્યમ કેસરો;
અયિ ! સુખડું આ તારૂં મુગ્ધે ! ખીલે જ્યમ કલ્પલો,
મધુકર મધુ ત્યાંથી પ્રીને પીતો ન જણાય કો ?

[ નાયકા હસીને મુખ ફેરવી નાખે છે. નાયક ફરી ઉપરની પંકતિઓ ઉચ્ચારે છે. ]

વચ્ચેથી પડદો દુર કરી ચેટી આવે છે

ચેટી

[ એકદમ સમીપ આવી ] આર્ય મિત્રાવસુ કૈં કામસર કુમારને સત્વર મળવા માગે છે.

નાયક

પ્રિયે ! જાઓ ઘેર. હું પણ મિત્રાવસુને મળી જલ્દી આવી પહોંચું છું.

[નાયિકા, ચેટી સાથે જાય છે. મિત્રાવસુ પ્રવેશ કરે છે. ]

મિત્રાવસુ

માર્યાં વિના રિપુને કહું કેમ હું જીમૂતવાહનને કો ! નિર્લજ્જ બનીને—તરું આખું રાજ્ય હર્યું રિપુએ." -કહ્યા સિવાય જવું નેએ ઠીક નહીં. ચાલ કહી આવું. [ પાસે જાય છે ]

નાયક

[ મિત્રાવસુને જોઇને ] મિત્રાવસુ ! આવો અહીં બીરાજો.

[ મિત્રાવસુ બેસે છે. ]

નાયક

[ જોઇને ] મિત્રાવસુ ! ક્રોધની છાયા કેમ જણાય છે ?

મિત્રાવસુ

દુષ્ટ મતંગ પર વળી કોપ કેરો ?

નાયક

કેમ ? કેમ ? મતંગે શું કર્યું ?

મિત્રાવસુ

તમારા રાજ્ય પર ચઢાઇ કરી હાથેજ વિનાશ વહોરી લીધો.

નાયક

[ હર્ષથી સ્વગત ] પ્રભુ કરે ને આ વાત સાચી હોય.

મિત્રાવસુ

એનું નિકંદન કાઢવાની કુમારશ્રીએ આજ્ઞા કરવાનીજ બાકી છે. કિં બહુના—

બંસી ઉંચે ઉડે તે સકલ ગગનના માર્ગમાં સૌ વિમાને,
ઢાંકે વર્ષાની પેઠે સહ રવિકિરણો-શ્યામતા ગાઢ વ્યાપે
જાણે ઉડતા અહીંથી તવ વચનથી સિદ્ધો સૌ યુદ્ધ કાજે,
જીતે શત્રુઓ ફરીને-અરિદમન ભયે સર્વ રાજા નમે છે.

અરે ! પણ શું કામ છે સૈનિકોનું ?
લે એકલો ધસી કદી અસિ ખેંચુ વેગે,
છુટે સહસ્ર વળી રશ્મિ કરાલ ભાસે;
જાણે ગજેન્દ્ર સિંહની સપડાય ફાળે,
માનો મતંગ નીચ એમ મરેલ યુદ્ધે.

નાયક

[ કાન દાબી દઇ: મનમાં ] અરરરર ! ઘણાંજ દારુણ વચનો. આમ કહેવા દે [ પ્રકાશ ] મિત્રાવસુજી ! આટલું બધું શાને ? તમારા માટે મને ઘણુંજ માન છે. તમારા બાહુબલમાં મને પુરો વિશ્વાસ છે. પરંતુ—

જે નિજ દેહ પરાર્થે માન્યા વિના દયા થકી દે છે,
તે શું સ્વરાજ્ય માટે પ્રાણીનો વધ કરી કૈર્ય સાંખે?

વળી કલેશ સીવાય બીજા કોઇ પર મારે વેર બુદ્ધિ નથી. એટલે મતંગે તો અમને ગમતું કરવા ધાર્યું જણાય છે. રાજ્યને માટે કલેશમાં સપડાએલા બીચારા મતંગની આપણે દયા ખાવી જોઇએ.

### મિત્રાવસુ

[આવેશમાં તુચ્છકારનુ હસતાં] ઉપકાર કરનાર કૃતઘ્ન મનુષ્ય ઉપર આપણે દયા ખાવી કેમ ન ઘટે?

### નાયક

[સ્વાગત] આને રોમે રોમ ક્રોધ વ્યાપેલો છે. એ અત્યારે નીવારી શકાય તેમ નથી. માટે આમ કહેવા દે. [પ્રકાશ] મિત્રાવસુ! ઉભા થાવ! ચાલો અંદર જઇએ. હું તમને પછીથી સર્વ સમજાવીશ. દિવસ પણ પૂર્ણ થવા આવ્યો છે. જુઓ—

નિદ્રાના બંધમાંથી દૂર કરી અરૂણે પદ્મને જે હસાવે,
આશા પુરે હમેશાં નિજ કિરણ વડે વિશ્વને સુખ આપે;
સંધ્યાએ સિદ્ધ લોકો નીરખી સ્તુતિ કરે અસ્ત પામે છતાંએ,
એવો છે શ્લાઘ્ય સૂર્ય પરહિત કરવા માત્ર ચાલુ મથાસે
[સર્વ જાય છે]

ત્રીજો અંક સમાપ્ત.

[આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં.]

# અપરાજિતા

[ અનુસંધાન પૃષ્ઠ ૫૮૬ થી ]

ઉતાવળી ઉતાવળી યુવરાજ પાસે એ આવી; અને એની પ્રદક્ષિણા કરી એ સામે ઉભી રહી. ડોક સહેજ ઉંચી કરી પોતાનાથી સહેજ ઉંચા યુવરાજ તરફ અધમીંચેલી આંખે એ જોઇ રહી, અને પુછવા મંડીઃ—

" કહો, તમે કોણ છો? ભૂતલ પર ઉતરેલા કોઇ દેવ છો? કે મારા મનની ભ્રમણા!"

યુવરાજ, કોણ જાણે કેમ, સ્વરમાં મીઠાશ લાવી બોલ્યોઃ 'ઓ વનદેવી! હું તો નથી દેવ કે નથી દાનવ, હું છું ફક્ત આ નજીકના નગરનો માનવી રાજા—"

" ભલે, તમે ગમે તે હો; પણ મારા તો તમે દેવ છો. મારા પ્રાણાધાર છો; મારું જાગતું મીઠું સ્વપ્ન છો!" એ બોલી.

નંદકિશોર તો આભોજ થઇ ગયો. મનમાં એણે ગાંઠ વાળી. "હા હવેજ મારે સંભાળવાનું છે. મારે હવેજ સાવધ રહેવું ઘટે. મને જોતાં વાંત ફસાવવા જાળ પાથરતી એક સુંદરી સાથે મારે અહીં કામ પાડવાનું આવ્યું છે; કારણ કે સ્ત્રીઓના મોંમાં જુઠ્ઠાણું અને ખુશામદ સીવાય બીજું શું ભર્યું હોય છે?"

યુવરાજે ઠંડે પેટે જવાબ દીધોઃ "તમે જે હો તે હો, તમે ભુલાં પડ્યાં લાગો છો. કોઇ અકસ્માતથીજ હું અહીંઆં આવી ચઢયો છું. અને તમારા એકાંતનો મેં ભંગ કર્યો છે તે માફ કરજો! હવે હું અહીંથી ચાલ્યો જઇશ. અને ખુશીથી તમે પાછાં તમારા એકાંતમાં મહાલજો!"

તિલોત્તમા બોલી ઉઠીઃ "ના, ના. હવે તમે શું એમ ધારો છો કે મેં તમને એકવાર જોયા એટલે જવા દઇશ? તમારે અહીં રહીજ જવું પડશે. નહીં તો હું તમારી સાથે થઇશ."

"કારણ કે હવે આ પળથી હું અને મારું સર્વસ્વ તમારુંજ થઇ ગએલું જોઉં છું. ગયા જન્મમાં પણ હું તમારીજ હોઇશ, કારણ કે મેં તમને પહેલાં કોઇ ઠેકાણે દીઠા હોય એમ મને સ્મરણ થાય છે."

યુવરાજ તો ઘણુંએ ગુંચવાયો; અને કોણ જાણે પોતાના યૌવનને લીધે કે તિલોત્તમાના લાવણ્યને લીધે એના સામેજ એ જોઇ રહ્યો. એનાથી સહસા ઉદ્‌ગાર નીકળી ગયોઃ

" હવે મને સમજાતું જાય છે અનુભવી વૃદ્ધ પંડિતોએ કહ્યું છે કે—" विद्वांसो वनिता लता। વિદ્વાન, સ્ત્રી અને લત્તા કોઇને આશરે વળગીને વીંટાઇ રહે તોજ ફાલે અને ફુલે. તેથીજ તેમનો સ્વભાવ એવો પડી ગએલો હોય છે કે જે તેમની ઘણીજ પાસે નજરે પડે તેને એ વળગી પડવાનાં!"

તિલોત્તમા તરત બોલી ઉઠીઃ "કહે યુવરાજ! તમારા પંડિતો ખરેખર સાચુંજ ભાખે છે; કારણ હું પણ હવે તો તમારેજ આશરે ને ભરોંસે—" અને એમ બોલતાં બોલતાં એ પાસે આવવા લાગી.

નંદકિશોર જાણે હબકી ગયો હોય તેમ આઘો ખસી ગયો; ને બોલ્યો "દૂર રહે, ઓ અજાણી! તને આમ કરતાં લાજ નથી આવતી?"

" મને એમાં શું કામ લાજ આવે? હું છું મારી મુખત્યાર, ને વળી રાજ કુમારી; એટલે તમને સ્વંવરથી વરી ચુકી છું. એમાં તમને અજુગતું શું લાગ્યું, તે કહેશો?

" તમે મારા 'પૂર્વ જન્મના સંગી' હો એમ મને થાય છે. અને કેવા મેં તમને પહેલીજ મીટ માંડતાં ઓળખી કાઢયા? પણ તમે તો જાણે લાગણી ભરેલા માણસજ ન હો, ને કોઇ ચિત્રામણ હો તેવા કેમ લાગો છો?

તમને કશાની બીક તો લાગતી નથીને? પણ અંદેશો રાખવા જેવું શું છે? રૂપમાં મારી બરોબરી કરી શકે એવું જોયું છે બીજું કોઇ?"

યુવરાજ વિચારવમળમાં ગોથાં ખાવા લાગ્યો એટલે પોતાના ઉપરજ ચીડાઇને બોલ્યો: "મને લાગે છે કે તમે કોઇ સભ્ય સ્ત્રી જેવાં લાગતાં નથી! તમારા રૂપની મારે બીલકુલ પંચાત નથી. પણ મૃત્યુલોકની એવી કૈં કુમારિકા હજી મેં તો દીઠી નથી જે એક રાજા આગળ આવું બોલવાની હીંમત કરે!"

"પણ, હું કે મૃત્યુલોકની નથી. હું તો છું નાગલોકની નાગકન્યા. અને અમે અમારા પ્રિયતમને જાતેજ ઓળખી લઇએ છીએ, હું પણે પેલા ઝરણામાં રહું છું. તમે આવતા હતા તે ઘડીએ હું એમાં કુદી પડવાનું જ કરતી'તી. એટલામાં મારા રુડા ભાગ્યે મેં પાછળ જોયું અને તમને જોયા!

"નાગલોકમાંએ મારા રૂપની જોડ ન મળવાથી મારું બીજું નામ 'અપરાજિતા' પડેલું છે." આમ બોલી છટાથી જાણે ખરેખર એ અપરાજિતાજ હોય એમ નંદકિશોર સામે એ તાકીને જોઇ રહી.

યુવરાજનું મોં તો શીવાઇજ ગયું. મન વિચાર કરતું અટકી ગયું. શું બોલવું તે તેને સુઝયું નહીં. અને એની આંખો તો એનો કાળી નાગણ જેવો અંબોડો જ જોઇ રહી. એને થયું: "મને ગુંચવવાને કોઇ જાળ તો એ ન હોય? નહીં તો મારા જેવું સાવ નિર્દોષ હૃદય આવાં પ્રલોભનોથી ભોળવાય કેમ?"

નંદકિશોર દર્શનમુગ્ધ થઇ મુગો ઉભો રહ્યો. પોતાના હૃદયનું જાણે અજાણે વેચાણ થઇ ગયા પછી તેને કૈંપણ બોલવાને અવકાશજ કયાં હતો કે હવે તે 'હા, ના' બોલે! અને કદાચ અવકાશ હોત તો પણ તે કશું જાહેર કરી શકત કે કેમ તે કયાંથી કહી શકાય?

તિલોત્તમાએ સહસ્રદળ કમળ ફરીથી હોઠે અડકાડયું; અને હવે ત્યાં વધારે થોભવાની ન હોય અને ત્યાંથી જવાની રાહ જોતી હોય એમ એ જોઇ રહી.

યુવરાજ તો એકસરખો ગાજી ઉઠયો; "તમે ગમે તે હો અને ગમે તેવાં હો, પણ તમે એક સ્ત્રી છો અને કોણ જાણતું નથી કે બધી સ્ત્રીઓ એકસરખી અને એકજ બીબાની હોય છે? સ્ત્રી તો હોય છે નદી જેવી વાંકીચુકી, સાપ જેવી ઝેરી, પવન જેવી સ્વચ્છંદી, મોક્ષ માર્ગમાં આડખીલી અને બહારથી અમૃત જેવી છતાં અંદરથી લીલાં ઝેરથી ભરેલી!"

તિલોત્તમા વિસ્મયથી આ બધું સાંભળી લઇને બોલી: "તમે તો રાજકુમાર! હજી હમણાં ઉગો છો; અને અમારું આટલું બધું ભુંડું કયાંથી ભાખો છો? તમે તમારી પત્ની પાસેથી આવું આવુ શીખ્યા? નહીં તમારી માતા પાસેથી તો આવુ ભણતર નજ ભણ્યા હો!"

નંદકિશોર કડક અવાજે બોલ્યો: "મારે પત્ની નથી; અને મા હતાં તે તો હું સમજણો થયો તે પહેલા ગુજરી ગયાં છે."

"ત્યારે કુમાર! આવું શાણપણ તમને કયાંથી લાધ્યું?"

"હું યુવાન છું તેથી તમે મને ભભેરો છો ખરાં, પણ તમેએ મારા જેવડાંજ છોને? એટલે તમારા સંબંધી તેમજ સમગ્ર સ્ત્રી જાત સંબંધી હું થોડો ઘણો પાવરધો બન્યો છું. કારણ કે મારો અભ્યાસ સાધુઓ અને પંડિતો વચ્ચે સધાયો છે."

યુવરાજના છેલ્લા શબ્દો સાંભળી તિલોત્તમા ખડખડાટ હસી પડી; અને વાયુ વાવાથી જેમ પાંદડું હાલે તેમ નંદકિશોરનો આત્મા એ હાસ્યે

હસમલી ઉઠયો. હાથમાંનું કમળ નીચે નાખી દઈ એ તાળીઓ પાડવા મંડી અને બોલી:

"હં, સાધુઓ ને પંડિતો! બરોબર ત્યારે કહોને કયા પંડિતે સ્ત્રીઓને પીછાણી છે કે આટ-આટલાં આળ એમના પર ચઢાવવા તૈયાર થાવ છો? કુમાર! હવે નવેસરથી તમે મારા શિષ્ય થાઓ, અને પંડિતોનેએ ખબર નથી એવું બધું અવનવું હું તમને શીખાવાડી દઈશ. સમજ્યા? અરેરે, તમારો આટલો સમય પંડિતોએ વ્યર્થ ગાળી નાખ્યો. હશે ચાલો હવે પહેલેથી છેલ્લે સુધી તમને મારે શીખવી દેવું પછી છે કે?"

નંદકિશોરની મુખમુદ્રા ઉપર ક્રોધની રતાશ તરી આવી. એ બોલ્યો: "અરે તમે ભુલ્યાં લાગો છો. મારે તો તમારા શિક્ષણની કે તાલીમની જરાએ જરુર નથી. યાદ રાખજો કે તમારી કલા કે ચાતુરી મને કંઈ કરી શકવાનાં નથી."

તિલોત્તમા ટીખળમાં આંખો નચાવતી મોં મલકાવતી બોલી: "ત્યારે તો કુમાર! તમારા અભેદ્ય બખ્તરને કોઈ પણ બાણ વીંધી શકવાનું નહીં ખરું? ઓ મારા ભોળા કુમાર! તમે મારાથી—એક અબળાથી બીઓ છો? ખરેખર તમને એમ થાયસ્તો! કારણ કે હુંએ છું જબરી. જોઉં તો ખરી, તમે કેવા વગર હાલ્યે ચાલ્યે મારા સામે જોઈ રહો છો તે—"

"હશે, ભલે ઉભાં રહો!" યુવરાજ બેદરકારીભરેલા તિરસ્કારથી બોલ્યો.

"ત્યારે જોઈ રહેજો કુમાર!" તિલોત્તમાએ સરત બકી; અને સહેજ બાજુએ ખસી, જરા મોં ફેરવી નંદકિશોર સામે તીરછું જોઈ રહી.

તે બોલી: "બરાબર કહેજો કુમાર!" મારામાં શું શું નરસું લાગે છે તે. તમે તો છો મોટા સ્વરૂપ વિવેચક, તેથી મારામાં ક્યાં ખોડખાંપણ છે તે બેલાશક બતાવી દેજો. કારણ તમે કહેશો તે શુદ્ધ ન્યાયનુંજ કહેશો એમ મને ખાતરી છે." આમ બોલતાં તેના મૃદુ ઓષ્ઠ ઉપર મીઠું હાસ્ય ફરકી રહ્યું.

મન અકળાગરું થયું હોય અથવા તો કોઈનો તેણે વિશ્વાસઘાત કર્યો હોય તેમ નંદકિશોરનું હૃદય એનું પોતાનુંજ દ્રોહી બન્યું; અને નાગકન્યા ભણી સડસા ઢળવા મંડયું. પોતાનું બધું બળ એકઠું કરી મહાપ્રયાસે યુવરાજ બોલ્યો:

"હું તમારા કલેવરની વાત નહોતો કરતો એ તો તમારા આત્માજ એવા હોય છે!"

"ત્યારે મારા કલેવરમાંથી તો તમને કશું એવું ન લાગ્યું ખરુંને? મારા આત્મામાંજ ત્યારે તમે કંઈ જોયું! તો કુમાર! અહીં આવો અને મારી પેઠે આ ઝરણામાં જુવો ને પછી કહો શું દેખાય છે તે."

નંદકિશોરે અણપાલવતે ઝરણામાં ડોકીયું કર્યું; "ઓહો, મારા પ્રતિબિંબ સીવાય આમાં બીજું કશું દેખાતું નથી–" બેપીકરાઈથી એ બોલ્યો.

તિલોત્તમા તે ન ગણકારતાં બોલી: "ખરેખર, ત્યારે મારો આત્મા એ આ ઝરણા જેવો છે–કાચ જેવો નિર્મલ ને પારદર્શક! એ, પાછા જુવો જોઈએ–" એમ બોલતી, એ પગની એડી અડોઅડ ગોઠવી તિલોત્તમા યુવરાજ સન્મુખ ઉભી રહી; અને લાંબી અણીયાળી આંખો કુમાર સામે ફેરવી એ બોલી, 'રાજકુમાર! વળી જુવો, મારા હૃદયના હોજમાં તમે નથી દેખાતા?"

યુવરાજને આમ કરવું ન પાલવ્યું તોએ ના પડાઈ નહીં. એણે તેમ જોયું તો તિલોત્તમાની આંખની કીકીમાં પોતાનું પ્રતિબિંબ એને જણાયું.

## એ તો કોલેજીઅનો

[ અનુસંધાન પૃષ્ઠ ૫૯૨ થી ]

એટલાજ ઉંચા આદર્શથી ગોઠવેલું ? એજ પ્રમાણે શોભતો બહારનો વરંડા, અને ફુલથી મધમઘી રહેલો કમ્પાઉન્ડ–આવું બધું જોઇને જાણે નવી સૃષ્ટિમાં આવ્યો હોય એમ એમને લાગ્યું.

વીરીઓ નોકર એમને એમના ઓરડામાં લઇ ગયો. એમના ઓરડાનો ભવ્ય દેખાવ જોઇ, તે તો ઠંડાજ થઇ ગયા. પલંગમાં વહાણુથી બાંધેલો ખાટલો, ટેબલમાં બે ઉપરા-ઉપરી ગોઠવેલાં દેવદારનાં ખોખાં, ખુરશીમાં દેવદારના પાટીઆનું સ્ટુલ–પથારીમાં એક ફાટેલી સાદડી–બાલટીમાં ઘાસલેટ તેલનો ડબ્બો, લોટામાં શ્રીફળનું કોચલું, ખીંટીમાં બે ખીલા અને આરસામાં એક મોટો અબરખ.

"વીરીઆ, સ્નાન કરવાને પાણી અને કુંડી !" પ્રમોદરાયે પુછ્યું.

"શેઠ આ રહ્યુંને," ડબ્બો અને કાચલી બતાવતાં નોકરે કહ્યું.

દેસાઇજીએ સ્નાન કરવા માંડ્યું. તેટલામાં હેમંતરાય આવ્યા. સમાચાર પુછ્યા. સાબુ નહોતો, તેથી વીરીઆને સાબુ લાવવા કહ્યું. વીરીઓ ધોવાનો સાબુ, ફરનીચર સાફ કરવાનો કકડો અને એક પંચીઉં લઇને આવ્યો.

"લો, દેસાઇજી, આ સાબુ ટુવાલ અને ધોતીઉં" હેમન્તરાયે પણ દેસાઇ કહીનેજ બોલાવવાનું ઉચિત ધાર્યું અને બધી ચીજો આપીને સ્વાગત કર્યું, અને ઉમેર્યું: "દેસાઇજી જે જોઇએ તે માંગી લેજો–આ વીરીઆને કહેજો." એમ કહી ઠંડાઇથી તેઓ ચાલ્યા ગયા.

દેસાઇજીને નવાઇ લાગી–આ બધું શું ? આવું સ્વાગત ! બોલવાની મીઠાશ આટલી બધી અને વર્તનમાં આમ ? આ ગભરામણમાં તેઓ કંઇજ બોલી શકયા નહીં અને મુંગે મુંગે બધું સહન કર્યું.

સ્નાનાદિ વિધિથી પરવાર્યા, એટલે ભટ એક થાળી લઇને આવ્યો. થાળી ઢાંકેલી હતી તેથી, દેસાઇએ પુછ્યું: "શી રસોઇ બનાવી છે?"

"ખીરંજ–પુરી–દુધ–બે શાક–વગેરે" ભટે ધીમેથી કહ્યું.

દેસાઇને ભુખ લાગી હતી, તેથી "હાશ" એમ થયું, અને જમ્યા પછી આ બધું દુઃખ વીસરી જવાશે એમ લાગ્યું.

ભટ તો થાળી મુકી ચાલ્યો ગયો હતો. થાળી ઉઘાડી દેસાઇજી જમવા બેઠા. થાળીમાં જે વાનીઓ હતી તે જોઇને તો તે હબકીજ ગયા. ખીચડી–કાળું શાક–આખું મીઠું અને વાડકીમાં પાણી જેવી કઢી. "શું કરવું" એમ વિચારમાં પડ્યા. પણ સવારના ભુખ્યા એટલે જમ્યા સીવાય છુટકો નથી એમ કરી જમવાનું શરુ કર્યું. પણ પહેલો કોળીઓ મોંમાં મુકતાંજ, બીજો મુકવાની હીંમત ચાલી નહીં. ખીચડીમાં એકલું મીઠું અને કઢીમાં એકલાં મરચાં !

થોડીવારે ભટ પુછવાને આવ્યો: "શેઠ શું જોઇશે."

"શું કપાળ જોઇશે. આ બધું શું ? તમે તો ખીરંજ પુરીની વાતો કરતા હતા." દેસાઇએ જરા ચીઢાઇને કહ્યું.

"શેઠ મારા પર ચીઢાવાથી શો ફાયદો ? મેં જે આપને કહ્યું હતું તેજ રસોઇમાં છે. પણ આપને માટે તો જુદી રસોઇ શેઠના ખાસ હુકમથી અને એમની પોતાની દેખરેખ નીચે થઇ છે. કેમ આપને ખામી જણાય છે ? માફ કરશો." એમ કહી ભટ ચાલ્યો ગયો.

દેસાઇએ તો હાથ ધોઇ નાખ્યા. થાક લાગ્યો હતો, ભુખ લાગી હતી અને આ સ્વાગત-

થી બીજાજ ગયો હતો. તેથી ગુસ્સામાં તેમના પલંગ (?) પર જરા આડા પડ્યા અને ઉંઘી ગયા. છેક સાયંકાળે ઉઠ્યા. જરા આજુબાજુ નજર કરી તો ઇનેમલના એક પ્યાલામાં ચાહ ઢાંકેલી જોઇ. ચાહ ત્યાંની ત્યાંજ રહેવા દીધી, અને બારીએ જરાક વિચાર કરતા ઉભા.

તે વખતે હેમંતરાય અને એમનું કુટુંબ બહારથી ફરીને આવ્યું. વનશ્રીને કંઇ ચેન પડતું નહોતું. તેણે દેસાઇને બારીએ ઉભેલા જોયા અને ધીમેધીમે એના ઓરડામાં ગઇ.

"કેમ દેસાઇજી, મઝામાં તો છોને ?" વનશ્રીએ જરા અચંબાથી પુછ્યું.

દેસાઇ થોડીવાર એની સામેજ જોઇ રહ્યો, અને શો જવાબ આપવો તેની સમજ પડી નહીં. છેવટે અકળાઇને કહ્યું: "વનદેવી, આપના ઘરમાં આમ સ્વાગત થાય છે કે ? શું આ આપના કુટુંબની શોભા છે ?"

"અમારા ઘરનું સ્વાગત કેવું હોય છે, અને અમારા ઘરની કેવી શોભા છે, તે બધાં જાણે છે. જો આપને બધાથી ઉલટો અનુભવ થયો હોય તો તેને માટે આપજ જોખમદાર હોવા જોઇએ. પ્રબોધરાય દેસાઇ થઇને બીજાજ માણસ બની બેસીએ તો આજ દશા થાય ! આ તો ઠીક છે; પણ કોઇક વાર કેદનો પણ અનુભવ લેવો પડે. એમ જો લોકો સહેલાઇથી છેતરાતાં હોય તો પછી દુનીઆનો અંત આવેલો સમજવો." વનશ્રીએ દુ:ખ દર્શાવતાં ડહપણની સલાહ આપતાં કહ્યું.

"શું હું પ્રબોધરાય દેશાઇ ? ક્યાં એ ઉહાઉગીર–તોફાની છોકરો અને ક્યાં હું ? તમારી ભયંકર ભુલ થાય છે. તમારા કહેવા પ્રમાણે કેદનો અનુભવ તો ઇશ્વર કરાવશેજ નહીં, પણ વગર ભુલે, આપનાજ આમંત્રણથી અહીં આવનાર આ પ્રમોદરાય પુરૂષોત્તમરાય દેશાઇને નજરકેદનો સાક્ષાત અનુભવ થયો. મારું માન તો ગેપ થયું; મારો સામાન ગેપ થયો હવે મારું નામ પણ ગેપ કરાવવું છે ! અને મારાં પૂજ્ય માબાપનાં નામ પણ ગેપ કરાવી જવાં છે કે શું ! વનશ્રી ! તમારી તથા તમારાં માતા પિતાની કંઈ ભયંકર ભુલ થાય છે, અને તે ભુલનો ભોગ હું થઇ પડયો છું;" દેસાઇએ જરા ઉગ્રતાથી–જરા નમ્રતાથી પણ ગૌરવભરી રીતે કહ્યું.

"આવીજ રીતે સારું સારું બોલી, લોકોને ફસાવવાના" એમ કહી ત્યાંથી તે ચાલી ગઇ.

કોઇ વિચિત્ર પ્રેરણાથી વનશ્રીને દેસાઇ માટે માન ઉપજ્યું. પોતાની લાગણી દુ:ખાતી હોય એમ લાગ્યું. કંઈ પણ ભુલ થતી હોય એમ મન સાક્ષી પુરવા માંડ્યું. પણ પિતાજી કહેવામાં ભુલ કરેનહીં એમ તેને લાગ્યું; અને વધુમાં આર્યબાળા–એટલે પિતાજીને કેમ કહેવાય ? ઉહાઉગીર પ્રબોધ આવો પ્રભાવ ન પાડી શકે એમ થયું. પણ એ તો રોજના કાર્યક્રમમાં રોકાઇ. જમવા બેઠી પણ કંઈ ભુખ નથી એમ લાગ્યું, અને માથુ દુ:ખે છે એમ કહી, એના ખંડમાં જઇ વહેલી સુઇ ગઇ.

"મને ભુખ નથી; મારે જમવું નથી" દેસાઇએ જ્યારે ભટને થાળી લઇને આવ્યો ત્યારે કહ્યું અને મનમાંજ 'અત્યારે તો નજર કેદ ભોગવો અને સુઇ જાઓ; સવારે જોઇ લઇશું' એમ બબડી સુઇ ગયો.

ગૌરવ પતનથી, માનભંગથી, ભુખથી અને થાકથી, દેસાઇને ઉંઘ બહુ આવી. સવારે લગભગ નવેક વાગે ઉઠ્યો.

આ વખતે બહાર એક ટેક્સી આવીને ઉભી, અને હેમંતરાય, તેમનાં પત્ની તથા પુત્રી કોણ આવ્યું તે જોવા દોડ્યાં હતાં. પુરુષોત્તમરાય અને જયલક્ષ્મી આવ્યાં.

"હો, રાયજી આપ પધાર્યાં ? મારું કર્યું. પણ ખબર તો આપવી હતી ? અમે સ્ટેશને મોટર લઇ તેડવા આવ્યા. આપે અમારા ઉપર બહુ ઉપકાર કર્યો."

ધનલક્ષ્મીએ જયલક્ષ્મીને આવકાર આપ્યો. વનશ્રી બધું જોઇ રહી.

"આજ વિવાહનું મુહૂર્ત છે, તેથી લાવો જઇએ, એમ રાતે વિચાર થયો તેથી આ મેલમાં આવ્યાં. ઘેરજ આવવાનું હતું એટલે તાર કર્યો નહીં." પુરુષોતમરાયે કહ્યું અને ઉમેર્યું. "ગઇ કાલે મારો પ્રમોદ પણ પુનાથી અહીં આવ્યો જ હશે."

બધાં ગભરાઇ ગયાં. અંદરથી દેસાઇ પણ પોતાના પિતાનો સાદ સાંભળી દોડતો આવ્યો અને એક બાળકની પેઠે બાઝી પડ્યો.

હેમંતરાય અને ધનલક્ષ્મીનાં તો મોઢાંજ પડી ગયાં અને ઠંડાજ થઇ ગયાં.

"દેસાઇ, કેમ કે કાલે સાંજના પાછા દેખાયાજ નહીં" છેટેથી કે પરિચિત અવાજ આવ્યો."

પેલા દલાલ અને મહેતા આજ જરા મળવા આવ્યા હતા. અને મી. મહેતાએ સમાચાર પુછ્યા હતા.

"અરે, શું આવે ? અહીં તો નજર કેદ હતો" પ્રમોદે કહ્યું.

"કેમ, એ શું?"

"ચાર દિવસ ઉપર તમે હેંગીનગાર્ડનમાં બાઝ્યું હતું તેનાં પરિણામ. તમે તો કહેતા હતા ને કે પ્રબોધ, પ્રમોદ થઇને આવવાનો છે, અને પ્રમોદરાય તો કોઇ પ્રયોગ માટે રોકાઇ જવાના છે." ગુસ્સામાં હેમંતરાયે કહ્યું.

"જુઓને અમારા પ્રમોદરાય જરા અતડા રહે છે. કોલેજમાં કોઇની જોડે બોલવું નહીં. સોસાઇટીમાં ફરવા જવું નહીં, એકલા રહેવું અને ફક્ત વાંચ્યા કરવું. એ ટેવ છોડાવવા આ બધું કહ્યું હતું." મહેતાએ જરા ઠંડાઇથી કહ્યું.

"તે આવા પ્રસંગે? વિવાહના વખતે?" પુરુષોત્તમરાયે પુછ્યું.

"એ તો અપ્રીલ ફુલ હોય" દલાલે ધીમે રહીને કહ્યું.

ગઇ કાલેજ અપ્રીલની પહેલી તારીખ ગઇ હતી તેથી બધાં હસી પડ્યાં.

"એ તો કાલેજીઅનો!" એમ વનશ્રીથી બોલી જવાયું.



## માછલીઓ

[અનુસંધાન પૃષ્ઠ ૫૯૮ થી]

તો ફક્ત પૈસા નહીં પણ જાગીરો, અને પુત્રી, પુત્ર કે કુટુંબનું બીજું કોઇ માણસ પણ શરતમાં મુકાય છે.

"પોપ" ( Acerina Cerncia ) નામની માછલીઓ સેતાનની સાથી છે, એવું પહેલાં ખ્રીસ્તી લોકો માનતા હતા. કેટલીક વખત પાદરીઓ તેને પકડવા જતા, અને એને પકડીને એની પુંછડીએ બુચ બાંધતા, અને પછી પાણીમાં જવા દેતા. માછલી બીચારી પાણીમાં જેમ જેમ ડુબકી મારવાનો પ્રયત્ન કરે તેમ તેમ બુચને લીધે પાછી પાણીની સપાટી ઉપર આવે; આવી રીતે સેતાનના સાથીને દુઃખ દઇ પાદરીઓ અને બીજા ધાર્મિક પુરષો, મઝા લેતા હતા.

આફ્રીકાની "લન્ગ ફીશ" ઉનાળો આવતાં અને નદીઓ સુકાઇ જતાં, કાદવમાં લગભગ અઢારેક ફુટ ખાડો ખોદી તેમાં મઝાનું ઘર બાંધે છે. ત્યાંથી તેઓ ઉપરની જમીન સુધી એક નળી વાટે આવજાવ કરે છે. એ કાદવનું ઘર એવું સખત હોય છે કે, એને ભાંગવું ઘણું અઘરું પડે છે.

"સ્ટાર ફીશ"માં એના ભાંગેલા અવયવો ફરીથી પેદા કરવાની શક્તિ હોય છે. કેટલાક માછીઓને આને લીધે ઘણીવાર ઘણી ખોટ જાય છે. એને અને નાની સાધારણ માછલીઓને બહુજ વેર હોય છે આથી જે નાની માછલીઓ ભેગી "સ્ટારફીશ" જાળમાં આવી તો પહેલાં માછી એના કકડે કકડા કરીને દરીઆમાં, હવે મરી જશે કહીને નાખી દેતો. પરંતુ એના દરેક કકડાની જુદી જુદી માછલી બનતી, અને માછીને વધારે કરડતી. કેટલાએ સ્ટારફીશને મારી નાખવાના આ પ્રયત્નને લીધે, કેટલાએ રુપીઆનું માછીઓને નુકશાન થયું હશે.

આવી અનેક જાતની માછલીઓ વારિધિના ઉંડા જળમાં વીહરે છે; હજુ કેટલીએ અજાણી જાતો વસતી હશે તેની કોઇને ખબર નથી; હજુ કેટલીએ અજબ ચીજો પ્રભુએ જળજગતમાં સરજી હશે તે કોણ જાણી શકતું નથી.

ક્યારે મનુષ્ય ઇશ્વરનાં સર્જન સમજી શકશે?

## અરવિંદનાં આંસુ

[અનુસંધાન પૃષ્ઠ ૬૦૮ થી]

હવે તો શમણાંએ ન રહ્યાં ! અહીં આરામ લેતો હું બેસું છું ત્યારે અસલી ગ્રામ્ય અને ગોપજીવનના ભણકારા મારા કર્ણમાં વાગી રહે છે ! પિતૃઓનું કેવુ ચિત્ર મારી આંખ સન્મુખ ખડું થાય છે ! જલ ઝરણે, કુવા કાંઠે કે નદી કીનારે હૃદયની ગાંઠ વાળતાં કે ભાવિ ઉદ્વાહના કુંકુમે અક્ષરે કરારનામાં રંગાતાં જોઉં છું. આ અને આવાં મૃદુ સંવેદનથી અજ્ઞાત અને અપરિચિત હૃદયે ઉનાળાના ઉકળાટ અને થાક પછી ઝરણાંની શીતળ લહેરો ચાખી છે કે નહીં એની મને તો શંકા રહે.

માઘ વદ પાંચમ.

તું મને પુસ્તકો મોકલવાનું લખે છે? પણ વહાલા ! પ્રભુ ખાતર એ ધુંસરીથી મને મુક્ત રાખજે. પ્રિય સુહદ ! એ ભોમીઆથી હું થાકયો છું. તેના સંક્ષોભની મને પરવા નથી. તેની ધગશોથી હું પરવારી ચુકયો છું. મારા પર એનો બોજો ન નાખજે, એ સૌ વિનાએ મારું હૃદય કેટલું ખદબદી રહ્યું છે. મારા ઉન્માદને હીંડાળી શાંત પાડે એવી રસધારાજ અત્યારે મારે જોઇએ અને તે તો મારા પ્રિય કાલિદાસ, શેલી ને કલાપી ધરી રહ્યા છે.

તારા હે[illegible]હીના ઉન્માદ–જવરને–જવાલાને [illegible]પાડવા હું કેટલો મથું છું. પરંતુ દૌર્બલ્ય, [illegible] તરંગિતામાં મારા હૃદયનો જોટો [illegible]કેલ છે. ઉંડામાં ઉંડી ગમગીનીમાંથી આનંદ ઉડ્ડયન, વા મધુર રમણીય પ્રબળ જુસ્સો ! આવી વિવર્ત લીલાના [illegible] મારે આ સૌ [illegible]હેવું ન હોય ! જાણે હૃદયને બીમાર બચ્ચાં જેવું [illegible] પ્રત્યેક કલ્પનાને પંપાળી પોષુ છું. ફરી આવો ઇસારોએ કરીશ નહીં. તારા જેવા હાવકા લોકને મીઠો ઠપકો મારે કયા શબ્દોમાં દેવો ?

મહા વદ તેરસ.

અહીંનાં સામાન્ય લોક મને ક્યારનાં ઓળખે છે. મને તેઓ ચાહે છે પણ ખરાં, ખાસ કરીને સુંદર શિશુઓ. જ્યારે પહેલાં હું તેમની જોડે ભળ્યો ત્યારે મિત્રભાવે તેઓની નાની આળપંપાળ સંબંધે પુછવા માંડ્યું. કેટલાક સમજ્યા કે મારો હેતુ તેઓની ઠેકડી કરવાનો હતો અને ભારેખમ ચીઢવાએલે ચહેરે મારાથી દૂર રહ્યા. આથી મારા હૃદયને મેં જરા પણ બળાપામાં ન નાખ્યું.

ઉલટું આથી તો મારી પૂર્વની માન્યતા દઢીભૂત થઇ. કેટલાએ ભદ્રલોક સામાન્ય જનતાથી અતડા રહી અળગા રહે છે. જાણે કે એમને બીક લાગતી હોય કે પોતાના લાંબા પડછાયા આ દૂષિત (!) સંસર્ગથી ટુંકા થઇ વેરાઇ જાય ! કેટલાક સરકારી બેશરમ નવરાઓ એમની જોડે ભળેહળે છે તો માત્ર પોતાની ઉદ્ધત મજાકનું કાતીલ ભાન કરાવવાજ.

ભાઇ, હું તો જાણું છું કે પાંચે આંગળી સરખી છે નહીં ને હોયે નહીં. મારી માન્યતા પ્રમાણે તો જે સંસ્કારી જીવ પોતાનો માનમરતબો ને મોભો જાળવવા ગ્રામ્યલોકથી અતડો ને અળગો રહે છે તે પરાભવના ભયથી શત્રુથી નાસતા ભીરુ–કાપુરુષ સમાન છે.

પેલે દહાડે હું પાણીઆરે ચઢી ગએલો ત્યાં મેં એક જુવાન પરિચારિકાને વીમાસણમાં ઉભેલી જોઇ. તેનો ઘડો સૌથી નીચેને પગથીએ હતો ને તેની સખીજનમાંની એકાદની તે કાગતે ડોળે રાહ જોતી હતી. હું ત્યાં ગયો ને તેની સામે જોઇ રહ્યો. મેં હસીને કહ્યું: "રાધા ! હુંજ બેડું માથે ચઢાવું તો ચાલશેને ?" તેના ગુલાબી ગાલે

શરમના શેરડા પડ્યા. "શેઠ! તમને તકલીફ હોય?" તે બોલી. ઉત્તરમાં મેં કહ્યું: "જવા દેને આ આડંબર ચેષ્ટા ને સરખી ઉભી રહેને." મેં તેને મદદ કરી, સટસટ તે પગથીઆં ઉતરી ગઇ. સટસટ તે પગથીઆં ઉપર ચઢી ગઇ. જતાં પહેલાં તે મારો આભાર માનવાનું ભુલી નહીં.

ફાલ્ગુન સુદ બીજ.

ઓળખાણ પીછાણનો તો મેં એક ચબુતરો કરી મુકયો છે; પણ મારું પ્રાણપંખી જપે એવા એકાદ હૃદયનો એક નાનો સરખો ખુણો હજી મને સાંપડયો નથી! લોક મારા તરફ કેમ આકર્ષાય છે તેની મને ગમ પડતી નથી. તું પુછીશ લોક કેવા છે? વલવલી રહેલી આ દલિત જનતાનો અનુભવ હું કયા શબ્દમાં આલેખું! શામજી ભામજી સર્વસ્થળે સરખાજ હોય. માનવજાતનો વિચાર કરતાં તો જગતભરમાં સારંગીના સર્વ સુર એક સરખા! જ્યાં જુઓ ત્યાં એજ દારિદ્રય! એજ કંગાલતા! તેઓમાંના ઘણાને તો હાડચામ સાથે રાખવા, આખો દિ' તનતોડ મજુરી કરવી પડે છે. અને નીરાંતની એકાદ ઘડી મળે તો તે જંપને બદલે તેમને એટલો અંજપો આપે છે કે તેનાથી તેઓ ભડકી છટકે છે. ઓ વિધાતા! માનવ માત્ર પર આ દુઃખના ડુંગરા!

આ બધી ભોળી દોલી જનતામાં મને તો ખુબ ગમ્મત પડે છે. આ ખેડુતોની વાડીમાં પોંકની ઉજાણી હું મહાલું છું, તાજો ગોળ ઉડાવું છું કે શેરડીના અમૃત જામો ગટગટાવું છું. ઘણીવાર એમના સાથેના ગપાટાતડાકામાં મારું આ દરેજાનું ખોળીયું ફેંકી દઉં છું. શાં એમનાં દીલાવર દીલો! શો એમનો મુક્તાનંદ! કોઇકવાર એવા ભગવાનના માણસ જેવા એકાદ, એ જોડે હું લટાર મારવા નીકળી પડું છું. આવાં ચકરોમાં સુખદુઃખની કૈં વાતો તેઓ નીખાલસ દીલથી મારી સાથે હવે તો કરે છે. આવાં નાનાં આનંદપર્યટનો મારી 'તબીઅત'માં નવો રંગજ છાંટે છે માત્ર મારે અહીં ભુલી જવું પડે છે કે મારી પ્રકૃતિની કેટલીએ ચમત્કૃતિઓ અર્ધ નિદ્રાવશ સુષુપ્ત દશામાં અહીં પડી રહે છે! મારાથી આ તંદ્રામાંથી તેમને ઉશ્કેરી જાગ્રત કરી શકાતી નથી. આ વૃત્તિસંગોપન મારા સંસ્કારી જીવને સાલેજ. કોઇકવાર હું ગહન નિરાશામાં પડી જાઉં છું છતાં,

ગેરસમજુતી વહાલા, લખ્યા લલાટ લેખ છે!
શાપિત જનતા પીડે ભાઇ! શું કર્મરેખે એ!

અફસોસ! મારી ફિટતી જુવાનીનો હૃદય–મિત્ર આજ ક્યાં! અફસોસ! અફસોસ!! કલાપી મારોજ અનુભવ આબાદ તને કયાં થયો!

મળ્યાં હોત ના આપણે, થઈ હોત ના પ્રીત!

હૃદય ભમરા શું ગણગણી રહ્યો છે? અપ્રાપ્ય, દુષ્કર, અપાર્થિવ, સ્વર્ગીય અમૃતને માટે તલસતો હું 'ગમે તેવાં ભવ્ય પણ આખર તો સ્વમનોજ આદમી છું.' પણ અરે તે યુગયુગની જીવનસખી મારી થઇ ચુકી છે. તે હૃદય, તે ઉમદા આત્માની આલેકી મને મળી ચુકી છે. જેના સાન્નિધ્યમાં મારા બધા અણમોર્યા આદર્શ ફાલેફુલે છે! જેની સમીપ, હું છું તેના કરતાં વધુ દીસું છું કારણ કે થઇ શકું તે બની જાઉં છું. તેની ઇંદુકિરણથી અંગુલિને હું રમાડી ચુકયો છું. અમારો સહવાસ સંસર્ગ કુંળામાં કુંળી, મીઠામાં મીઠી લાગણીઓની, બુદ્ધિવિલાસની, સ્વપ્નભ્રમણાની શાશ્વત અમૃતજાળ નહોતી? જેટલી રમણીય તેટલીજ ઐન્દ્રજાલિક! ક્રૂર વિધિ! મારા હાથમાંથી એ રત્ન તું ઝડપી ગયો! તેની સ્વર્ગીય સહિષ્ણુતા, અપૂર્વ બુદ્ધિ ચમત્કૃતિ આજ ક્યાં? 'ન ભુલાતું તું ભુલી જા, વિધિનું પાયું તું પી જા' એ ગેબી ભણકા વાગ્યા કરે છે શું તેના ફકીરના ભાગ્યમાં પ્રણયના અવશેષોની 'મર્મદારક

ભસ્મ'એ નહીં વિધાતા મારું ભાગ્ય તું ઘડી ચુકી.
કનકની મેખને બદલે લોઢની મેખ તે નાંખી ચુકી!

શારદાપીઠના તાજા સ્નાતક વિનોદની મને હમણાંજ ઓળખાણ થઇ ચુકી છે. કેવો નિર્દોષ, નીખાલસ અને વહાલસોયો! જ્ઞાનસાગરને અદૃશ્ય તળીએ જાણે ડુબકી મારી આવ્યો હોય એવો તે પોતાને માને છે. એ પુસ્તકીઆ પંડિત–પોપટજીએ ઠીક શુકવૃત્તિ કરી તનતોડ પરિશ્રમ લીધો છે; એની મારાથી ના પડાય એમ નથી. તેનો માહીતીભંડારએ વિપુલ છે. જ્યારે તેણે સાંભળ્યું કે બેનમુન ચિત્રકાર હોવા ઉપરાંત હું કવિ છું અને છતાં સંસ્કૃત ઉપર મારું પ્રભુત્વ એક વિશારદને શોભે તેવું છે, તેમજ પાલીમાંએ મારો ચંચુપ્રવેશ છે ત્યારે મારી સાથે પ્રસંગ પાડવાની પહેલી તક તેણે સાધી. તે બીચારા અર્ધદગ્ધે પહેલેજ યોગે તેનો જ્ઞાનથાળ હાંસીને ગચરકો આવે એવી રીતે મને પીરસ્યો. શંકર અને સાંખ્ય ફીલસુફી, ગટી અને ગીતગોવિંદ, ડારવીન અને કેન્ટ, હ્યુગો અને રુમી ફીરદોસી, માર્કન્ડેય પુરાણ અને ગજર્ષિ ભરતનાં કચુંબગનું જ્ઞાન પ્રદર્શન કર્યું; અને તની વિદ્વતા અને બહુશ્રુતિ તળે મને ચગદી નાખ્યો.

અહીંના ભલા ન્યાયાધીશનો પરિચય પણ મને હમણાંજ થયો છે. વિનોદ મારફતેજ એ અભિનાન મને થયું. મને તો ભલમનસાઇ તેના ચહેરા પરથી નીતરી રહેલી દીસે છે. તેનાં બાળકોના જુથથી ઘેરાએલો તેને જોવો એએ એક બડી ગમ્મત છે! એની મોટી છોકરી ઠીક ગવાય છે! ગામને મોઢે ગળણાં હોય? એણે મને મળવા આવવા ઇજન મોકલ્યું છે. ને પહેલી તકે તે નિમંત્રણનો હું લાભ લઇશ. અહીંથી અરધા કલાકની લટારને અંતરે તે રહે છે. તેની પ્રેમાળ પત્નીના અવસાન પછી શહેરનો બંગલો તેને અસહ્ય થઇ પડ્યો છે ને તેથી અહીં રમણીયકુટિરમાં રહે છે. કેટલાંક વિધિનાં વિચિત્ર પુતળાં જોડેએ મારે અકળાવાનું થયું છે. મને એમનો સંસર્ગ જેટલો અનિષ્ટ લાગે છે તેટલીજ મારી મિત્રાચારીની એમની મને લોલુપતા ભાસે છે. જય ભારત! પ્યારા! આ કાગળ તને ગમશે. અજીર્ણ થાય એટલો લાંબો તે થઇ ગયો છે. જાણે આખી તવારીખ મેં ચીતરી નાખી! તારા જીવનપ્રવાહના રસતરંગ પરનું નૃત્ય તને મીઠું લાગતું નથી? એ રસતરંગની કલગીએ ચાલ વધુ અકળાવું.

[આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં.]



## કુમારીના અનુભવ

[અનુસંધાન પૃષ્ઠ ૬૦૪ થી]

એક ઝોખો આવ્યો, પણ તુરત પાછા તે સચેત થયા. આ પછી તેમનામાં ગએલું ભાન પાછું આવતું લાગ્યું. તેમના શરીરમાં ઉષ્ણતાનું પ્રમાણ વધ્યું અને અશકિતથી પથારીમાં પડયે પડયે આંખ ઉઘાડી અમારા તરફ તેમણે જોયું. તેમણે મને તથા મોટી બહેનને પોતાની પાસે બોલાવ્યાં, ને કહ્યું: "નીલુ બેટા, જોને કેટલા વાગ્યા છે?" મેં કહ્યું: "કાકા, બે વાગવાની તૈઆરી છે." "હં" કહી કાકા શાંત થયા.

બરોબર ત્રણમાં દસ મીનીટ બાકી હતી અને મારા કાકાના નામની બુમ પાડતો એક છોકરો દોડતો આવ્યો. મેં તેના હાથમાંથી તાર ઝુટાવી લીધો, અને સહી કરવાનું પાડોશીના છોકરાને કહી હું એકદમ કાકા પાસે દોડી. કાકા આંખ મીંચીને પડ્યા હતા. તેમને ધીમે સાદે મેં બોલાવ્યા: "કાકા, કાકા," પણ કાકા બોલ્યા નહીં. મારી આંખમાં ઝળઝળીઆં ભરાયાં, કંઠ ગદગદ થઇ ગયો. ફરીથી યત્ન કર્યો: "કાકા, કાકા, મારો તાર આવ્યો છે હું પાસ થઇ. જુઓ." તારનું નામ સાંભળતાંજ કાકાએ સફાળી આંખ ઉઘાડી. કાકાની આંખ ઉઘડતાંજ હું તેમના ચરણમાં નમીજ પડી, અને ધુસકે ધુસકે રડવા લાગી. કાકા બોલ્યા: "નીલુ, બહેન, જો, હવે મારું કહેવું સાંભળી લે. વાર ન લગાડીશ. હવે તું પરણવાનો પણ નિશ્ચય કરજે. અને તારી સાથે અથવા બચુ (મારી મોટી બહેનને લાડથી બચુ કહેતા) સાથે કોકિલ (મારો નાનો ભાઇ) ને રાખજે. સંપીને રહેજો. હવે ભણવાનો વિચાર ન રાખીશ. થોડાનું ઘણું માનજે. કોકિલને સારી કેળવણી મળે તેવી ચોક્કસ કાળજી રાખજે. બસ બહેન, બોલને ચર્પટપંજરિકા. હરિ, ૐ!" બસ. કાકા બોલતા અટકયા. ચર્પટપંજરિકા ઉચ્ચારવાનું સામર્થ્ય મારામાં નહોતું. છતાં કાકાની ઇચ્છાને વશ થઇ ગળગળા અવાજે મેં બોલવાનું શરુ કર્યું. મોટી બહેનને મારી પાસે બોલાવ્યાં, અને નલિનીદલગતજલમતિ તરલં એ લીટી બોલાતી હતી, તેટલામાં તો સખત આંચકી સાથે કાકાના મોંમાંથી પાણી નીકળી પડયું, અને તેમનો પ્રાણ ચાલ્યો ગયો!

બસ! મારી સઘળી આશાઓ ભાગી પડી. તે દિવસથીજ મારી ગ્રહ દશા પણ બદલાઇ એમ મને હવે લાગે છે; કારણ ત્યાર પછી એવા બનાવો બનતા ગયા, કે હું જંપીને બેઠીજ નથી. વરસાદ અને વાવાઝોડના તોફાનમાં ગરીબનું એકનું એક આશ્રય આપનારું ઝુંપડું ઉખડીને પડી જાય, અને તેની જે સ્થિતિ થાય, તેવીજ સ્થિતિ મારી થઇ.

× × ×

સુખનાં સંવત્સરોનાં સંવત્સરો અજાણમાં વહી જાય છે, પણ દુઃખની તો પળેપળ માણસને સાંભરે છે. આજ મારા કાકાના અવસાનને આઠ વર્ષ થયાં એ વાત માન્યામાં પણ નથી આવતી. હું માનું કે ન માનું, છતાં કાળ તો પોતાનું કાર્ય કર્યેજ જાય છે.

મારા કાકાના મંદવાડમાં જે ડોકટર અમારા ઘરમાં આવતો, તે માગ તરફ વારે વારે ટીકી ટીકીને જોયાં કરતો. મારીમોટી બહેને તેના આ ચાળા જોએલા હતા (તે વાત તેમણે મને પરણ્યા પછી કહેલી.) પણ કાકાના મંદવાડમાં એની ગરજ હોવાથી એ કંઇ બોલી શકયાં નહોતાં. કાકાના મરણ પછી મારા બનેવી મારફતે એ ડોકટરે મારી મોટી બહેનની પાસે મારું માગું કર્યું. મારા બનેવી ઘણા વ્યવહારુ અને સંસ્કારી

હતા. તેમણે પણ ડૉક્ટરની સાથે મારો વિવાહ થાય તેમાં ખોટું નથી, એમ મારી બ્હેનને મોઢે કહેલું. ભણેલો યુવાન અને ધંધે લાગેલો, તથા, બ્હારથી એની કંઈ પણ દાદ ફરીઆદ સાંભળેલી નહીં, એટલે મારા બનેવીનો એને માટે ખાસ ખોટો અભિપ્રાય ન થયો. 'ઇંદ્રવાયણું ઉપર ભલ, ભીતર લાળા હોય' * એ પ્રમાણે મારા બનેવી ઉપરથીજ સારું દેખી લોભાયા. મારી બ્હેનને પણ તેમનો વિચાર ગમ્યો અને જ્યારે બ્હેને મને વાત કહી, ત્યારે મેં પણ પહેલાં તો એવોજ વિચાર કર્યો. જ્યારે હું ડૉક્ટરની માગણીનો સ્વીકાર કરતી હતી, ત્યારે મારો અંતરાત્મા ઝણઝણી ઉઠ્યો હતો. આજ આટલે વર્ષે હું અંતરાત્માના ઝણઝણાટનું સત્ય સમજી. મેં ડૉક્ટરની માગણીનો સ્વીકાર કર્યો, અને કાકાના શોકનો એક વર્ષનો સમય જવા દઇ હું ડૉક્ટરની પત્ની થઇ.

લગ્ન થયા પછી થોડા સમય સુધી તો બરોબર ચાલ્યું. હું વાંચનની શોખીન હતી, તેથી ડૉક્ટર મને જોઇતાં પુસ્તકો લાવી આપતા. મેં હવે 'સાહિત્ય'માં લખવા માંડ્યું. મારા લેખોની કદર થતી જણાઇ. 'સાહિત્ય પરિષદ'માંથી મારો લેખ વાંચવાનું નિમંત્રણ મને મળ્યું, પણ તેજ સમયમાં અટકાવનો પ્રસંગ હોવાથી મારાથી ત્યાં જવાયું નહોતું. મારા લેખો મેળવવાને તંત્રીઓ તનતોડ મહેનત કરતા. વળી 'ગુજરાત' નામે માસિક પણ તે સમયમાં નવું નીકળ્યું હતું. આરંભથીજ આ માસિક લાંબા જીવનની સારી આશા આપતું હતું. તેના તંત્રી રા. કનૈયાલાલ મુનશીનું નામ મેં સાંભળેલું. મારા પતિ અને એ બંને જણા સાથેજ કૉલેજમાં ભણેલા. એટલે મારા પતિ એમના વીશે ઘણી વાર વાત કરતા, પણ સાથે એમ પણ કહેતા કે 'મુનશી એટલા જીદ્દી છે, કે સારું કે માઠું જે કામ હાથમાં લેશે, તેને સામે પાર ઉતાર્યા વિના નહીં રહે.' મારા પતિદેવના આ અભિપ્રાયથી મને ગુજરાત વીશે સારી આશા બંધાઇ હતી. પણ એ આશાને મૂર્તસ્વરૂપ આપવા લેખો તેમાં છપાવા મોકલવાનું મારાથી બન્યુંજ નહીં !

મારાં લગ્ન થયા પછી મારા પતિએ મુંબાઇમાં આવીને ડૉક્ટરનો ધંધો કરવાનો વિચાર કર્યો. તે વખતે તેમણે મને સમજાવેલું કે અહીં કરતાં મુંબાઇમાં કમાણી વધારે થાય, અને આવા ધંધામાં આગળ પડવાનું સ્થાન પણ મુંબાઇજ છે. મને એ વાત સાચી લાગેલી. મુંબાઇની બહાર–વાંદરાનીએ બહાર–(પરાનું નામ આપવાની મારી હીંમત નથી.) અમે બંગલો રાખી રહેવા લાગ્યાં. મને તે વખતે મારા પતિની યુક્તિની કશીએ સમજણ પડી નહીં. એમણે મને જેમ સમજાવી તેમ મેં ભોળે ભાવે માની લીધું. પણ એમના પ્રપંચના પર્વતની ઉંડી ઉંડી ખીણોમાં મારું સૌભાગ્ય વિનાશક લાવા રસ ઉકળી રહ્યો હતો. મને ભોળીને એની કશીએ ખબર હતીજ નહીં.

× × × માં (અમે રહેતાં હતાં તે પરામાં) એક વકીલ કુટુંબ રહેતું હતું. આ કુટુંબની અટક વકીલ હતી. ખરી રીતે તે કુટુંબનો વડો માણસ પેન્શનર હતો. તેનો મોટો પુત્ર પરદેશી માલની આયાત કરનારો મોટો વેપારી હતો. તે પુત્રની સ્ત્રીનુંજ રાજ્ય આખા ઘરમાં ચાલતું. પેન્શનર સાહેબ બે વાર જમવું, ને બહાર ફરવું, એ સીવાય બીજી દરકાર રાખતા નહીં. તેમનું દીલ ભોળું હતું. પોતાના શત્રુ સાથે પણ તે હસીનેજ વાત કરતા. કપટ શું તે પણ એ જાણતા ન હોય, તો નવાઇ નથી. પુત્ર તો આખો દિવસ મુંબાઇમાંજ રહેતો, અને

* દયારામકૃત 'પ્રબોધ બાવની'માંથી.

રાત્રે પણ ઘણું ખરું નવ વાગ્યા પછીથીજ ઘેર આવતો. આ ઘરમાં—બ્હેનના (પેન્શનર સાહેબનાં પુત્રવધૂ) ત્રણ ભાઇઓ એમને ત્યાંજ રહેતા હતા. તેમાંના એક એડવોકેટનું ભણતા હતા, અને બીજા બે ડોકટરનો અભ્યાસ કરતા હતા. કુલીન, મધુ, અને શરત* એ પ્રમાણે એમનાં નામ હતાં. શરતને અને મારા પતિ દેવને ખાસ મિત્રાચારી હતી. અને મુંબાઇ આવવાનું ખરું કારણ પણ શરતની શીખવણીજ હતી. શરતને મેં એકવાર અમારે ઘેર જોએલો, પણ મને તેની રીતભાત ગમતી નહીં હોવાથી તેના સામી નજર નહીંજ કરવાનું મેં નક્કી કર્યું હતું. જ્યારે અમે મુંબાઇ આવ્યાં, ત્યારે શરત દિવસમાં એકવાર તો અમારે ત્યાં આવેજ આવે. પણ એ સાથે હોય, એટલે મારે તેમાં વચ્ચે પડવાનું કૈં કારણ નહોતું.

મારા પતિનો નિયમ હતો કે સાંજે સાડા સાતની લોકલમાં ઘેર આવીજ જવું. એક દિવસ હું 'ગુજરાત'ને માટે લેખ લખી રહી હતી, અને સાડા સાત થતાંજ લેખ અધુરો મુકી હું એમને માટે ચહા કરવા સ્ટવ સળગાવવા ગઇ. લોકલ આવી અને ગઇ, બીજી ફાસ્ટ લોકલ ગઇ, ત્રીજી ગઇ. પણ એ આવ્યાજ નહીં. મને ચિંતા થવા લાગી. અમારી પાસે વિપિન કરીને વીસ વર્ષનો છોકરો એનાં માબાપ સાથે રહેતો હતો. તેને મેં સ્ટેશને તપાસ કરવા મોકલ્યો, પણ તેએ થોડી વારે એકલોજ પાછો આવ્યો. સાડા અગીઆરની લોકલ અને ત્યાર પછી સાડા બારની લોકલ એમ બે છેલ્લીજ લોકલો હવે મુંબાઇથી આવવાની બાકી હતી. હજુ તો પોણા અગીઆર થયા હતા, અને સાડા અગીઆર સુધી કેમ રહેવાશે, એ વિચારે હું નિર્બલ બની. વિપિનને મેં વાતો કરી કરીને જગાડ્યો પણ એ બીચારાને બીજે દિવસે શનિવાર હોવાથી વહેલા નીશાળે જવાનું હતું, તેથી તે સાડા દસે જતો રહ્યો. હવે હું મુંઝાવા લાગી. બારણાં બંધ કરીને હું અંદર બેઠી હતી. ત્યાં સવા અગીઆર વાગે એમનાં પગલાં સંભળાયાં. બારણાં ઠોકર્યાં, અને મને ઉઘાડવાને બુમ પાડી. આ વખતે લોકલનો વખત હતો નહીં, અને આટલી બધીવાર કયાં રોકાયા હશે, એ વિચારે મારા મનમાં સ્હેજ ક્રોધ ઉત્પન્ન કર્યો. કૈં પણ બોલ્યા ચાલ્યાં વિના મેં બારણું ઉઘાડ્યું, એટલે જાણે મને વઢવાને ટાંપી રહ્યા હોય, તેમ ઘાંટો કાઢીને મને કહેવા લાગ્યાઃ "કેમ, તેં હજુ ખાધું નથી?" મેં કહ્યુંઃ "તમારા પહેલાં હું કયારે કોઇ દિવસ પણ જમું છું!" "ઠીક, ઠીક. તું તારી મેળે જમી લે. મારે આજે જમવું નથી." આમ કહી લુગડાં ઉતારી એકદમ પથારીમાં પડીને તેમણે નિદ્રાનો આશરો લીધો.

જેના ઘરમાં હંમેશાં મારફાડ થતી હોય, તેને ત્યાં આ બનાવ સહજ લાગે. પણ મારે તો જીવનમાં આવો પહેલોજ પ્રસંગ બન્યો હતો, એટલે મારું તો હૃદય કપાઇ જતું હોય, તેમ મને લાગવા માંડ્યું. મારું માથું પણ ભમવા માંડ્યું. મેં તે રાત્રે ભોજન લીધું નહીં. મારી વિકલતામાં ઉઘાડું રહેલું દુધ પણ બીલાડી પી ગઇ હતી, 'નીરાંત થઇ' એમ કરીને હું પણ પથારીમાં નહીં સુતાં ચટાઇ પાથરી પૃથ્વીની માતાના અંકમાં સુતી.

હાય, હાય! તે રાત્રિના ભયંકર વિચાર તરંગો, અને તે રાત્રિનું ભયંકર સ્વપ્ન મને હજુ પણ સાંભરી આવતાં કંપ થાય છે. હું કોણ માબાપની દીકરી, અને કેવા સિદ્ધાંતોનું સેવન

* વાંચનારને મારો ઇતિહાસ સમજાય માટે, અત્રે બનાવટી નામ મેં મુક્યાં છે.

કરનારી, આમ છતાંએ કેવાની સાથે વ્યવહાર બાંધવાનો મારે પ્રસંગ આવ્યો, મેં કેવી કેળવણી લીધેલી, આ બધાનો વિચાર આવતો; ત્યારે મને મારા સ્વર્ગસ્થ કાકા યાદ આવ્યા, અને એમનું લાડથી બોલાતું વાક્ય "બહેન તું કુંવારી રહેશે? જો તું મારી પાસે રહે ને તો હું તને એવું તો સારુ સારું શીખવીશ કે તને તારા જીવનમાં દુઃખ શું તેજ નહીં સમજાય." વારે વારે સાંભરવા લાગ્યું. ટાઢાં હિમ જેવાં એ વાક્યોનું સત્ય ક્યાંનું ક્યાં ફેંકાઇ ગયું. પણ આ બધા પરિવર્તનનું મુળ શું, એ જાણવા તરફ હવે મારી વૃત્તિ વળી.

બીજે દિવસે સવારમાં શરત આવ્યો, અને તેણે મારા પતિને ઉધતાજ જગાડ્યા. તેણે મને કહ્યું: "ઓહો ભાભી, હજુ તમે ઉઠ્યાં નથી કે? આવાં આળસુ ક્યાંથી થયાં?" આ બદમાસના શબ્દોથી હું કંઇક ચેતી. મને હવે ગઇ કાલની ઘટનાનો ક્રમ સમજાવા માંડ્યો. મેં તેને કશોએ જવાબ ન વાળ્યો. મુંગે મોઢે દાતણ પાણી કરીને ચહા કરી, અને મારા પતિના ટેબલ ઉપર બે પ્યાલા ગોઠવ્યા મેં તો ચહા, તે દિવસે પીધીજ નહોતી, મારું માથું ભમતું હતું. આંખો બળતી હતી, છતાં તે બેની વાતો સાંભળવા આજે હું અધીરી થઇ. કંઇક કંઇક સમજાયું તે ઉપરથી સાર એ નીકળ્યો કે શરત અને એ બે જણા મુંબાઇમાં કાલે ક્યાંક ગયા હોવા જોઇએ. (મારી આ સમજણ ખોટી હોવાનું પછીથી મને જણાયું હતું.) વકીલના ઘરમાં પેન્શનરની બહેનની દીકરી સાથે શરતને આડો સંબંધ હતો, તેમ લોકવાયકા સાંભળેલી. એ છોકરી ચબરાક, અજાણ્યાની સાથે પણ ઓળખીતાની માફક વર્તન રાખનારી, અને હોંશીઆરીનો ફાંકો રાખનારી હતી. તેનું શરીર ઘાટણના જેવું શ્યામ, પણ મોઢું જરા શીક્કાદાર હતું; તે લુગડાં એવી તો મોહક રીતે પહેરતી કે જોનાર પહેલી નજરે તો જરુર અંજાય. તે મુંબાઇમાં કોલેજમાં ભણતી હતી. કોલેજમાં તેના વીશે છોકરાઓ અનેક વાતો કરતા, તેવું મારા પતિ પહેલાં મને કહેતા. શરતે પોતાનો સ્વાર્થ સાધવા મારા પતિને તેના ફાંદામાં નાખવાનો પ્રપંચ રચ્યો. મારા પતિ તે પ્રપંચમાં આબાદ ફસાયા. હવે શરત પોતાનો સ્વાર્થ સાધવા અમારે ઘેર આંટા મારવા લાગ્યો. પણ મારા અંતરમાં મારા કાકાની આપેલી સંસ્કૃતિનું તેજ ઝળકતું હતું. મારા કુળનું–પિતાના કુળનું–અભિમાન મારી નસેનસમાં વ્યાપ્યું હતું. મારી કરડી આંખ, અને ક્રોધિત ભ્રકુટિ જોઇ શરત શેં ખાઇ ગયો, ને બીજી વાર અમારે ત્યાં હું એકલી હોઉં ત્યારે આવવાનુંજ ભુલી ગયો. પણ મારા પતિ કુબ્જાનામાં ફસાયા હતા, તેમને છોડવવાનું કાર્ય વિકટ હતું.

તેમની વૃત્તિ ધીમેધીમે ઘરમાંથી ઉઠવા લાગી. રાત્રે પણ ઘણું ખરું વકીલને ત્યાંજ પડ્યા રહેવા લાગ્યા. રાત્રે અનિયમિત સમયે ઘરમાં આવી, મને ઉજાગરા કરાવવા લાગ્યા. તેમનો ઉદ્દેશ એકજ હતો કે હું કંટાળીને મુંબાઇથી ચાલી જાઉં, અને બંગલામાં તે એકલાજ રહે. જ્યારથી મેં તેમનો એવો ઉદ્દેશ જાણ્યો, ત્યારથી મેં પણ હઠ પકડી કે હું મુંબાઇ છોડીને જાઉંજ નહીં. પણ પુરુષ આગળ સ્ત્રીનું શું ચાલે? બબ્બે ત્રણ ત્રણ દિવસો સુધી ઘેર આવવાનું તેમણે બંધ કર્યું, અને જ્યારે ઘેર આવતા ત્યારે મારી સાથે વઢવાનું બહાનું બહારથી લેતાજ આવતા.

મારો નાનો ભાઇ કોકિલ મારા બનેવી સાથે રહીને કોલેજનો અભ્યાસ કરતો હતો. તેના લગ્નનો પ્રસંગ આવ્યો. મોટી બહેનનો કાગળ આવવાથી હું મારા કાકાને ઘેર ગઇ, કારણ ભાઇનાં લગ્ન અમારા જુના ઘરમાંજ થાય, તેવો મારા બનેવીનો અને મારી મોટી બહેનનો

આગ્રહ હતો. મોટી બ્હેન આગળ મારાથી સહેજે હૃદય ઉઘડી ગયું. હું રડી પડી, ત્યારે બ્હેન ચમક્યાં, ને બોલ્યાં: "નીલુ, નીલુ, આ શું? તું સાચું કહે છે કે શું? તેં મને કેમ કંઈ જણાવ્યું નહીં?" આમ કહી બ્હેને મારા બનેવીને બોલાવ્યા. તેમને મારી બધી વાત કહી. તેમણે ડૉક્ટરને અહીં બોલાવવા પત્ર લખ્યો. તેના જવાબમાં મારા નફ્ટ પતિએ (વાંચનાર, તારી દૃષ્ટિએ હું પાપ કરતી હોઉં તો ક્ષમા આપજે.) લખ્યું કે "—ની સાથે સઘળો વ્યવહાર તોડી નાખ્યો છે. હવે એ મારે ઘેર અહીં આવશે તો એને અપમાન સાથે પાછા જવું પડશે. એની ખર્ચીને માટે હું દર માસે રુપીઆ મોકલતો રહીશ. એ મારા વિના બીજી રીતે સુખી થાય, તેનો મને વાંધો નથી."

આવા ઉત્તરથી મારા બનેવી પણ ઘણા નવાઈ પામ્યા. તેમને પ્રથમ તો એ વહેમ આવ્યો કે મારો કંઈ સંગીન વાંક હોવોજ જોઈએ. પણ મેં તેમને અથથી ઇતિ સુધી બધી વાત કહી, ત્યારે કંઈક શંકા સાથે તેમણે આ વાત માની. પણ તેમની ખરી ખાત્રી તો જ્યારે તે મુંબાઈ કંઈ કામ પ્રસંગે ગયા, ત્યારે મારા પતિનું પ્રત્યક્ષ વર્તન જોતાંજ થઈ. હવે નિરાધાર દશામાં જીવન વીતાવ્યા સીવાય મારે બીજો ઉપાય નહોતો. શું હું રુપીઆની સગી હતી? એમના રુપીઆ સ્વીકારવા કે કેમ તે મને ન સમજાયું. આખરે મારા બનેવીના કહેવાથી મેં રુપીઆ સ્વીકારવાનું ગોઝ ધાર્યું.

મારા પતિને મેં કેટલાએ કાગળો લખ્યા, પણ તે એકનો તેમણે જવાબ આપ્યો નથી. સૌભાગ્યવતી સ્ત્રીને છોકરાં પતિ વગેરે સંભાળવાનાં હોય, એટલે એનો સમય જાય, એ દેખીતું છે. વિધવા સ્ત્રી પણ પતિની હવે આશાજ નથી, એમ માની કોઈ કાળે પણ કોઈ સારા સંગીન કાર્યમાં ગુંથાઈ શકે, પણ મારે તો છાતી ઉપર ધીકતા લાળા પડ્યા હોય, તેવી મારી દશા થઈ છે. પતિને જોઉં છું કે તેમના વીશે જ્યારે કંઈ પણ વાતો સાંભળું છું, ત્યારે મારો જીવ કપાઈ જાય છે. મને કશું સુઝતુંજ નથી. મારા પતિનો એક સગો ભણેલો ગણેલો, સારે હોદ્દે નોકરી કરતો હોવા છતાં પણ તેને મારા પતિનો વાંક વસતો નથી. એટલુંજ નહીં, પણ આ યુવક સ્ત્રી જાતિની સ્વતંત્રતાનો હીમાયતી છે; તેવા વિષય ઉપર મોટા મોટા લેખ લખે છે, છતાં મારા પ્રશ્ન વખતે તે મારી સામે કરડી આંખેજ જુએ છે. આવા કેટલાએ દીલના ચોર લેખકોથી દુનીઆં છેતરાતી હશે! મારી પાસે લેખની માગણી કરનારા તંત્રીઓને મારે જણાવી દેવું પડ્યું છે કે "ભાઈ, મારા રસરાજ રુઠયા છે, અને મારું જીવન નીરસ થતું જાય છે. મારા રસહીન લેખથી તમારા માસિકનાં પાનાં રખેને અભડાવતા!"

અત્યારે હું લુખુ જીવન વીતાવી રહી છું. ભાઈ, તમે મારા ધર્મના ભાઈ છો, ત્યારે આટલું દીલ ખોલીને તમને લખું છું; અને મારો હૃદયનો ભાર હલકો કરું છું. મારી જ્ઞાતિ છડે ચોક મારા પતિનું વર્તન જુએ છે, છતાં તે સંબંધે નિર્વીર્યની માફક તે જોયાંજ કરે છે. અરે! અમારી જ્ઞાતિના સ્ત્રીસન્માન વૃત્તિની લાગણી ધરાવનારા યુવાનો લેખોદ્વારા અને પુસ્તકોદ્વારા ઘણોએ સારો દેખાવ કરી શકે છે, પણ મારા ડૉકટરને તેઓ લેશ પણ કહી શકતા નથી. એટલુંજ નહીં, પણ ડૉકટરના આ કૃત્ય તરફ તેમણે તિરસ્કાર બતાવી પોતાની મંડળીમાંથી તેમનો બહિષ્કાર કર્યો હોય, એમ પણ તેમણે કર્યું નથી. વાંચનાર, મારા અનુભવથી કહું છું તે ચોક્કસ માનજે કે લેખો લખનારાનો મોટો ભાગ અંતરમાં જુદીજ વૃત્તિ-

વાળો હોય છે. માટેજ આપણું સાહિત્ય ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું નથી. જે સાહિત્યમાં આત્મા રેડવામાં આવે, તેજ સાહિત્ય વિકાસ પામે છે.

બસ, મારી કથની હવે હું પુરી કરું છું. મુનશીના જીવન ઉલ્લાસની વાતો મારા જેવી અબળાઓ કેમ પચાવી શકે? એટલો પ્રશ્ન એમને પુછવાનું મને ઘણીવાર મન થાય છે. પુરૂષોએ સ્ત્રીઓને જીવનના ઉલ્લાસ માણવાની તક કોઇ વખતે પણ આપી છે? સૌભાગ્યવતીને કુટુંબજાળમાં ગુંથાવાનું રહે. વિધવાઓ અને મારા જેવીઓને હમેશના ધીકતા અંગારા છાતીએ બાંધી ફરવાનું રહે, ત્યાં જીવન ઉલ્લાસની ટાઢક અમને કેમ અસર કરે?

---

## ગુજરાત—એક મહાવૃક્ષ



[અનુસંધાન પૃષ્ઠ ૫૯૬ થી]

—ને પછી આવે છે નર્મદ—નવા યુગના સંદેશ સમી જ્યોતિ ધરીને. તે નિર્બલ છે; ધનહીન છે; અસ્વસ્થ છે. પણ તેની આંખમાં પ્રેરણા છે; તેના અંતરમાં નવું ચેતન છે. તેની વાણીમાં વીરનો વિજયઘોષ છે. ગુજરાતને ફરી સરજવાની તેને હોંસ છે. પેટે પાટા બાંધી સાદિલ ને જીવનમાં નવો યુગ સ્થાપવાનાં સ્વપ્નાં રચતો તે દુધ ને પૌંઆ આરોગવાની તૈયારી કરી રહ્યો છે; અને તેના ઉછળતા અંતરમાંથી નીકળતો લાવા ચારે તરફ પ્રસરે છે—વિનાશ કરે છે—સર્જાવે છે ને સર્જનકાર્યની સેનાને પ્રેરે છે...

—ને જમશેદજી નસરવાનજી ટાટા ગુજરાતી સાહસના અર્વાચીન અવતાર ચારે તરફ નવો ઉદ્યોગ, ને નવા પ્રયોગો આરંભતા. તેનું હૃદય ચિંતાતુર છે. હીંદનું દારિદ્રય જોઇ તે દુઃખી છે. તે ફેડવાની પ્રતિજ્ઞા લઇ તે બેઠા છે; અને તે પ્રતિજ્ઞા પાર ઉતારવા ગુજરાતની વેપારવૃત્તિ કેળવવા તે મથે છે. પણિઓ ને વણિકોના ઉત્સાહનો તે વારસ સમુદ્રોને શેરીઓ સમાન સરલ કરી રહ્યો છે......

—ને ફીરોજશાહ મહેતા!—ગુજરાતમાં વ્યવસ્થિત સ્વાતંત્ર્ય યુદ્ધના આદ્યનાયક—કોંગ્રેસ, કોરપોરેશન, ને યુનીવર્સીટીના ત્રિભુવનને ધારનાર; ગુજરાતી વ્યવહારિકતા ને જાહેર જીવનમાં ઉતારી અર્વાચીન પ્રગતિને સાધવા તત્પર થએલા આ નિર્ભય વીરને અદ્વિતીય મુત્સદ્દી ને પડકાર કરતા હું જોઉં છું....

—ને મહાત્માજી!—કોઇ પ્રાચીન ભગવાન અર્વાચીન સૃષ્ટિમાં ભુલા પડ્યા હોય એવા મહાન ને અપૂર્વ મોહનદાસ ગાંધી! હેમચંદ્રસુરિના વૈરાગ્યને હરિશ્ચંદ્રના સત્ય સાથે સંમિશ્રિત કરી;—દાદાભાઇની એકનિષ્ઠ સેવાવૃત્તિમાં દયાનંદની ઝનુની દેશદાઝ મેળવી;—નરસિંહના વૈષ્ણવનો આદર્શ સેવી ને સ્વામીનારાયણને અધમોદ્ધારણ પ્રવૃત્તિમાં ઝંપલા કરી—આ નરોત્તમે તો માનવતા કેટલી ઉચ્ચ ભૂમિકાએ પહોંચી શકે છે તેની કલ્પના કરવાની શક્તિ પણ આપણામાં રાખી નહીં. વાક્‌પટુતામાં, ત્યાગમાં, દેશભક્તિમાં, સમભાવમાં. મુત્સદ્દીપણામાં ને સત્યપ્રિયતામાં, એક અને અતુલ એવા ગુજરાતના આ અગ્રગણ્ય જ્યોતિર્ધરને અર્વાચીન યુગની દશ દિશા ઉજાળતા હું જોઉં છું. બારડોલીમાં બેઠા બેઠા, રાષ્ટ્રીય બળવો કરવાના સંકલ્પ કરતા તે મને દેખાયાજ કરે છે. ચ્યવનથી નર્મદ સુધીનાં તેજ એના તેજમાં મળી ભાવિનું ક્ષિતિજ આલ્હાદક પ્રકાશે દીપાવે છે.

...અને આ જ્યોતિઓની પરંપરા ચાલી જાય છે—એકબીજાના તેજમાં વૃદ્ધિ કરતી—અનુપમ પ્રકાશે દિશાઓને નવરાવતી—નવા ચેતને અનુગામીઓની દીપિકાઓ પ્રગટાવતી. અને આ જ્યોતિઓની જ્વાલમાંથી જેમ તેમ કરતાં આંચ ભેગી કરી મારા બુઝાતા દીપકને બળતો રાખવાનો પ્રયત્ન કરતો હું—સવિતા નારાયણને અર્ધ્ય આપતા કોઇ નિર્જીવ બ્રાહ્મણની માફક—તેના તેજની ભવ્યતાથી અંજાઇ જઇ પ્રાર્થું છું કે 'ઓ જ્યોતિર્ધરો ! મારો પ્રગતિ પંથ ઉજાળો ને ગુજરાતને તમારી જ્યોતિના જ્વલંત ચેતનથી નવે અવતારે આણો !'

[આ રસિક લેખમાળાનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

## આઠમી સાહિત્ય પરિષદના પ્રમુખ

[અનુસંધાન પૃષ્ઠ ૬૬૧ થી]

નિરર્થક અને નડતરરુપ થઇ પડેલા છે તે નિર્મૂલ કરવાને સખ્ત ઉપાય લેવાની જરુર તેમણે જોઇ; પણ તે કાર્ય ઉપદેશ કે ઠરાવથી ઝટ થઇ શકે તેમ નથી. તે માટે પ્રાચીન સમયથી ચાલતું આવ્યું છે તેમ Satire-કટાક્ષમય-લખાણ એજ ઉત્તમ શસ્ત્ર છે અને આપણી ખાત્રી થઇ છે કે "ભદ્રંભદ્રે" ધાર્યું કાર્ય સિદ્ધ કર્યું છે. સને. ૧૯૦૦ માં તે પ્રસિદ્ધ થયું ત્યારે સમાજમાં સહેજ ખળભળાટ થયો હતો; પણ હવે સૌ કોઇ તે પુસ્તકની યથાર્થતા અને ઉપયોગિતા જોઇ શકયું છે. પણ તે સાથે એટલું કહેવું પડશે કે ગુજરાતી સાહિત્યમાં એવું બીજું એકે પુસ્તક હાસ્યરસ અને કટાક્ષમય સાહિત્યનું આપણને મળ્યુ નથી. ડીકન્સના 'પીક વીક' પેઠે 'ભદ્રંભદ્ર' પણ આપણા જીવનમાં એક જીવંત પાત્ર થઇ પડયું છે, એ કર્તા માટે ઓછું માનાસ્પદ નથી.

તે પછી લાંબે ગાળે છેક સને. ૧૯૧૯ માં આપણને રમણભાઇ પાસેથી "રાઇનો પર્વત' એ નામનું એક બીજું નાટક મળ્યું. આપણે અહીં સ્વતંત્ર નાટકનાં પુસ્તકો ગણત્રીબંધ છે, છતાં જે છે તેમાં 'રાઇનો પર્વત' બહુ ઉંચી કોટિનું ગણાયું છે અને અન્ય ભાષાના ઉંચી પ્રતિના નાટ્ય સાહિત્ય સાથે તે હરીફાઇમાં ઉભું રહી શકે એટલું ઉત્તમ છે.

દરમીઆન રા. જીવનલાલ અમરશી મહેતા-એ તેમની જ્ઞાનવર્ધક ગ્રંથમાળામાં તેમના હાસ્ય-રસના લેખોનો સંગ્રહ "હાસ્ય મંદિર" એ નામથી બહાર પાડ્યો. હાસ્યરસ જમાવવામાં તેઓ કેટલા કુશળ છે અને કેવા સફળ નીવડ્યા છે તે પ્રસ્તુત પુસ્તકના વાચક સારી રીતે જોઇ શકશે. તેમાં હાસ્યરસ વીશેનો સ્વતંત્ર લેખ તો તે વીશેના ગુજરાતી સાહિત્યમાં અપૂર્વજ લેખાય. સૌ. વિદ્યાગૌરીના હાસ્યરસ-મય લેખોનો એ ગ્રંથમાં સમાવેશ થએલો છે.



સન. ૧૯૦૪ માં અમદાવાદમાં "ગુજરાત સાહિત્ય સભા" પ્રથમ સ્થાપવામાં આવી. રા. બા. રમણભાઇને તેના પ્રમુખ નીમવામાં આવ્યા; તેમનો એ સંબંધ હજુ ચાલુ છે. સન. ૧૯૦૫ માં પહેલી સાહિત્ય પરિષદ મળી ત્યારે સત્કાર કમીટીના અધ્યક્ષ તરીકે એક વિચાર-પૂર્ણ ભાષણ તેમણે આપ્યું હતું. બીજી સાહિત્ય પરિષદમાં "અલંકાર શાસ્ત્ર" વીશે, ત્રીજી સાહિત્ય પરિષદમાં "ગુજરાતી ભાષાના આરંભ" વીશે, ચોથી સાહિત્ય પરિષદમાં "ગુજરાતી ભાષાના બંધારણ" વીશે; પાંચમીમાં લેખ મોકલી શકેલા નહીં પણ મોઢે ચર્ચા કરેલી. ત્યારે છઠ્ઠી પરિષદમાં બે નિબંધો, "ગુજરાતી અને મારવાડી ભાષાનું સગપણ" અને (૨) જીપ્સી અને ગુજરાતી ભાષાઓમાં-ના સામાન્ય અંશ' વીશે લેખો લખેલા, તે ઉપરાંત સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે એક વિદ્વત્તાપૂર્ણ ભાષણ પણ આપ્યું હતું. સાતમી પરિષદમાં તેમણે 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં-ના અંશ વિવેચન' વીશે ચર્ચા કરી હતી. આ પ્રમાણે પરિષદની બની શકે તેટલી સાહિત્ય સેવા કરવાનું તેઓ ચુકયા નથી; અને પરિષદના એક તંત્રી તરીકે પણ તેને સ્થાયી અને વ્યવહારુ સ્વરૂપ આપવાને હમેશ પ્રયત્નશીલ રહ્યા છે.

ગુજરાતી સાહિત્ય, સાહિત્ય સભા અને સાહિત્ય પરિષદ, એ સર્વ સાથે આપણે ઉપર જોયું કે તેમનો સંબંધ બહુ નિકટ અને ગાઢ છે અને તે પાછળ તેઓ પોતાનો કેટલો સમય વ્યતીત કરે છે, તે પાછળ જે શ્રમ

ઉઠાવે છે, તેનો પુરતો ખ્યાલ તેમની સાથે કાર્ય કરનારાઓનેજ આવી શકે એમ છે.

૪

રા. સા. મહીપતરામના સમયથી રા. બા. રમણભાઇનું કુટુંબ એક સુધારક કુટુંબ તરીકે પ્રસિદ્ધ છે. રા. સા. મહીપતરામે માત્ર પરદેશ ગમનનું બીડું ઝડપીને સંતોષ માનેલો નહીં પણ આપણા સમાજમાં સુધારાનું કાર્ય આગળ વધારવાને અથાગ શ્રમ લીધેલો અને અહીં સંતોષપૂર્વક નોંધવું જોઇએ કે રા. બા. રમણભાઇએ એ કાર્ય ચાલુ રાખી, તેનો વેગ વધારવામાં શરૂઆતથી અગ્રેસર ભાગ લીધો છે.

"ગુજરાત સંસાર સુધારા મંડળ"ના તેઓ પ્રમુખ છે; ગુજરાતમાં એવું એકે પુનર્લગ્ન નહીં હોય કે જે તેમની મદદ વિના થયું હોય. "મહીપતરામ અનાથાશ્રમ" "બહેરા મુંગાની શાળા," "પ્રાર્થના સમાજ," "રેડ-ક્રોસ," "મદ્યપાન નિષેધક મંડળ," "નર્સીંગ એસોસીએશન," "મેડીકલ રીલીફ ફંડ," વગેરે વગેરે મંડળો જે સમાજસેવા અર્થે સ્થપાએલાં છે, તેના તેઓ મુખ્ય ચાલક અને જવાબદાર કાર્યવાહક બનતા રહ્યા છે.

તેમનો સુધારો બહુ વ્યાપક, ભ્રાતૃભાવ, સમાનતા અને વ્યક્તિ સ્વાતંત્ર્યના સિદ્ધાંતો પર બંધાએલો છે. "પ્રબોધ જ્યુબીલી" પ્રસંગે આપેલું 'સુધારાની પદ્ધતિઓ' વીશેનું ભાષણ તેમજ નડીઆદમા ભરાએલી "ગુજરાત સમાજ સુધારા પરિષદ"ના પ્રમુખ સ્થાનેથી આપેલું વ્યાખ્યાન, (સુધારાના ભાવનારૂપ સિદ્ધાંતો વીશેનું) એ બંને આપણને વિચાર અને વિવરણ શૈલીમાં સ્વ. રાનાડેના વાર્ષિક પ્રસ્તાવિક ભાષણોનું સ્મરણ કરાવે છે અને તે મુળ સિદ્ધાંતો ચર્ચતા હોવાથી તેની અસર કાયમ રહેવાની.

ખરી રીતે રા. બા. રમણભાઇએ સુધારાને જીવી જાણ્યો છે. સુધારાના સિદ્ધાંતોનો તેમણે માત્ર ઉપદેશ કર્યો નથી પણ તેને આચરણમાં ઉતારવા સતત પ્રયત્ન કરેલો છે; તદનુસાર પોતાનું કૌટુંબિક હિત ઘડયું છે. નહીં તો લગ્ન પછી હીંદુ સંસારમાં સ્ત્રી–પત્ની, બારે વર્ષે ગ્રેજ્યુએટ થાય એ સંભવેજ કેમ? જાતે ગ્રેજ્યુએટ થાય અને પોતાની પાછળ સ્ત્રી ગ્રેજ્યુએટોની ટુકડી ઉભી કરે એ શું ઓછું આશ્ચર્યજનક છે!

એ પ્રેમાળ જોડુ આપણાં સામાજિક કાર્યોમાં રસપૂર્વક આગળ પડતો ભાગ લે છે, અને સમાજે પ્રસંગોપાત કોન્ફરન્સ કે મેળાવડાઓમાં તેમને પ્રમુખપદે નીમી તેમનાં મહત્તા અને યોગ્યતા સ્વીકાર્યાં છે.

થોડાજ વખત પર સૌ. વિદ્યાગૌરીને નામદાર સરકારે "કૈસરે હીંદ"નો રુપાનો ચાંદ બક્ષ્યો તે પ્રસંગે તેમને અભિનંદન આપવાને જે જાહેર મેળાવડો અમદાવાદમાં થયો હતો, તેમાં જુદા જુદા અને ભિન્ન ભિન્ન કોમના વક્તાઓએ તેમની પ્રશંસામાં જે ઉદ્ગાર કાઢયા હતા તે તેમના પ્રત્યેની જનતાની માન અને આભારની લાગણી અને લોકપ્રીતિ દર્શાવવાને પુરતા હતા.

ખાસ કરીને એઓએ એમના લગ્ન દિવસનો પચીસમો સૌભાગ્ય ઉત્સવ જાહેર રીતે ઉજવ્યો હતો. તે પ્રસંગે પ્રીન્સીપાલ આનંદશંકરે "વસન્ત"માં તે બનાવની નોંધ લેતાં જે વિચાર દર્શાવ્યા હતા તે અત્રે ઉતારવા ઠીક થઇ પડશે:—

"બંને દંપતી, સર્વ વાતે સુખી છે. એક હૃદય સાથે, બંનેએ ઉત્તમ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરી છે, અને એ કેળવણીને શોભા આપે એવો ઉત્તમ ગૃહસ્થાશ્રમ તેઓ

ચલાવે છે. રા. રમણભાઇએ સાક્ષરતા ઉપરાંત લોકસેવાના જીવનથી રાજદરબારમાં માન અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે. સૌ. વિદ્યા, ગંભીર વિદ્યાનો આનંદ લેવા ઉપરાંત, છોકરાં ઉછેરવાં અને એમને સારી કેળવણી આપવી–એ ગૃહણીનો પ્રથમ અને પરમ ધર્મ બહુ સારી રીતે બજાવે છે, અને ગુજરાતમાં સ્ત્રી કેળવણીની ઉત્તમ ભાવના પોતાના દૃષ્ટાંતથી લોક આગળ સતત ઉપસ્થિત કરે છે."

(વસંત; વર્ષ ૧૩, અંક ૩ જો, પૃષ્ઠ. ૧૩૮.)

૫

રા. બા. રમણભાઇનાં સાર્વજનિક કાર્યોમાં અમદાવાદ મ્યુનીસીપાલીટી અને "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" એ મુખ્ય છે. સને. ૧૮૯૮ થી તેઓ અમદાવાદ મ્યુનીસીપાલીટીના સભાસદ છે; તેના ચેરમેન તથા ઉપ-પ્રમુખ તરીકે પણ તેમણે કેટલોક સમય કામ કરેલું; અને છેલ્લું બોર્ડ આવતા પૂર્વે તેઓ તેના પ્રમુખ ઘણા વર્ષોથી હતા. મ્યુનીસીપાલીટીના એકેએક ખાતાથી તેઓ સારી રીતે માહીતગાર છે અને એવું કોઇ મ્યુનીસીપાલ વહીવટનું કાર્ય નહીં હોય કે જે એમની નજર બહાર હોય. એ કાર્યમાં તેમનો પુષ્કળ સમય જતો છતાં અન્ય રોકાણોને ગૌણ રાખીને, કર્તવ્ય બુદ્ધિથી તેમાં તે પ્રવૃત્ત રહેતા. તેથી મ્યુનીસીપલ બોર્ડનો તેઓ સંપૂર્ણ વિશ્વાસ સંપાદન કરી શક્યા છે અને અત્યારે પણ દરેક મહત્વના, અને મુદ્દાના કાર્યમાં તેમની સલાહ અને સુચના પ્રથમ લેવામાં આવે છે.

સોસાઇટીની વ્યવસ્થાપક સભાના સભાસદ જ્યારથી તેઓ જાહેર જીવનમાં જોડાયા ત્યારથી સન. ૧૮૯૫ થી–છે અને સન: ૧૯૧૨ માં રા. બા. લાલશંકર માંદા પડ્યા ત્યારથી તો તેઓ ઑનરરી સેક્રેટરી છે. સોસાયટીના કાર્યમાં એમની ઝીણવટ અને નજર બહુ ઉંડી ઉતરેલી છે પણ એ પ્રકરણ કોઇ અન્ય પ્રસંગે ચર્ચીશું. આ સીવાય તેઓ હીમાભાઇ ઇન્સ્ટીટયુટ, આપારાવ લાઇબ્રેરી અને લીબરલ લીગની અમદાવાદ શાખાના પ્રમુખ છે; ભોળાનાથ સારાભાઇ લેડીઝ ઇન્સ્ટીટયુટ, લાલશંકર કેળવણી ફંડ, અને મુગા પ્રાણી પ્રતિ ક્રૂરતા અટકાવનાર મંડળીના ઑનરરી સેક્રેટરી છે; અને એવી બીજી અનેક જાહેર સંસ્થાઓ સાથે એક વા અન્ય રીતે જોડાએલા છે, જેમાં તેમની હાજરી અને સલાહ મદદગાર થઇ પડે છે.

એમનાં આ સાર્વજનિક કામોની કદર કરી નામદાર સરકારે સન. ૧૯૧૧ માં કોરોનેશન પ્રસંગે રા. બા. નો ઇલ્કાબ બક્ષ્યો હતો. તે વખતે એક નોંધવા જેવો બનાવ એ બન્યો હતો કે અમદાવાદના છાપખાનાવાળાઓ અને પત્રોએ તેમને એક માનપત્ર આપ્યું હતું. એવી સુંદર કદર સૌ. વિદ્યાગૌરીને એમ. બી. ઇ;નો ઇલ્કાબ, અને "કૈસરે હીંદ"ના ચાંદ મળ્યા ત્યારે સમાજ તરફથી કરવામાં આવી હતી. એ બધું આપણા સમાજ જીવનમાં આગેવાન તરીકે જે ઉંચું સ્થાન એ બંનેએ પ્રાપ્ત કર્યું છે અને લોકોનો વિશ્વાસ અને ચાહ સંપાદન કર્યો છે તેના સૂચક ચિહ્નરૂપ કહી શકાય.

૬

પોતાની કૃતિઓ કરતાં મનુષ્ય હંમેશ મહાન છે તેમ આ સર્વ કાર્ય–પ્રવૃત્તિની પાછળ રહેલી વ્યક્તિનો–તેમના આત્માનો પરિચય કરવો, તેમના નિકટ સમાગમમાં આવવું એ પણ આપણે માટે ઇચ્છવા યોગ્ય અને શ્રેયસ્કર પ્રસંગ છે. રા. બા. રમણભાઇને મળવું એટલે સૌજન્યનો પ્રત્યક્ષ પરિચય થવો.

" ડૉક્ટરે પણ અમને આ છળમાં મદદ કરી અને તે પુરુષને બીલકુલ વહેમ નહીં પડયો. પણ ગમે તે કારણને લઇને હોય પણ જે દિવસથી તે સ્ત્રી મૃત્યુ પામી તે દિવસથી પેલા પુરુષની તબીઅત પણ લથડવા માંડી. અમારા ગામડાના લોક એમ માને છે કે જ્યાં શબ હોય ત્યાંની હવા કમકમાવનારી ઠંડી થઇ જાય છે. આ વિચાર એક પ્રકારનો વહેમજ છે છતાં મારાથી તેનો ત્યાગ કરાતો નથી. મને એમજ લાગ્યું કે પેલી સ્ત્રીના શબની આસપાસની ઠંડી હવા ધીમેધીમે પેલા પુરુષ કને જતી જાય છે અને તેના હૃદયને પોતાના સ્પર્શથી ઠંડુ કરતી જાય છે.

" મૃત્યુ પેલા પુરુષને લેવા બારણા પાસેજ ઉભું હતું અને અમે ક્ષણભર પણ અસાવધ રહીએ; અમે એક પણ નજીવી ભુલ કરીએ તો તેનો લાભ લઇને તે અંદર આવીને પોતાના ભક્ષને લઇ લેશે એમ અમને લાગ્યું. આથી હું ચોવીસે કલાક પેલા પુરુષ પાસે બેસી રહેતી. ન છુટકે કોઇ કોઇ વાર હું એની સ્ત્રીના ઓરડામાં જતી અને ત્યાં એ સ્ત્રીના શબ આગળ બેઠેલી એની બહેનની સાથે પેલો પુરુષ સાંભળે તેમ સ્ત્રીના નામથી કૈંક વાતચીત કરતી અને તેના જવાબ પેલી મોટી બહેન દાંત પીસી રાખીને પણ આપતી. પણ જ્યારે આખરે અમને એમજ થતું કે હવે તો અમારાથી ભયાનક ચીસ પાડી દેવાશે ત્યારે અમે બંને નીચે ઉતરી પડતાં અને ત્યાં એકેકને ભેટીને અમે છાતીફાટ રડી પડતાં. ધીમેધીમે બંને દીવાનાં થતાં જતાં હતાં એમ અમને જણાતું હતું.

" આની ભયંકર સ્વપ્નવત જીંદગીના ત્રીજે દિવસે મારાથી એક ભુલ થઇ ગઇ જેનું પરિણામ તે ને તેજ વખત બાકુ બુરું આવત પણ સુભાગ્યે તેમ થયું નહીં આ બનાવ ત્રીજે દિવસેજ બન્યો હતો એમ અમને પાછળથી જણાયું; તે વખતે તો એ ત્રીજે વર્ષે બન્યો હોય એમ અમને જણાતું હતું. મોટી બહેન નીચે ગઇ હતી અને હું એકલી પેલી સ્ત્રીના શબ આગળ ઉભી હતી. થોડી વાર પછી હું પેલા પુરુષના બીછાના આગળ ગઇ. પેલા પુરુષે મને પોતાની પત્નીની તબીઅતના સમાચાર પુછ્યા. મેં મારા ધ્યાનમાં ને ધ્યાનમાં જવાબ દઇ દીધો કે એ તો વાંચે છે. આ ઉપરથી તરત પેલા પુરુષે ધાંટો પાડયો. ઉત્તરમાં જવાબમાં શાંતિ મળી. શાંતિ એટલે નિ:શબ્દતા કે અવાજની ગેરહાજરી નહીં પણ અવાજનું કાર્ય કરી શકે એવી અને અવાજથી વધુ તીવ્ર અસર કરી શકે તેવી ભયભીત શાંતિ મળી. આ કદાચ તમે નહીં સમજી શકો. જે મનુષ્યો મારી માફક મૃત્યુ પામેલાં સાથે એકાંતમાં રહ્યાં હોય તેજ આ શાંતિ કયા પ્રકારની હશે તે સમજી શકે.

"હું આથી એકદમ ગભરાઇ ગઇ અને પેલા ઓરડામાં દોડી. પાછાં આવીને મેં હસવા નો યત્ન કરતાં કહ્યું કે એ તો ઉંઘી ગઇ છે. પેલો પુરુષ કૈં બોલ્યો નહીં પણ મારી સામે કૈંક ન સમજી શકાય તેવા વિકારથી જોઇ રહ્યો. થોડી વારમાં તે પુરુષ ઘેનમાં ઉંઘી ગયો. હું એના અને એની સ્ત્રીના ઓરડાની વચ્ચેના બારણાને કુંચીથી બંધ કરીને આ વાત નીચે એની બહેન-ને કહેવા ગઇ. હવે શાં પગલાં લેવાં તે અમને સમજાયું નહીં. સહેજ શક્તિ એનામાં આવે તો તો એ પુરુષને આ વાત કરી શકાય પણ તેની આવી સ્થિતિમાં કૈં કહેવું એ તો તેનું ખુન કરવા બરાબરજ છે એમ અમે ધાર્યું.

" અમે અકેકના મોં સામે જોઇને આ કોયડો ઉકેલવા મથ્યાં. અમે એમજ ઉભાં હતાં. એટલામાં વિધિએજ એ કોયડો ઉકેલ્યો.

"એક ચાકરડી હતી તે બહાર ગઇ હતી અને આખા ઘરમાં ગાઢ શાંતિ હતી. મોટી બહેનના ગજવામાં ઘડીઆળ ટીક, ટીક, કરતી હતી તે અવાજ પણ સ્પષ્ટ સંભળાતો હતો એટલી શાંતિ પ્રસરી રહી હતી. એટલામાં એ ગાઢ શાંતિમાં એક અવાજ સંભળાયો. તે મનુષ્યની ચીસ ન હતી. તે કોઇ પણ મનુષ્યના મુખમાંથી નીકળેલ અવાજ ન હતો. મનુષ્યોનાં દરેક જાતનાં દુ:ખના અવાજ, ચીસ અને બુમ મેં સાંભળ્યાં છે. હવે એ પ્રકારના અવાજથી મને જરા પણ અસર થતી નથી એટલા બધા જુદી જુદી જાતનાં અને જુદા જુદા પ્રસંગના મનુષ્યોના અવાજ મેં સાંભળ્યા છે. પણ આ અવાજ કોઇપણ કમનસીબ મનુષ્યને કાને ફરીથી નહીં પડો એવી હું પ્રભુ પાસે પ્રાર્થના કરું છું. એ હૃદયભેદક અવાજ બીજું કૈં નહીં પણ આત્માનું ડુસકું હતું. આત્માની કારમી ચીસ હતી. પ્રભુ! હજી એ અવાજની સ્મૃતિ મારા હૃદયમાં ખડી કરું છું ત્યારે મને આંખે અંધારાં આવે છે. પણ કેમ નહીં આવે? એ અવાજ નહતો—એ આત્માનું ડુસકું હતું—આત્માની કારમી ચીસ હતી. અમારાં હૃદય ભેદી ચીસ—અમારા કાળજાં કાપતું એ ડુસકું ઘરના એક છેડાથી બીજા છેડા સુધી જઇને ધીમે ધીમે વીરમી ગયું. અમે બંને નિ:સ્તબ્ધ ઉભાં રહ્યાં.

"થોડીવાર પછી અમે બંને ઉપર ગયાં. પેલા પુરુષે ફરેરામાં થઇને પોતાની પત્નીના ઓરડામાં પ્રવેશ કર્યો હતો. પુરુષના એક હાથમાં પત્નીના શબ ઉપર ઓઢાડેલી ચાદર પકડાઈ હતી. બીજો હાથ પત્નીના ગળાં ઉપર હતો. તેનું મોં સ્ત્રીના મુખ આગળ હતું."

આ વાત કહી રહી પછી અલ્પ સમય, સંસારનાં અનેક સુખ જોઇને રીઢી બનેલ આ નર્સ પણ શાંત થઈ ગઈ અને તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં હોય એમ મને લાગ્યું.

"ત્યારે તમારી અનુભવકથા લખવી જોઇએ" મેં નર્સને કહ્યું.

"આહ! જગતમાં મેં જેટલું જોયું છે તેટલું તમે જોયું હોત તો આવી દીલગીરીભરી વાતો લખવાનું તમે મને કહેતજ નહીં" નર્સ વિચારમાં ડુબતી બોલી.

## નવું સાહિત્ય



[અનુસંધાન પૃષ્ઠ ૬૬૨ થી]

સંઘની પ્રતિષ્ઠા જળવાઇ રહેવા સાથે સંઘની અંદરની વ્યવસ્થા બરોબર ચાલ્યા કરે તથા ધાર્મિક સંઘ સમાજ ઉપર અતિ બોજારૂપ ન થઇ પડે એ લક્ષ્ય સ્પષ્ટ દેખાય છે પણ નિયમોને ધાર્મિકરૂપ આપ્યું છે. પાપ અને પ્રાયશ્ચિતમાં બે અઢી હજાર વર્ષથી આપણો સમાજ ગુંચવાઇ ગયો છે તે હજી વીસમીસદીમાંએ નીકળતો નથી.

ત્રીજા ભાગમાં આપેલાં મહા શ્રાવકોનાં અતિ ટુંકાં અને સાદાં-રંગ રોગાન વગરનાં ચરિત્રો ઘણાં બોધક છે અને એ વખતનાં સંસ્કારી માણસોની ભાવનાઓનું આબેહુબ ચિત્ર ખડું કરે છે. જૈન અને બૌદ્ધ ચરિત્ર કથાઓમાં બ્રહ્મચર્ય ગૃહ ત્યાગ, ઉદારતા, સત્યનિષ્ઠા, સંયમ વગેરે ઉંચી ભાવનાઓનાં ચિત્રો જોવામાં આવે છે તે બીજા સાહિત્યમાં ભાગ્યેજ દેખાય છે. એક ક્ષણમાં ઘર ત્યજીને નીકળી પડતાં, સંસારમાં રહીને પણ યાવજ્જીવિત બ્રહ્મચર્ય પાળનારા, સંયમનિષ્ઠ છતાં ઉત્સાહી અને આનંદી માણસોને આ કથાઓમાં જોઇને એ વખતનો હીંદુ સમાજ આજના હીંદુ સમાજથી કેટલો જુદો હતો એ સ્પષ્ટ દેખાય છે. જો કે આવી કથાઓમાં દેખાતુ જીવન કેવળ એકજ બાજુનું છે છતા એ જીવન ભરેલું તેજસ્વી દેખાય છે. અત્યારના આપણા ધાર્મિક જીવનમાં જે નિર્માલ્યતા અને જડતા જોવામાં આવે છે તેને સ્થાને આ પ્રાચીન જીવનમાં ચેતના જોવામાં આવે છે. અને એ જોવા માટે આ ચરિત્રો વાંચવાનીજ અમે વાચકોને ભલામણ કરીએ છીએ. દાખલા તરીકે મહા કાશ્યપનું ચરિત્ર (જુઓ—પા. ૧૯૦) ભગવાન બુદ્ધના સમયમાં મગધ દેશના મહાતીર્થ નામના ગામમાં એક અત્યંત શ્રીમંત કુટુંબમાં મહાકાશ્યપનો જન્મ થયો હતો. એનું નાનપણનું નામ પિપ્ફલિ હતું. એ મોટો થયો ત્યારે પરણવા માટે એની માએ એની પાછળ તગાદો ચલાવ્યો. આજીવન બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય અને માતૃપ્રેમ એ બેની વચ્ચે બીચારો મુંઝાયો. એણે બહાનાંઓ શોધ્યાં, પણ તેમાં સફળતા ન મળી અને તેણે નહીં ધારેલી એવી સુંદર છોકરી મળી આવી અને પરસ્પર કુટુંબોમાં પત્રવ્યવહાર થઇ વિવાહ નકકી થઇ ગયો. કાશ્યપની ઉંમર વીસ વર્ષની અને એની ભાવિપત્ની ભદ્રાની સોળ વર્ષની હતી. વિવાહ નક્કી થયાની વાત જાણવામાં આવી કે તરતજ એ બંનેએ એક બીજાને એવા આશયના કાગળ લખી મોકલ્યા કે સંસારમાં રહેવાની મારી ઇચ્છા નથી. તેથી લગ્ન પાશમાં બંધાવાથી નકામો ત્રાસ થશે. આ બંને કાગળો એના માબાપોના હાથમાં આવ્યા અને તેઓએ વાંચીને ફાડી નાખ્યા. અને બંનેનાં લગ્ન થઇ ગયાં. એ વખતના રીવાજ પ્રમાણે રાત્રે બંનેને શયનગૃહમાં અને એકજ પલંગ પર સુવું પડતું; પરંતુ બંનેની વચમાં બે ફુલના હાર મુકી ભદ્રા કાશ્યપને કહેતી "જેના તરફનો હાર સુકાઇ જાય તેના મનમાં કામ વિકાર ઉત્પન્ન થયો છે એમ સમજવું" મહાકાશ્યપનાં માબાપ જીવતાં હતાં ત્યાં સુધી બહારથી ગૃહસ્થ રહીને પણ અંદરથી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળીને બંને રહ્યાં. માબાપ મરણ પામ્યાં ત્યારે તેણે ભદ્રાને કહ્યું "તેં પોતાને ઘેરથી આણેલું દ્રવ્ય તથા આ ઘરમા જે છે તે બધું દ્રવ્ય આજથી તારું જ છે."

ભદ્રા—પણ આપ કયાં જાઓ છો?

કાશ્યપ—હું હવે પ્રવ્રજ્યા લેવાનો છું.

ભદ્રા—આપનો આ વિચાર મને પણ પસંદ છે.

હું આપની પાછળ આવું છું.

મહાકાશ્યપ પરિવ્રાજકના વેષમાં ઘરમાંથી બહાર પડયો. ભદ્રા પણ એની પાછળ પાછળ પરિવ્રાજિકા થઈ નીકળી પડી. પ્રવ્રજ્યા લીધા પછી પણ આ બંનેનો ઘરસંબંધ તુટયો નથી એમ લોકોને ન લાગવું જોઇએ માટે બંને રસ્તામાંથી જુદાં પડી ગયાં અને જુદેજુદે વખતે ભગવાન બુદ્ધનાં શિષ્ય થયાં. થેરીગાથામાં આ ભદ્રાની ચાર ગાથાઓ છે તેમાંની છેલ્લી નીચે પ્રમાણે છેઃ—

दिस्वा आदीनवं लोके उभो पब्बजिता मयं।
त्यम्ह खीणासवादन्ता सीति भूतम्ह निब्बुता॥

અર્થ—આ સંસારમાં દોષ માલુમ પડવાથી અમે બંનેએ પ્રવ્રાજ્યા લીધી. હવે અમારી વાસનાઓનો ક્ષય થયો છે. અમે દાની થયાં છીએ. શાંત થયાં છીએ, અને નિર્વાણને પ્રાપ્ત થયાં છીએ.

આ મહાકાશ્યપ અને ભદ્રાની રીતે અનેક સ્ત્રી પુરુષો બ્રહ્મચર્ય પાળીને સાથે રહેતાં અને ઠીક પડે ત્યાગ કરીને ચાલી નીકળતાં; તથા પોતાને રુચે એ ધર્મોપદેશકોનો ઉપદેશ સાંભળી એના સંઘમાં દાખલ થઇ દેશમાં પરિવ્રજ્યા કરવા નીકળી પડતાં. ભગવાન બુદ્ધના બે પ્રખ્યાત શિષ્યો સારિપુત્ત અને મોગ્ગલાન બાલ્યાવસ્થામાં પેરથી રાજગૃહમાં ડુંગર ઉપરની જાત્રામાં નાચ તમાસો જોવા ગયા હતા. સાંજ પૂર્વના પુણ્ય પ્રભાવથી એમના મનમાં એકાએક એવો વિચાર આવ્યો કે "સો વરસ પછી આમાંથી એક પણ પ્રાણી બાકી રહેશે નહીં" અને ત્યાંથીજ બંને મિત્રો ચાલી નીકળ્યા. કેવો તીવ્ર સંવેગ! કોઇ કોઇ કથા એ વખતના રીવાજ ઉપર પણ નવોજ પ્રકાશ નાખે છે. ઉગ્રગૃહપતિ વૈશાલિના ચરિત્રમાં કહ્યું છે કે (જુઓ પા. ૨૮૯) આ ઉગ્રગૃહપતિ વૈશાલિ પોતામાં રહેલા આઠ ગુણો ગણાવતાં કહે છે કે "મારી ચાર * કૌમારિક સ્ત્રીઓ હતી એમની પાસે જઇ મેં કહ્યું: "બહેનો, મેં બ્રહ્મચર્ય સહિત પાંચશિક્ષાપદોનો સંગ્રહ કર્યો છે. તેથી તમારામાંથી જેની ઇચ્છા હોય તે પીયર જાય, અને જેની પુનર્વિવાહ કરવાની ઇચ્છા હોય તે પોતાને ક્યો પતિ ગમે છે, તે મને કહે. ત્યારે જે મારી સૌથી મોટી ભાર્યા હતી તેણે કહ્યું મને અમુક માણસ સાથે પરણાવો. હું એ ગ્રહસ્થને બોલાવી લાવ્યો અને ડાબા હાથમાં સ્ત્રી તથા જમણા હાથમાં ઝારી લઇ, સ્ત્રી એને સ્વાધીન કરી, એના હાથ પર પાણી મુકયું. આવે પ્રસંગે મારા મનમાં જરાએ વિકાર ઉત્પન્ન ન થયો. એ મારામાં ત્રીજો ઉત્તમ ગુણ છે."

આ કથાઓમાં દેખાતું વાતાવરણ આધુનિક વાતાવરણથી જુદુંજ છે અને એ કાળનાં ઉંચા કુટુંબનાં બ્રાહ્મણ બાળકો છોકરાઓ અને છોકરીઓ તથા રાજકુમારો અને રાજકુમારીઓ પણ આવી રીતે વર્તતાં એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

છેવટમાં એટલું કહેવું જોઇએ કે પાલી ગ્રંથોનાં પોતાનાં વચનોને અને તેટલું વળગી રહીને છતાં સ્વતંત્ર ગોઠવણથી આવી મનોરંજક રીતે બૌદ્ધ સંઘનો પરિચય શ્રી. ધર્માનંદ કોસમ્બી સીવાય બીજું કોણ આપી શકે? વળી દંતકથાથી મુળ પ્રાચીનતર અને પ્રામાણિક હકીકતોને તારવવાનો પણ કેવો સફળ પ્રયાસ કર્યો છે?

* કૌમારિક એટલે પ્રથમ લગ્નની પુનર્વિવાહની નહીં.

## મારી હકીકત

[ અનુસંધાન પૃષ્ઠ ૬૧૮ થી ]

અધરણીનો, મારી માના મુઆનો ને મારી વહુના મુઆનો તમામ ખરચ પોતે કીધો. એ મુઆ તારે રૂ. ૫૦૦૦) ની ૪ ટકાની પ્રામીસરી નોટ, રૂ. ૧૦૦૦) નું ઘરેણું, બે ગાળાનું એક ઘર જેને બંધાવતાં રૂ. ૧૨૦૦ ને સમરાવતાં ૬૦૦, એમ રૂ. ૧૮૦૦ ને ભાંયના રૂ. ૨૦૦) ગણીએ મળીને રૂ. ૨૦૦૦) અને ૫૦૦) નો બીજો સામાન એટલો વારસો મારે સારૂ મુકયો હતો.

મારી મા **નવદુર્ગા** જેને સહુ **ન્હાની** કહેતા અથવા સાસરેથી **રૂકમણીવહુ** તે સંવત ૧૮૭૫ના આસો મહિનામાં જન્મીને ૧૯૦૭ના કારતક વદ ૪ થે તેત્રિસ વરસની ઉમરે મરી ગઈ. એ, ઘરકામમાં કુશળ, સુઘડ, ઉદ્યોગી, કરકસર સમજનારી ને સંતોષી હતી. એને લખતાં વાંચતાં ભરતાં સીવતાં ને ગીત ગાતાં સારૂં આવડતું. સ્વભાવ ગરીબ અને મળતાવડો હતો. પણ મને ધાકમાં બહુ રાખતી. એને પોતાનાં ગરીબ સગાંની બહુ દાઝ હતી ને વેળાએ વેળાએ તેઓને લુગડાં વગેરે આપી મદદ કરતી. એ એકલી પડતી ત્યારે પોતાના મરી ગએલાં વ્હાલાંને સંભારી રડતી એને પુજા પાઠનું બહુ ગમતું હતું–કોઇ માગનારને ભીખ આપ્યા વના પાછું કહાડતી નહીં. એક વખત એક ધુતારો બાવો મારા બાપ લખતા હતા ત્યાં આવીને બોલ્યો કે તપખીર સુંઘાડ.–મારા બાપે સુંઘાડી–ને સુંઘાડી એટલે બાવાએ મ્હોંડામાંથી ફુક્કા કહાડ્યા (સહુ કહેતા કે આંતરડાંના ગુંછળાં), ચોખા લઇને પાણી કહાડયું–એ જોઇને મારા બાપ ભોળવાઇ ગયા ને ઘરમાં કહ્યું કે એને એક ધોતીઊં ને અંગરખો આપો. મારી મા જે રસોઇમાં હતી તેણે બ્હાર આવી પેલા બાવાને ધમકાવીને કહાડી મુકયો. મારા બાપ ભોળવાય તેવા તો ન્હોતા પણ એક તીહાડેજ કોણ જાણે શું થઇ ગયું ? એ વાત મને હજી સાંભરે છે! અરે મંદવાડમાં જારે તે મને બોલાવતી ને પોતાનાં દુખતાં પેટ ઉપર મારૂં મોટપણનું શરમાતું માથું મુકાવતી ને પછી પ્રેમથી–છેલ્લા પ્રેમથી (ફરી દહાડા આવ્યા નહિ) ધીમાં આંસુ પાડતી એ ચિત્ર હું નથી ભુલનો જો ! એ પ્રમાણે મારાં માબાપ સંબંધી થોડી ઘણી હકીકત છે–ખરેખર મારાં ગરીબ પણ કુલીન માબાપના સદ્‌ગુણો વિષે હું જેટલું બોલું તેટલું થોડું છે ને બોલું તે પણ લોકમાં બડાઇ કહેવાય. પણ આ પ્રસંગે હું મારાં અંતઃકરણથી ઇચ્છું છુ કે જેટલો હું તેઓથી સંતોષ પામ્યો છું તેટલો સંતોષ બીજાં છોકરાંઓ પણ પોતાના માબાપથી પામે.

[ આ રસિક આત્મકથાનો વધુ ભાગ આવતા અંકમાં ]

## નોંધઃ—

સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડના એક શેરહોલ્ડર શ્રીમાન શેઠ નરોત્તમદાસ ભાણજીના સ્વર્ગવાસની અમે સખેદ નોંધ લઇએ છીએ. અને તેમના કુટુંબીઓને માથે આવી પડેલી આપત્તિમાં સહાનુભૂતિ દર્શાવીએ છીએ.

સદ્‌ગત એક આબરૂદાર વેપારી હતા અને સાહિત્ય રસિક હતા. અને તેઓ હમેશ યથાશક્તિ સાહિત્ય વિષયક પ્રવૃત્તિઓને આર્થિક સહાયથી પોષતા ને ઉત્સાહ પ્રેરતા હતા. સદ્‌ગતના આત્માને અમે શાંતિ ઇચ્છીએ છીએ !

—ઉપતંત્રી.

# રક્ષા

[અનુસંધાન પૃષ્ઠ ૬૨૨ થી]

પ્રદ્યુમ્ન

ત્યારે શું એ ખરું નથી ?

નટવર

તદ્દન ખોટું છે. તું, હું તો શું પણ મીલનો મજબુત કામદાર શરીર કસે છે તે કરતાં એ વધારે જહેમત કરે છે. એ ઘોડે બેસે છે, ટેનીસ રમે છે, ઘંટી ફેરવે છે; દસ વીસ માઇલ ચાલી શકે છે અને મીલના સાંચા ફેરવવા હોય તો તેમાં પણ ના તો નજ કહે. તું શું વાત કરે છે ? એક દહાડો અહીંથી ચારેક માઇલ દૂર એમનો વગીચો છે ત્યાં એ ગયાં હતાં. રાતે આઠ વાગે એમને ટેલીફોન મળ્યો કે મીલના મકાનનો એક ભાગ સળગી ગયો છે. તેં એ ગામ જવાનો રસ્તો જોયો હોય તો દિવસે જવાની તું ના પાડે. એવું વેરાન છે કે ભરી બપોરે બીક લાગે. પણ એ તો તરત ઘોડેસ્વાર થઇ નીકળ્યાં ને અમારા ઇજનેર સાહેબ અહીંજ હતા પણ એ આવે તે પહેલાં એ આવી પહોંચ્યાં. હું તો મારા સારા નસીબે દસ મીનીટ પહેલાં જઇ પહોંચ્યો હતો.

પ્રદ્યુમ્ન

પછી ?

નટવર

પછી શું ? તમને લાગે કે હમણાંજ ઘરમાંથી નીકળ્યાં હોય એટલી સ્વસ્થતા.

પ્રદ્યુમ્ન

એટલે થાક પણ નહોતો ચઢયો ?

નટવર

થાક ? અરે ભલા માણસ, ઘોડાને છુટો મુકી દઇ એ તો બીમ ને સાંચા ગબડતા હતા ત્યાં ઉભાં ઉભાં કૈં પથ્થરોને ખસેડે; ઘડીમાં બંબાવાળાઓને હુકમો આપે તો ઘડીમાં સળગતી મીનારત ઉપર ઉભાં રહી દોરડાંઓ ભેરવે. મેં તો ત્યારેજ જોયું કે પ્રચંડ શક્તિ એટલે શું ! ખરેખર પ્રદ્યુમ્ન, સ્ત્રી કોઇ અદ્ભુત જીવ છે. પ્રસંગ મળે તો એ વિધાત્રીને પણ હરાવે. આપણે લોક આપણી સ્ત્રીઓને જાણતા નથી ને એને અનુકુળ પ્રસંગ આપતા નથી.

મંદાકિની

પ્રસંગ આપો તો પુરુષને શરમાવાનું થાયને ?

નટવર

પ્રદ્યુમ્ન, આગના ભડકા રાતના અંધારામાં ફુંકાતા હતા ત્યારેજ મેં તો કુમળી ગણાતી એક સ્ત્રી શું કરી શકે છે એ જોયું. અદ્ભુત વિશ્વમાયાનો અવતાર.

પ્રદ્યુમ્ન

તું એકાદ વાર્તા લખી કાઢ, નટવર. આ બધું વાર્તાને શોભે એવું છે.

નટવર

એવુંજ છે. તું માનીશ ? મેં ત્રો બેચારજ લાકડાં ગબડાવ્યાં હતાં પણ ત્રણ દિવસ ટરપીન્ટાઇન ઘસાવવું પડયું ને એ ભેરવી જાણે ગુલાબનાં ફુલોની ગાદીમાંથી ઉઠી હોય તેમ બીજે દહાડે હસતી રમતી ફરતી હતી.

પ્રદ્યુમ્ન

આવી મજબુત સ્ત્રીને હું તો ન પરણું. તેં ભાભી, તમારી સ્ત્રીઓમાં તો એ મોટી પડછંગ પુરુષ જેવી લાગતી હશે. નહીં ?

મંદાકિની

પ્રદ્યુમ્નભાઇ તમે એમને જોયાં નથી એટલે આમ કહો છો બાકી જુઓ તો...

પ્રદ્યુમ્ન

જોઉં તો શું ?

[ મંદાકિની જવાબ નથી આપતી ]

નટવર

જો પ્રદ્યુમ્ન, આ વાતમાં હું કૈં મશ્કરી ી કરતો. એની વાતચીત, અને રીતભાત, કમેક માટે સ્વાર્થત્યાગ કરવાની વૃત્તિ—અરે કહે છે તેમ પ્રાણ પાથરવા સુધીની તૈઆરી બધાં પ્રેમનાં લક્ષણ છે ખરું ને?

પ્રદ્યુમ્ન

હા.

નટવર

ત્યારે આ બાઇ એના પાળેલા સીતારામ લાડાથી માંડી, હરિયોડો, એના નોકરો, એની મીલનો મેનેજર અને એના પતિ બધા ડે એ પ્રમાણે વર્તે છે. તારી વ્યાખ્યા પ્રમાણે એ બધા ઉપર એને પ્રેમ હોવો જોઇએ

પ્રદ્યુમ્ન

પણ પ્રેમ પ્રેમમાં ફરક હોયને?

નટવર

જો, એક વાત કહું. એક દહાડો હું અને દાકિની એમને મળવા ગયાં હતાં. એ અંદરના રડામાં હતાં. અમે જતાં હતાં એટલામાં ટલે કોઇ કારકુન મળ્યો તે હું વાતે રોકાયો ટલે મંદાકિની આગળ ગઇ, પણ એ તો ત પાછી આવી દૂર ઉભી રહી. કારકુનને ાવી મેં પુછ્યું: "કેમ?" ત્યારે એણે કહ્યું અંદર હમણાં નહીં જવાય." પછીથી રેથી ઉમેર્યું: "અંદર શેઠ શેઠાણી એકલાં ાં છે."

અમે અર્ધો કલાક બહાર બેસી રહ્યાં. ટલામાં શેઠ તો બહારથી આવ્યા. એણે મારી સામે જોયું ને મેં એની સામે જોયું. અમને ભય લાગ્યો કે અંદર કોઇ બીજો પુરુષ હશે

પ્રદ્યુમ્ન

પછી?

નટવર

પછી શું? શેઠની પાછળ પાછળ અમે ગયાં ત્યારે એણે કહ્યું: "તમે આટલા મોડા કેમ આવ્યા? આ મેનાબહેન બે કલાકથી બેસી બેસી થાકી ગયાં."

પ્રદ્યુમ્ન

પણ...

નટવર

ના, ભાઇ ના, પણ કૈં નહીં. પછી અમને મેનાએ કહ્યું કે એ તો સીતારામ બીલાડા જોડે રમતી હતી. સાળો, નસીબદાર, બીલાડો.

મંદાકિની

ચાલો, હવે આપણે આની આ વાત ક્યાં લગી કર્યા કરીશું? પ્રદ્યુમ્નભાઇ બીચારા થાકીને આવ્યા હશે.

મંદાકિની ઉભી થાય છે પ્રદ્યુમ્ન છબી જોતો બેસી રહે છે.

નટવર

કેમ અલ્યા, હજી તારી મૂર્છા નથી ઉતરી! પણ ચાલ, હવે જરા તું આરામ લે.

પ્રદ્યુમ્ન ઉત્તર નથી આપતો. મંદાકિની અને નટવર બહાર જાય છે.

પ્રદ્યુમ્ન

[સ્વગત] રક્ષા—તું?

જાણે ભૂતદર્શન જોતો હોય તેમ જોઈ રહે છે.

[ પડદો પડે છે. ]

---

## પ્રવેશ બીજો

બપોર. નટવર મીલની ઓફીસમાં કામ કરતો ા છે; એટલામાં સીપાઈ આવે છે અને એક કાર્ડ પે છે. નટવર તે લે છે અને વાંચે છે.

નટવર

સ્વગત] પ્રદ્યુમ્ન! અહીં શા માટે આવ્યો? [સીપાઇને] જા, મોકલ.

[સીપાઈ જાય છે; અને પ્રદ્યુમ્ન દાખલ થાય છે.]

કેમ, અલ્યા, તું ક્યાંથી?

[પ્રદ્યુમ્ન બેસે છે નટવર જરા અસ્વસ્થ થાય છે.]

પ્રદ્યુમ્ન

મારે એને નજરે જોવી છે.

નટવર

પણ ભલા માણસ, મને પુછવું તો હતું. કોઇ પણ માણસ અહીં વગર કામે આવી એમના માણસોનો વખત બગાડે એ એમને જરા નથી ગમતું.

પ્રદ્યુમ્ન

હા, મને ખબર છે; ભાભીએ મને કહ્યું હતું પણ મારાથી ન રહેવાયું એટલે આવ્યો.

નટવર

પણ એમને જોવાના તો બીજા ઘણા પ્રસંગો મળશે; હાથે કરી મારી રેવડી દાણેદાણ શા માટે કરે છે? તને ખબર નથી. અહીંઆં તો મીનીટોનો હીસાબ રખાય છે.

પ્રદ્યુમ્ન

એ હશે પણ હું શું કરું?

નટવર

પણ ત્યારે તારે ચીઠ્ઠી લખવી હતી તો મુલાકાત આપતે. ગામનો ધોબી પણ એમ એમુને મળી શકે છે.

પ્રદ્યુમ્ન

ના, પણ મારે એને જણાવવુંજ નથી કે હું અહીં છું.

નટવર

તે શું તું એમ માને છે કે તું અહીં છે એમ ખબર પડે તો તને લઇ જાય, એમ? તું હજી એમને ઓળખતો નથી; પ્રદ્યુમ્ન [એથી ધારે] હવે ઇંદુભાઇની રક્ષા નથી; હવે તો લાખ્ખોપતિ રક્ષાસુંદરી છે, શું?

પ્રદ્યુમ્ન

નટવર, મારે તારી જોડે ચર્ચા નથી કરવી. જો, એ ન જાણે તેમ મારે એને જોવી છે; અને તારે બતાવવી પડશે.

નટવર

અરે, પણ એમને ખબર પડે તો મારું શું તેનું તેં કૈં વીચાર્યું કે નહીં? આપણે તો નિર્દોષ રમત કરતા હોઇએ પણ એ તો કૈં કૈં આરોપ મુકે ને મારે તો મોં બતાવવું પણ ભારે પડે.

પ્રદ્યુમ્ન

પણ, નટવર, એને એની ખબર પડશેજ નહીં.

નટવર

અરે, પણ ધાર કે ખબર પડી તો શું? પછી મારું શું?

પ્રદ્યુમ્ન

ખબર પડી તો તને કૈં નહીં થાય, જા.

નટવર

વાહ, જાણે મોગલ શહેનશાહે સહીસીક્કો આપ્યો. "જા, કોઇ નહીં પુછે." ભલા માણસ, તારે આ બધી પારકી પંચાતમાં પડવાનું શું કામ?

પ્રદ્યુમ્ન

નટવર, મારામાં વિશ્વાસ નથી, તને કૈંજ નહીં થાય. અને પહેલું તો મારેજ એને જણાવવું નથી. ચાલ, હવે મને લઇ જા, જોઉં. એ ક્યાં હશે?

નટવર

ના, હું લઇ તો ક્યાંય જવાનો નથી. તારું નસીબ હશે તો અહીં આવી ચઢશે.

પ્રદ્યુમ્ન

પણ મારે નસીબ નથી અજમાવવું. મારા નસીબમાં મને હવે શ્રદ્ધાજ નથી. અહીં એ કોઇવાર આવે છે ખરી?

નટવર

એનું કૈં કહેવાય નહીં; પણ હું તો એટલુંજ કહી શકું. આ માઇલો સુધીની જમીનમાં એણે આ પાસેની ત્રણ-ચાર ફુટની નાની ઓરડી મને આપી છે એટલી ખાનગી છે. બાકી બધે એ જાય છે. તું ત્યાં બેસજે. ને પડદો વાળી જરા જોઇ લેજે; પણ ભાઇસાહેબ, ઇશ્વર ખાતર વધારે લાભ ના કરીશ. નહીં તો મારું આવી બન્યું જાણજે, હાં.

પ્રદ્યુમ્ન

વારુ, વારુ, નટવર તું ચિંતા ન કરીશ. પણ દોસ્ત. તું કૈં એવી યુક્તિ કરની કે અહીં એને આવવુંજ પડે.

નટવર

સ્વાર્થને આંખ કયે દહાડે હોય છે? ભલા આદમી, અહીં એ કયારે આવે છે એ ખબર છે? જ્યારે મને કૈં ઠપકો આપવો હોય ત્યારે.

પ્રદ્યુમ્ન

ત્યારે આટલી બધી ધમાલ શાનો કરતો હતો. ત્યારે તો કદાચ પંદર દિવસ સુધી પણ એ અહીં નહીં આવે.

નટવર

ના, ભાઇ, ના. દહાડામાં બે વાર નહીં આવે એમ કોણે કહ્યું?

એટલામાં બહાર પગરવ વધે છે ને લોકો ઉતાવળે આમતેમ દોડી જતાં હોય એવું લાગે છે.

ચાલ, ચાલ, તું અંદર જતો રહે. એજ આવ્યાં. ને એઇ, મહેરબાની ખાતર યાદ રાખજે હં, પણ ચાલ ઝટ કર.

પ્રદ્યુમ્ન પડદાવાળી ઓરડીમાં જાય છે ને નટવર પડદો સમો કરી આવી ખુરશી પર બેસે છે. જરા વારે રક્ષા પ્રવેશ કરે છે. એના હાથમાં થોડાક કાગળો છે. નટવર ઉભો થઇ સલામ કરે છે.

રક્ષા

બેસો. [બેઉ બેસે છે.] તમે શેઠ પાસે હવે નથી જતા એ મને ઘણું ગમ્યું. રોજના સાત કલાક લેખે તમને મહીને દિવસે સાતસો રુપીઆ મળે છે. એટલે તમે શેઠ જોડે રોજના ત્રણ કલાક નકામી વાતમાં બગાડો તો વેપારમાં મહીને ત્રણસો રુપીઆનું નુકશાન થાય. તમારે એ ૧૮૯ કલાકની મીનીટે મીનીટ કૈં ને કૈં રૂપમાં ભરપાઇ કરી આપવી જોઇએ.

નટવર

હા, જી. એમ કરવા હું પ્રયત્ન કરીશ.

રક્ષા

તો હું ઘણી રાજી થઇશ. પણ દરમ્યાનમાં તો મારે તમને થોડાક ઠપકો પણ આપવો પડશે. [એક કાગળ લઇ] હું માનું છું કે આ ચેક પર સહી તમે કરી છે.

નટવર

શેઠના કહેવાથી......

રક્ષા

હા, મને ખબર છે. એ નાણાં બદલ આપણે ત્યાં માલ જમે આવ્યો નથી. અને બીજા વેપારીઓના કરતાં આના ભાવ વધારે છે છતાં એને શા મેળે ઓર્ડર મળ્યો છે તે સમજાતું નથી. શેઠ જો મનોરભાઇને મદદ કરવા માંગતા હતા તો ખાનગી ખરચમાંથી શેઠ પાસે તમારે એ અપાવવી જોઇતી હતી. તમે આ ભુલ કરી છે. આમ ને આમ તો વેપારમાં કશુંજ રળતર થાય નહીં. અને કદાચ તમને ખબર નહીં હોય પણ એથી તમે બધાએ સરકારનો પણ ગુન્હો કર્યો છે.

નટવર

સરકારનો?

રક્ષા

હા, કારણ આથી આપણને વીસ હજાર રુપીઆ નફો ન થયો; એટલે એટલા પ્રમાણમાં સરકારને ઇન્કમ ટેક્ષ પણ ઓછો મળશે: જો દરેક વાતમાં આવું થાય તો સરકાર તો એક પૈ પણ પામી શકેજ નહીં; અને બધાજ સરકારને સહેલથી છેતરી જાય.

નટવર

હા, એ વાત મારી ધ્યાન બહારજ ગઇ.

રક્ષા

તો હવે સરત રાખજો. વારુ, આજે કૈં સહીના કાગળો છે?

નટવર ઉભો થાય છે; અને થોડાક કાગળો રક્ષાની સામે મુકે છે. રક્ષા તે પર સહી કરવા માંડે છે. એટલામાં નટવરની નજર સામેની ઓરડી તરફ જાય

છે. ત્યાં પ્રદ્યુમ્ન લગભગ બહાર ઉભેલો હોય છે. નટવર-ના કપાળ ઉપર કરચલી પડે છે. પ્રદ્યુમ્ન તરફ તે ડોળા કાઢી રહે છે. રક્ષા સહી કરતી અટકી જાય છે અને એક કાગળ નટવરને બતાવવા જાય છે ત્યાં નટવરને ડોળા કાઢતો અને પડદાવાળી ઓરડી તરફ નજર કરતો જુએ છે; અને રક્ષાની નજર તે તરફ જાય છે. તેના હાથમાંથી પેન પડી જાય છે; ને કાગળ ઉપર ડાઘો પડે છે. અર્ધક્ષણ તે પ્રદ્યુમ્નને જોઈ રહે છે. પણ જરાકવારમાં તે નજર ફેરવી લે છે. કાગળ પર પડેલો ડાઘ તે જુએ છે ને તે ઢાંકી દે છે.

રક્ષા

આ શાનો કાગળ છે?

નટવર

એ, એ...એ તો......

રક્ષા

શું છે? તમારા શરીરે ઠીક નથી લાગતું. ચાલો, કાલે મોકલાશે.

રક્ષા ઉઠે છે; અને કાગળો લઇ સ્વસ્થ પગલે બહાર જાય છે. પ્રદ્યુમ્ન બહાર આવે છે.

નટવર

બેવકૂફ, શા માટે તું બહાર નીકળ્યો? હવે પતી રહ્યું.

પ્રદ્યુમ્ન

પણ તેં મારા ભણી એમ શા માટે જોયું? તેથીજ પકડાઇ ગયા. નહીં તો એને ખબર પડતજ નહીં.

નટવર ખુરસીમાં બેસી પડે છે.]

નટવર

પણ હવે મારું શું થશે?

પ્રદ્યુમ્ન

નટવર, નટવર, તું જરા ગભરાઇશ નહીં. હું હમણાંજ એની પાસે જાઉં છું.

નટવર

ના, ના, એવું કૈં ન કરીશ. તું શું, ઇશ્વર જાય તોપણ એ તો જે કરવાનાં હશે તેજ કરશે.

પ્રદ્યુમ્ન

પણ તેં ન જોયું કે એની પેન પડી ગઇ.

નટવર

હા, અસ્થા, અને ટપાલ કાલે મોકલીશું એમ કોઇ દહાડો નથી કહ્યું. એનું શું કારણ?

સીપાઈ અંદર આવે છે ને નટવરને એક કાગળ આપે છે. નટવર તે લઈ વાંચે છે.

અસ્થા, આનો શો અર્થ?

પ્રદ્યુમ્ન

કેમ શું છે?

નટવર

મને મોટી મીલના મેનેજરની જગો આપે છે.

પ્રદ્યુમ્ન

એમાં અર્થ શો? તું નાહક ચિંતા ન કરે એટલા માટે જણાવે છે કે એ ગુસ્સે નથી થઇ. આખરે ઇંદુભાઇની રક્ષા છે.

નટવર

એમ લાગે છે ખરું, પણ ત્યારે, પ્રદ્યુમ્ન, આ બધું શું છે?

પ્રદ્યુમ્ન

નટવર, મારી જોડે વાતમાં વખત ના ગુમાવ. ૧૮૯ કલાકની અકેક મીનીટ ભરપાઇ કરી આપ. હું જાઉં છું. સાંજે મળીશું.

જાય છે.

નટવર

આ પ્રદ્યુમ્ન પાસે પણ કૈં ઇલ્મ લાગે છે ખરો. એ શું હશે? [વિચાર કરી] ના, ના.. એવું તો ન હોય. કોણ જાણે શું હશે!

[પડદો પડે છે.].

[આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં.]

## સ્વપ્નદ્રષ્ટા

[અનુસંધાન પૃષ્ઠ ૬૮૪ થી]

કોમીલામાં હીંદુ મુસલીમ તોફાનો થયાં; મારામારી થઈ; થોડુંક લોહી રેડાયું. સમીરમાં સમરાંગણનો ધ્વનિ ગાજવા લાગ્યો. અને સુદર્શનનાં નસકોરાં યુદ્ધતત્પરતાના ગર્વથી ફાટવા લાગ્યાં.

પંજાબમાંથી પણ રણશીંગાનો અવાજ આવ્યો. લાહોરમાં 'પંજાબી' પત્રના તંત્રીને રાજદ્રોહ માટે શિક્ષા થઈ. કેદમાં જતા તંત્રીને લોકોએ વધાવ્યા. સ્વાતંત્ર્ય માટે સઘળું સહેવું—એ માત્ર ટેવ થઈ રહી.

રાવલપીંડીમાં સરદાર અજીતસિંહ ને લાલા લજપતરાય ગાજ્યા. પંજાબ એટલે શીખ;—શીખ એટલે સેના; સેના એટલે યુદ્ધ; યુદ્ધ એટલે વિજય; હવે શું રહ્યું ?

લોકોએ સત્તા સામે બંડ કર્યું: દેવળનું ફર્નીચર તોડ્યું; દેશમાં અફવા ઉડી કે ૧૦ મી મે એટલે સત્તાવાન બળવાની સંવત્સરી. તે દહાડે જરુર સ્વાતંત્ર્ય યુદ્ધ થશે. બાળહૃદયો આશા ઘેલાં બન્યાં.

૬ ઠી મેએ નીશાળીઆઓને રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેતા સરકારે અટકાવ્યા. "સરકાર ખાંડ ખાય છે" ધનીએ કહ્યું.

૯ મી મેએ લાલા લજપતરાય ને સરદાર અજીતસિંહને ડીપોર્ટ (દરીઆપાર) કર્યા. હવે શુ બાકી ?

૧૧ મી મેએ બંગાળ ને પંજાબમાં જાહેર સભાનો હક નિયંત્રિત થયો. હરકત નહીં; જાહેર નહીં તો ખાનગી રીતે—એક થએલું હીંદ કૈં જુદું રહેવાનું છે ?

સપ્ટેંબરમાં બિપિનચંદ્ર પાલ પકડાયા. ત્રીસ કરોડ જ્યાં જેલમાં જવા તૈયાર છે ત્યાં કેટલાને પકડશે ?" મીસ વકીલે સૂત્ર ઉચ્ચાર્યું.

સપ્ટેંબરમાં મહાયોગી મનાતા અરવિંદ ઘોષ પર ચલાવેલા કેસમાં તે છુટી ગયા. સ્વાતંત્ર્યનો સૂર્ય તપતો હતો તેની કોણ ના પાડી શકે ?

કેર હાર્ડી ને નેવીન્સન વીલાયતથી હીંદની અશાંતિ તપાસવા આવ્યા. ઇંગ્લાંડ પણ ધ્રુજવા માંડ્યું તેની કોણ ના કહી શકે ?

૧ લી નવેંબરે રાજદ્રોહી સભા અટકાવવાનો કાયદો પસાર થયો. ડા. રાશબિહારી ઘોષને ગોખલેએ ભાષણોમાં ઘણો ક્રોધ દાખવ્યો. ભાષણ કર્યે સ્વાતંત્ર્ય મળવાનું છે ?

મોર્લી સાહેબ પુસ્તકોમાં સ્વાતંત્ર્યના શોખી હતા; પ્રધાન થતાં કહેવા લાગ્યા કે 'કેનેડાનું સ્વરાજ્ય હીંદમાં શોભે નહીં; કેનેડાનો ફર કોટ દખ્ખણમાં સુખપ્રદ કેમ થાય ?' વિપ્લવવાદીઓ મવાલપક્ષની મજાક કરવા લાગ્યા: "મોર્લીનો અભિપ્રાય. પછી અંગ્રેજો પાસે મળશે શું ?"

આમ રોજ રોજ કૈં નવું થતું; ને તે બધા પર 'વંદેમાતરમ્' એ રાષ્ટ્રીયતાને પ્રોત્સાહે એવા સજીવન મંત્રો ઉચ્ચારવા માંડ્યા. કર્મ-યોગ—અશાંતિ—સ્વદેશી-બોયકોટ-વિનાશ—વિપ્લવ; અને તેને અંતે સ્વાતંત્ર્ય ! શી ભવ્ય પરંપરા !

સુદર્શન ને અંબેલાલની ઘેલછા વધવા લાગી. ધનીની આંખોનાં તેજ વધુ ને વધુ નાચવા લાગ્યાં. મીસ વકીલના હોઠ ઝનુનમાં વધારે બીડાવા લાગ્યા.

### ૫

અંતરના આવા તોફાનમાં એક દિવસે સુદર્શનને પ્રોફેસર કાપડીઆને મળવાનું મન થઈ આવ્યું. તે દિવસે જગમોહનલાલને ત્યાં બે કલાક તેની જોડે વાત કરી ત્યારથી સુદર્શનને તેને મળવા-નું મન હતું. ત્યારેજ તેને લાગ્યું હતું કે વેદીઆ જેવા લાગતા કાપડીઆની વાતમાં ઉંડા વિચાર ને અગાધ વાંચન રહેલાં હતાં; અને રખેને પોતાની

તૈયારીમાં કંઈ ખામી રહી જાય એવી બીકે તેણે કાપડીઆના જ્ઞાનનો ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો.

એક દહાડો સાંજના તેણે પ્રોફેસરનું બારણું ઠોક્યું; અને તેજ હાથી સમુ કપાળ, સુકલકડી શરીર, ને ટુંકા પંચીઆમાં શોભતા કાપડીઆએ બારણું ઉઘાડ્યું.

"સાહેબ ! આવું ?" નમ્રતાથી સુદર્શને પુછ્યું.

"શું કામ છે ?" તેને બરોબર નહીં ઓળખતાં પ્રોફેસરે વચ્ચે ઉભા રહી પુછ્યું.

"આપે મને નહીં ઓળખ્યો ? નામદાર જગમોહનલાલને ત્યાં ગયા નવેંબરમાં આપણે મળ્યા હતા."

"હા–હા–" પ્રોફેસરે માથું ખંજવાળી કહ્યું.

"આપને ફુરસદ હોય તો એ વાત પુછવી છે."

'અંદર આવ. ફરીથી તું મળ્યોજ નહીં."

"જગમોહનલાલ મોટા માણસ છે. એને ત્યાં મારા જેવાનું સ્થાન નહીં."

"તું તો વિપ્લવવાદી હતો નહીં ? હા, હા, હા. તેને શોભે એવો જવાબ છે" કહી પ્રોફેસરે સુદર્શનને અંદર બોલાવ્યો ને બારણું દીધું. સુદર્શન પળવાર ચોપડીઓથી ખડકેલો ખંડ જોઈ દિંગ થઈ ગયો. આટલું બધું કોઈ વાંચી શકે એ તેના ખ્યાલમાં નહોતું. તેણે માનભેર પ્રોફેસર તરફ જોયું.

"આપનો વખત તો નથી લેતો ?" સુદર્શને ક્ષોભથી પુછ્યું.

"શું વાત કરવા તું આવ્યો છે તેના પર તેનો આધાર છે." કહી એક ખુરશી ખાલી કરી આપી પ્રોફેસરે તેને બેસવા સુચવ્યું.

સુદર્શનને જરા ક્ષોભ થયો. આ નાનકડી, નિર્બલ મૂર્તિના કદરુપા કપાળ પર શોભતું બુદ્ધિનું તેજ, ને સરસ્વતીના મંદિર સમા આ ખંડે તેને જરાવાર ગભરાવ્યો. પણ તેની 'મા'ની આજ્ઞા તેને યાદ આવી. તેના પ્રતાપી શબ્દોના સ્મરણમાં પ્રગટેલી પ્રેરણાનું તેને જોમ મળ્યું.

"પ્રોફેસર સાહેબ ! આપે તે દહાડે કહ્યું હતું કે હીંદીઓ વિપ્લવવાદી થઈ શકે નહીં એ તમારા સિદ્ધાંત વીશે પુછવા આવ્યો હતો."

"હા, હા, તારા સિદ્ધાંતોમાં ભુલ પડી. કેમ ?" કહી કાપડીઆએ તપકીરનો સપાટો લગાવ્યો.

"તમારો સિદ્ધાંત મને ખોટો લાગે છે" સુદર્શને કહ્યું.

"લાગે છે. ને પાંચ વર્ષ સુધી લાગશે, સમજ્યો ?"

"૧૭૮૯ પહેલાં કોઈ ફ્રાંસમાં તમારા જેવા હોત તો એમજ કહેત નહીં ?"

"મને ખાત્રી નથી, My boy ! ૧૭૮૯ પહેલાં ફ્રાંસ રાષ્ટ્ર હતું. તેના રાજ્યકર્તા આંધળા હતા. તેની પ્રજામાં ઝનુન હતી. તે ધાર્મિક નહોતી, તે નિર્બલ નહોતી. તેનમાં વ્યવસ્થા શક્તિ હતી ને છતાં ભુખે મરતી હતી. આપણે ત્યાં એમાંનું કશું દેખાય છે ? સમજ્યો ?"

કાપડીઆએ જેમ જેમ વિગતો કહેવા માંડી તેમ તેમ સુદર્શનમાં પલવાર અશ્રદ્ધાનો સંચાર થયો. ગભરાટમાં તેને રુવાં ઉભાં થતાં લાગ્યાં.

"તમને નથી દેખાતું ?" તેણે માનભેર પ્રશ્ન પુછ્યો; "કર્ઝન સાહેબ શું આંખોવાળા દેખાય છે ? શું બંગાલી નિર્માલ્ય દેખાય છે ? શું આપણે અહીંઆં તમને ભુખમરો નથી દેખાતો ?"

"મુરખ ! કર્ઝન આંધળો હોય પણ બ્રીટીશ પ્રજા નથી. અંગ્રેજી ઇતિહાસ વાંચ્યો છે ? એ પ્રજામાં રસ્તો કાઢવાની તરકીબ છે."

"અમેરીકા ખોયું ત્યારે એ તરકીબ ક્યાં ગઈ હતી."

"તરકીબ તો શોધી હતી, પણ તેનો

અમલ મોડો થયો. બર્ક ને ચોધામનાં ભાષણો વાંચ્યાં છે ? તરકીબ તો તૈઆરજ હતી; પણ રાજા ખરાબ હતો. અમેરીકા ખોયું એટલે અગ્રેજોએ તરકીબ કરી રાજા નિર્માલ્ય કરી મુકયો. હવે એ ભુલ નહીં થાય. ને એ કરે તો તેનો લાભ લેતાં આપણને કયાં આવડે છે ?" પ્રોફેસરે તપકીર સુંઘી.

" તમે તદ્દન નિરાશાવાદી છો. "

" ના, હું તો તેમની ને તમારી સરખામણી તટસ્થ રીતે કરું છું."

" તેનું શું પ્રયોજન ! હું તો તમારી પાસે રસ્તો ખોળવા આવ્યો છું. તમે કહો છો કે વિપ્લવવાદ આપણે ત્યાં શકય નથી. ત્યારે શકય થાય કેમ ?"

" હા, હા." કાપડીઆ હસ્યા; "હું રાષ્ટ્ર રોગનો ડાકટર નથી. "

" છતાં આપના જ્ઞાનનો લાભ મારે લેવો છે."

" My boy ! વિપ્લવવાદ એટલે ઉત્ક્રાંતિ-ક્રમ ટુંકો કરવાની યોજના. જે મરદાઇ ને શક્તિ સો વર્ષમાં જણાય તેને પાંચ વર્ષમાં દર્શાવવી તેનું નામ વિપ્લવવાદ સમજ્યો ? સામાન્ય વીરતા ને વીસ ગણો પાનો ચઢવો જોઇએ. સામાન્ય ભાવનાઓની સચોટતા વીસ ગણી વધવી જોઇએ. આ પહેલું પગથીઉં. આ તમારા છોકરાઓથી થવાનું નથી. દર વર્ષે બી. એ. થાય છે તેમાંથી બે ટકા પણ કોલેજમાં સેવેલી ભાવનાઓ છ મહીના રાખી શકતા નથી. એ બધા નિર્માલ્ય બની સંસાર સાથે સમાધાન કરી લે છે."

સુદર્શન મનમાં હસ્યો. આ પુસ્તકઘેલા પ્રોફેસરને કયાં ભાન હતું કે તેના ને અંબાલાલ દેસાઇ જેવા ભાવનાશીલ યુવકો હવે પાકતા હતા. તેઓ જીવ જવા દેશે; પણ ભાવના છોડશે નહીં !

" પ્રોફેસર સાહેબ ! માફ કરો. આપ અમને ન્યાય આપતા નથી. અમે હવે એવા નથી."

" My boy ! જેટલા છોકરાઓ મેં ભણાવ્યા છે તેટલા તેં દીઠા નથી. તું પાસ થઇ જા પછી બતાવું. બૈરી હશે તો ખાવાનું માંગશે. મા હશે તો કમાવા કાઢશે. બાપ હશે તો મદદ માંગશે. ને કોઇ ઓફીસમાં માસિક ૫૦ રુપીઆ લઇ તારી ભાવનાઓ વેચી દેશે. હા. હા, હા."

સુદર્શનને આ હાસ્ય ચાબુકના ફટકા સમાન લાગ્યું. જ્ઞાનના આડંબરમાં આ પ્રોફેસર અધમમાં અધમ નિરાશાવાદ સેવતો હતો. એની વાતમાં માત્ર તિરસ્કાર નહીં, પણ દેશદ્રોહનાં બીજ જણાયાં. શું આ માણસ યુવકોને અશ્રદ્ધા-વાન બનાવવાનો ધંધો લઇ બેઠો હતો ? પોતાની મેળે, કે સરકારની ઉશ્કેરણીથી તે બધાને નિરુત્સાહી કરતો હતે ?

નિર્માલ્ય દેખાતા પ્રોફેસર જાણે ભયંકર નાગ હોય તેમ સુદર્શન તેમની તરફ જોઇ રહ્યો. સુદર્શન ને 'મા' નું દર્શન સાંભર્યું; ભીમનાથ પર ભેગા થએલા વિપ્લવવાદીઓ યાદ આવ્યા. ધની સમાન ઉછરતી વીરાંગના નજર આગળ આવી, તેણે હોઠ પીસી બોલવા માડયું.

" પ્રોફેસર સાહેબ ! આપનો જ્ઞાનયોગ નિરાશાની અંધારી છે. આપને ખરી દુનીઆ દેખાતી નથી, કે જોવી નથી. તમે જેને નકામા ગણો છો તે કોલેજીઅનોમાં ભાવનાશીલતા વધી રહી છે. જીંદગી તેમને મન રમત થઇ રહી છે. તે બધામાં ભારતમાતાની ભક્તિમાં તલ્લીન થઇ ગયા છે. આપનું જ્ઞાન ગણત્રીવાળું છે. તેમનું જ્ઞાન પ્રેરણાનું છે. અને સ્વતંત્ર ને સ્વાધીન થવા તત્પર થએલી પરમ પ્રબળ માતા તેમને પ્રેરી રહી છે."

શાંતિથી કાપડીઆ હસી રહ્યા. "આ ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ નહીં."

"પ્રોફેસર સાહેબ! એતો કર્મ માર્ગ છે. કર્મયોગ ઇતિહાસમાં ન આવે"

"Confusion of ideas (વિચારોનો સંભ્રમ) My boy!" તપકીર સુંઘી હાથ ખંખેરતાં પ્રોફેસર બોલ્યા; "કર્મયોગથી તમે મરી છુટો. વિજયી વિપ્લવ કરો કે નહીં એ વાત એમાં ન આવે."

"સાહેબ! કર્મની સિદ્ધિના વિચાર કે વિચારની સ્પષ્ટતાની વાટ જોયા કરીએ તો કર્મયોગ કેમ આચરાય?"

કાપડીઆ હસ્યા. "મુરખ! જરા સાંભળ. તું અત્યારે બંગાળી વિપ્લવવાદ પાછળ ઘેલો થયો છે. કાં તો પાંચ વર્ષે બધું વીસરી જશે કે ફાંસીએ જશે. પણ અહીંઆં આવ્યો છે તો એક વાત સાંભળતો જા. સિદ્ધાંત ગણ, ચેતવણી ગણ–જે ગણ તે. સમજ્યો?

"જો કર્મયોગ, રાષ્ટ્રવાદ કે વિપ્લવવાદ જે ગણતો હોય તે આચારમાં મુકવો હોય કે પ્રચાર કરવો હોય તો તેને ધાર્મિક સ્વરૂપ આપતો નહીં."

સુદર્શન હસ્યો; "એ બધા વાદો ધાર્મિક-જ છે."

"આ દેશમાં એનું પરિણામ એ આવશે કે તમે હતા ત્યાંના ત્યાં રહેશો. ગીતામાંથી કર્મયોગ લેશો તો પાછા કર્મકાંડ કરતા થશો. વેદાંતમાંથી લેશો તો અહં બ્રહ્માસ્મિ ગણગણવામાં વિરામ પામશો. યોગ સૂત્રમાંથી લેશો તો અહિંસાવાદી બની મરેલી જુ પર મંદિરો બંધાવશો, રાષ્ટ્રવાદ સ્વીકારો તો શુદ્ધ ને અમિશ્રિત."

"અમારો રાષ્ટ્રવાદ એ ધર્મજ છે."

"પણ તમારો ધર્મ તે રાષ્ટ્રવાદ છે એવા પુરાણા બ્રાહ્મણોનો જુનો સિદ્ધાંત ફરીથી પ્રગટાવશો નહીં. જા, My boy! હમણાં તો તારું નશીબ તને જેલમાં લઇ જવા બેઠું છે."

"એ ધન્ય દિવસ ક્યાંથી?"

"માબાપને પુછ્યું છે?"

"વિપ્લવવાદી ને માબાપ હોય ખરાં?..." હસીને સુદર્શને કહ્યું.

"પણ તું નામદાર જગમોહનલાલની સુલોચનાને પરણવાનો છે."

"ના, એને પરણી હું શું કરુ?"

"નથી પરણવાનો?" પ્રોફેસરે ચકિત થઇ પુછ્યું. પ્રોફેસરના અવાજમાં આશ્ચર્ય ઉપરાંત કે જુદા પ્રકારનો ધ્વનિ હતો. સુદર્શને તે પારખ્યો નહીં.

"ના જી, સાહેબજી!"

"સાહેબજી આવજે!" પ્રોફેસરે બારણું ઉઘાડતાં કહ્યું. સુદર્શને રજા લીધી.

પ્રોફેસરે બારણું બંધ કર્યું. ને આવીને નામદાર જગમોહનલાલની સહકુટુંબ છબી ભીંત પર લટકતી હતી તે જોઇ રહ્યા. છબીમાં આઠ નવ વર્ષની સુલોચના બાપની પાસે ઉભી હતી. પછી પ્રોફેસરે અકલ્પ્ય એવું કે કર્યું. બધું વીસરી તેણે સુલોચના સામે જોયા કર્યું. થોડીવારે તે બબડયા: "સારું છે કે આ ગાંડા જોડે નથી પરણવાની!" પાએક કલાકે ત્યાંથી ખસી પ્રોફેસર એક મેલા થઇ ગએલા આરસા સામે જોઇ રહ્યા; ને પોતાનું કદરુપું અંગ, ઉંડી ગએલી આંખો, હાથી જેવું કપાળ, ને ફીક્કા લટકતા હોઠ જોઇ રહ્યા. તેણે બે મીનીટ પછી નીસાસો મુકયો: રાતના તેનાથી વંચાયું નહીં.

૬

સુદર્શન કાપડીઆને ત્યાંથી નીકળ્યો ત્યારે તેના ગુંચવાડાનો પાર નહોતો. જે સિદ્ધાંતો તેને નિર્વિવાદ લાગતા હતા તેને પ્રોફેસરે હસી કાઢયા હતા. જે વિપ્લવવાદ તેને ચારે તરફ પ્રસરી

રહેલો લાગતો હતો તેની શક્યતા વીશે કાપડીઆ-ને શક હતો. તેની ભાવના, તેના સિદ્ધાંતો, તેનો કર્મયોગ—શું આ બધાં સ્વપ્નાંજ !

પ્રોફેસરે દર્શાવેલાં નવાં દષ્ટિબિંદુઓથી તેના હૃદયમાં અશ્રદ્ધાનો સંચાર થયો. એ અશ્રદ્ધાથી તેનું અંતર ખળભળી ઉઠ્યું. શું તે ખોટો હતો? શું તેનો કાર્યક્રમ નિષ્ફલ થવા સરજાયો હતો? શું 'મા'ના નસીબમાં સદાને માટે ઓશીયાળા-પણુંજ હતું? પરાધીન ભારત સ્વાધીન થવા સરજાયુંજ નહોતું?

તેને આસપાસ વહી રહેલી માનવસરિતાનું ભાન રહ્યું નહીં. દોડતી ઘોડાગાડીઓ ને ટ્રામો હતી ન હતી થઇ રહી. એને લાગ્યું કે શંકાઓના સાગરમાં તે ગુંગળાઇ રહ્યો હતો, ડુબવા માંડયો હતો. અશ્રદ્ધા તેને વીંટાઇ વળી, તેના પ્રાણ લેવા તત્પર બની. મુંબાઇ, હીંદ, પૃથ્વી, બ્રહ્માંડ તેને ડોલતાં લાગ્યાં.

ભાવનાહીણને અશ્રદ્ધા સમો લહાવો નથી; ભાવનાશીલને અશ્રદ્ધા સમું દુઃખ નથી. તેને તો ભાવના એજ જીવન હોય છે—તેમાં રાખેલી **શ્રદ્ધાજ** તેને જીવન સાથે સાંકળે છે. એ શ્રદ્ધા જતાં તે અંધ બને છે, જડ થઇ રહે છે—પછી તેને મૃત્યુ વિના બીજો આરો દેખાતો નથી. ખ્રીસ્તે મૃત્યુને ડાર્યું, પણ પિતાના અવિશ્વાસના ખ્યાલે તે કલ્પાંત કરી રહ્યો. મહમદ અશ્રદ્ધાનો ભોગ થતાં ગભરાઇ ઉઠતો. ગાંધીજી તેનો સ્પર્શ અનુભવતાં કઠણ તપશ્ચર્યાથી પ્રાણ ત્યાગવા તત્પર થાય છે.

અશ્રદ્ધાના-સંચારથી ગભરાઇ ગએલા સુદર્શન-નું મગજ ઠેકાણે રહ્યું નહીં. તેના અંગે પરસેવાના રેલા ઉતરવા લાગ્યા. તેની આંખો જોતી, પણ તેને કૈં દેખાતું નહીં. પરિચિત રસ્તે તેના પગ તેને કાંદાવાડી લઇ ગયા. તે ચાલનો દાદર ચઢયો. તેના ગુંગળાતા અંતરમાંથી નિરાશાની હાય-તેના પ્રાણ સાથે લઇ, બહાર નીકળવાની તૈયારી કરતી હોય એમ તેને થયા કરતું.

તેના પગ અટકયા. અંબેલાલની ઓરડીને ઉંબરે ને ટેબલ પર બેસી સુરતમાંથી પ્રગટ થતું 'શક્તિ' વાંચતી ધની તેણે જોઇ. તેની ડોક છટાથી મરડાઇ હતી. તેના મુખ પર તેજ—જાણે દૈવી હોય તેવાં રમતાં હતાં.

"ધનીબહેન! શું કરો છો?"

"'શક્તિ' વાંચું છું."

સુદર્શન થોડીવાર ઉભો રહ્યો. તે જાણે તેના હૃદયના તાર તુટતા હોય તેમ નિરાશાભર્યો સવાલ તેણે પુછયોઃ "ધની બહેન! મા સ્વતંત્ર થશે?"

ધનીએ ઉંચું જોયું ને સુદર્શનને ગભરાએલો જોયો. સ્ત્રીહૃદયને સહજ એવી સમજથી તેણે તેના તરફ સહાનુભૂતિથી જોયું ને ઉઠીને પાસે આવી.

"સદુભાઇ! શું પુછો છો? થશે શું! આપણે 'મા'ને સ્વતંત્ર કરીશું."

[ આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

નાના બચ્ચાંઓ બેસી શકે તેમજ સૂઇ શકે તેવી સગવડવાળી
ફોલ્ડીંગ બાબા ગાડી.



બાળકો પગને બદલે હાથથી ચલાવી શકે તેવી બાળક ગાડી.



તેમજ

ાલતા
ચાલતા
નાચતા
દોડતા
કુદતા
રમકડાં



આંખ ઉઘાડ
તી અને મીંચ
તી તરેહવાર
ફેન્સી ડરેસ
માં સજ્જ થ
યેલી નાની મો
ટી પુતળીઓ.

અમારી મારફત ઘણીજ સસ્તી કીમ્મતે મંગાવી શકાશે.

સોલ એજન્ટસ:—

**કેવળરામ એન્ડ કું.**
સુતાર બીલ્ડીંગ; એસ્પ્લેનેડ રોડ,
મુંબઇ.

ટેલીફોન. { ૨૫૫૯૯ / ૨૩૫૮૧ },
તાર: KECO.
પોસ્ટ બોક્સ, ૭૫૫.

# હીપ્નોટીઝમ અને મેસ્મેરીઝમ



કિમ્મત રૂ. ૮ આઠ.

ઝવેરી સાકરચંદ માણેકચંદ ધડીયાળી અનંતવાડી ભુલેશ્વર મુંબઈ-૨.

બહારગામના ઓર્ડરોપર પૂરતી દેખરેખ
રાખવામાં આવે છે.